( नवीनचंद्रराय तत्त्वदर्शकग्रन्थावलि. )

પુસ્તક ૧ લું.

# बाह्यवस्तुनी साथे मानवप्रकृति-ना संबन्ध विशे विचार.

મૂળ બંગાળીમાં.

સ્વર્ગસ્થ અક્ષયકુમાર દત્ત પ્રણીત.

ત્હેનું ભાષાન્તર કરનાર.

## નારાયણ હેમચંદ્ર.

અમદાવાદ,

યુનિયન છાપખાનામાં છાપ્યા.

ઈ. સ. ૧૮૮૯.

# ઉત્સર્ગ.

નિભૃતસ્થાનમાં જેની પૂજા કરૂંછું,
જેના પવિત્ર આત્માને વિશે શ્રદ્ધા તથા ભક્તિ રાખુંછું,
જેના માનસિક સૌન્દર્યની આગળ આત્મવિક્રય કર્યો છે,
તથા
જેના પરમ સદ્‌ગુણ અને નિર્મળ સ્નેહથી
હું
**સદા મુગ્ધ રહુંછું,**
**તે પુરૂષ સિંહ.**
**વસાહેબ હરિદાસ વિહારીદાસ દેશાઇને**
આ
"બાહ્ય વસ્તુની સાથે મનુષ્ય પ્રકૃતિના સંબંધવિશે વિચાર"
નામનું પુસ્તક
**ઉત્સર્ગ કરીને**
**કૃતાર્થ થાઉંછું.**

અમદાવાદ
૩૧ માર્ચ ૧૮૮૯. } **નારાયણ હેમચંદ્ર.**

# પ્રસ્તાવના.

વિજ્ઞાનશાસ્ત્રની જેટલી ઉન્નતિ થશે, તેટલી માનવ જાતિની અવસ્થા હાલના કરતાં ઘણી ઉન્નત થશે, પ્રકૃત વિજ્ઞાન માનવજાતિને નિર્દોષી કરશે અને ધર્મપરાયણ પણ કરશે. ઈશ્વરે આપણી મનોવૃત્તિને કેટલી પ્રધાન અને મહત્‌કાર્ય સંપાદન કરવાને ઉપયોગી કરી છે તે વિજ્ઞાનનું શિક્ષણ નહિ મેળવ્યાથી આપણે સમઝીશું નહિં. પ્રકૃત વિજ્ઞાનજ માણસના મનને સર્વ કાર્યમાં નિયુક્ત કરે છે; અને તેજ ધર્મ અને સુખના માર્ગે ઉપનીત થવાનો ઉપાય છે. કદાચ લોકો કહેશે કે આપણા હાલના કષ્ટ અને દુઃખ પાપથી ઉત્પન્ન થાય છે અને માનવ જાતિની નૈતિક ઉન્નતિ કેવળ ધર્મદ્વારા થશે અને વિજ્ઞાનદ્વારા કદી થશે નહિં. પરંતુ અમે ધારીએ છિયે કે ધર્મ અને વિજ્ઞાન આ બન્ને માનવ જાતિની ઉન્નતિના પ્રધાન ઉપાય છે. પરીક્ષાદ્વારા જોવામાં આવ્યું છે કે અજ્ઞાન અને મૂર્ખ લોકોમાં પાપ અને દોષનો વધારે પ્રાદુર્ભાવ છે. માણસો હમણાં જે અનાચારથી ઘેરાયલા છે તે અજ્ઞાનતા અને પાપથી ઉત્પન્ન થયેલા છે. વિજ્ઞાનની ઉન્નતિની સાથે અજ્ઞતા અને અજ્ઞતાની સાથે પાપ દૂર થશે તેમાં કંઈ સંદેહ નથી. માનવજાતિ ભવિષ્યમાં પૂર્ણ સુખની અવસ્થામાં આવશે કે નહિં તે વિશે ઘણાક સંદેહ કરે છે પરંતુ વિજ્ઞાન નિશ્ચયથી હા કરે છે, પ્રાકૃતિક નિયમનું નિશ્ચય ફળ જોવામાં આવે છે તેથી, વિજ્ઞા-

નથી માનવાત્માની ઉન્નતિ થશે આ સત્યનું કલ્પનાથી ખંડન કરી સકાય એમ નથી. વિજ્ઞાન દેખાડે છે કે, પાપ કાર્ય કદી છુપાં રહેતાં નથી; તે પ્રકાશિત થશે ને થશે, લોકોના તિરસ્કારથી માનસિક યાતના ભોગવવી પડશે, જો વિજ્ઞાનશાસ્ત્રથી જાણવામાં આવે કે પાપ કર્યેથી દુઃખ અને કષ્ટ ભોગવવું પડશે, પાપના ફલમાં સુખ કદી મળનાર નથી તો પાપનું કારણ જે પ્રલોભન છે તેનો પ્રભાવ નષ્ટ થશે. અને માનવ જાતિ હાલના કરતાં ઘણીક પાપ શૂન્ય થશે. આવી રીતે વિજ્ઞાન મનુષ્યની નૈતિક ઉન્નતિ કરે છે. આ બધાનું જ્ઞાન ગુર્જર વાંચનારાને થાય અને તેથી દુઃખની નિવૃત્તિ અને સુખની વૃદ્ધિના ઉપાયનું અવલંબન જનસમાજ કરે એ ઉદ્દેશથી આ પુસ્તકમાળાની સાથે, મ્હારા પરમ હિતૈષી બાબૂ નવીનચંદ્રરાય નામના બંગાળી સદ્‌ગૃહસ્થનું નામ સંયુક્ત કરીને, "નવીનચંદ્રરાય તત્ત્વદર્શકગ્રંથાવલિ"ના પ્રથમ પુસ્તક રૂપે સ્વર્ગસ્થ અક્ષયકુમાર દત્તના "બાહ્ય વસ્તુર સહિત માનવ-પ્રકૃતિર સંબંધ-વિચાર"નું ભાષાંતર કરીને આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

અંતે કૃતજ્ઞતા પૂર્વક સ્વીકાર કરૂં છું કે આ પુસ્તકને સુધારી આપવાનું કામ શ્રદ્ધાસ્પદ નરસિંહરાવ ભોળાનાથ સી. એસ. બી. એ. શ્રદ્ધાસ્પદ છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ. અને શ્રદ્ધાસ્પદ કૃષ્ણરાવ ભોળાનાથે અનુગ્રહ પૂર્વક કર્યુંછે તેને માટે હુંતેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનુંછું.

**અમદાવાદ, કૌમુદીભવન**
તા. ૩૧ મી માર્ચ ૧૮૮૯. } **નારાયણ હેમચંદ્ર**

# ઉપોદ્ઘાત.

દુઃખની નિવૃત્તિ કરીને સુખની વૃદ્ધિ થાય હેવી સઘળાની ઈચ્છા હોય છે; પરંતુ કિયા ઉપાયથી એ મનોવાંછા પૂર્ણ થઈ સકે છે તે ઉત્તમરૂપે નહિં જાણ્યાથી મનુષ્ય ઘણી જાત્યનાં દુઃખ ભોગવતો આવે છે. પ્રાચીન કાળથી નાના પ્રકારના દેશના નીતિ–પ્રદર્શક અને ધર્મ પ્રયોજક પંડિતોએ આ વિષયમાં ઘણા ઉપદેશ આપ્યા છે, પરંતુ કોઈ તે કામમાં સફલ થયા નથી, અદ્યાપિ ભૂમંડળ રોગ, શોક, જરા, દારિદ્રય વગેરે નાના પ્રકારના દુઃખમાં નિમગ્ન થઈ રહેલું છે. એટલા માટે, એ વિશે જે કંઈ જાણવામાં આવે ત્હેનો યત્ન પૂર્વક પ્રચાર કરરવો સર્વ પ્રકારે કર્તવ્ય છે. મિ. જાર્જ કુંબ પ્રણીત "કોન્સટિટ્યુશન ઑફ મેન" નામના ગ્રન્થમાં એ વિષય ઉત્તમ રીતે ચર્ચાયેલો છે. ત્હેણે નિઃસંશય નિરૂપણ કર્યું છે કે, પરમેશ્વરના નિયમનું પ્રતિપાલન કર્યાથીજ સુખની ઉત્પત્તિ થાય છે, અને ત્હેનું ઉલ્લંઘન કર્યાથી દુઃખ ઉપજે છે. જગદીશ્વર કહેવી રીતે નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પ્રતિપાલન કરે છે, અને કિયા નિયમાનુસારે ચાલ્યાથી શો લાભ થાય છે અને કિયા નિયમનું ઉલ્લંઘન કર્યાથી કહેવી રીત્યનું પ્રતિફલ પ્રાપ્ત થાય છે, તે એ ગ્રંથમાં ઉત્તમ રીતે દેખાડવાનો યત્ન કર્યો છે. એ ગ્રન્થનો અભિપ્રાય સ્વદેશના લોકોને જણાવવો એ ઘણું

કચિત જાણ્યાથી બંગાળી ભાષામાં ત્હેનો સારસંગ્રહ કરીને "બાહ્ય વસ્તુર સહિત માનવ પ્રકૃતિર સંબન્ધ વિચાર" નામના એક એક નિબંધ "તત્વબોધિની પત્રિકા" માં પ્રકટ થયા હતા. એ સઘળા નિબંધ વાંચીને ઘણાક વાંચનારાઓને તેના ઉપર મોહ ઉપજ્યો તેથી પુસ્તકાકારમાં પ્રગટ કરવાને કહ્યાથી આ પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કર્યો. આ પુસ્તક અંગ્રેજી પુસ્તકનું શબ્દશઃભાષાન્તર નથી. જે ઉદાહરણો યુરોપિયન લોકોને યોગ્ય અને ઉપકારજનક છે, પરંતુ આપણા દેશના લોકોને ઉપયોગી નથી, ત્હેવા ઉદાહરણનો પરિત્યાગ કરીને તેને બદલે જે ઉદાહરણો આપણા દેશના લોકોને યોગ્ય તથા હિતજનક થાય તે લખ્યા છે. આપણા દેશની વશપરંપરાથી ચાલતી આવેલી રૂઢીઓનાં કોઈ કોઈ જગાએ ઉદાહરણ આપીને ત્હેના દોષ દેખાડયા છે. ટૂંકામાં આપણા દેશના લોકો મન લગાડીને વાંચે અને ત્હેને અનુસરીને વ્યવહાર કરવામાં પ્રવૃત્ત થાય, એ ઈચ્છાથી મેં આ માનવ પ્રકૃતિ વિષયનું પુસ્તક તૈયાર કરીને પ્રસિદ્ધ કર્યું છે. જો મ્હારા સ્વદેશી ભાઈઓ અનુગ્રહ કરીને મ્હારો મનોરથ પૂર્ણ કરશે તો હું ચરિતાર્થ થઇશ.

વાંચકવૃન્દને કૃતાંજલિ થઈને વિનીત ભાવથી નિવેદન કરૂંછું કે જો આ પુસ્તકમાં કોઈ જગ્યાએ પોતાના મત વિરૂદ્ધ તથા દેશાચાર અર્થાત્ રૂઢીના વિરૂદ્ધ અભિપ્રાય જણાય તો એકદમ અશ્રદ્ધા નહિં કરતાં વિચાર કરીને જોવું. જેમ જગદીશ્વરે અંધકાર નિવારણને માટે

તેજ પેદા કર્યુ છે, તેમ મનુષ્યની ભુલ્ય દૂર કરવા માટે બુદ્ધિવૃત્તિ આપી છે. એટલા માટે, બુદ્ધિનું પરિચાલન કરીને કર્તવ્યાકર્તવ્યનું નિરૂપણ નહિં કરતાં બહુ દોષાકર દેશાચારના દાસ થઇને ચાલવું એ બુદ્ધિમાન જીવનું કર્તવ્ય નથી. નાના પ્રકારના પરસ્પર-વિરૂદ્ધ વ્યવહાર પ્રચલિત છે, તે સર્વ સુવ્યવહાર તરીકે સ્વીકાર કર્યાથી ધર્માધર્મમાં બીજો કંઈ પ્રભેદ રહેતો નથી. એક દેશમાં એવી રીતિ છે કે માણસ નરહત્યા કરીને જેટલા નર કપાલ સંગ્રહ કરી સકે તે તેટલા માનને પાત્ર થાય છે. બીજા એક દેશમાં એવી રીતિ છે કે પરદેશી માણસોનું ધન હરણ કરવું અને તેઓ માને છે કે મારી નાંખ્યાથી ગૌરવ વધે છે. કેટલીક સુધરેલી જાતિમાં આવી રીત્યનો વ્યવહાર જોવામાં આવે છે કે જો કોઈ માણસ કોઈનું અપમાન કરે તો અપમાનિત મનુષ્યની ઈચ્છાનુસારે ઉભય પરસ્પર બંધુક ચલાવીને પરસ્પરના પ્રાણ સંહાર કરવામાં પ્રવૃત્ત થવું, અપમાન કરનાર માણસ તેનો અંગીકાર નહિં કરે તો તે માનભ્રષ્ટ તથા લજ્જનસ્પદ થાય છે. કેટલાક દેશના લોકો નરમાંસ ખાઈને પોતાનું પેટ ભરે છે. કેટલાક દેશમાં આવી રૂઢિ ચાલે છે કે, પિતા, માતા અથવા કુટુંબમાંનો માણસ ઘણોજ આજારી તથા જરાગ્રસ્ત થયો હોય તો ત્હેનું માંસ કુટુંબાદિ ખાય. તે દેશના લોકો એ સઘળી રૂઢીઓને સદાચાર જાણે છે પણ તે ખરેખર સદાચાર નથી એક ધર્મના લોકોમાં પણ આચાર વ્યવહારમાં ઘણી ભિન્નતા

જોવામાં આવે છે. હિંદુસ્તાની હિંદુઓ તળેલી પુરીને અશુદ્ધ તથા અસ્પર્શ્ય ગણતા નથી, અને તે પછોડી તથા કપડાંને લાગ્યાથી તેને ધોતા નથી. ઉડિસ્યાની તરફ વિધવા વિવાહ થાય છે. મહારાષ્ટ્રીય લોકોમાં સ્ત્રી પુરૂષ એક પંક્તિમાં બેસીને ખાય છે. પરંતુ બંગાળીઓનો આચાર વ્યવહાર એનાથી સંપૂર્ણ વિપરીત છે. બંગાળ દેશના લોકો અને હિંદુસ્તાની વગેરે બીજા દેશના લોકોના પરસ્પર-વિરૂદ્ધ વ્યવહાર કોઈ પણ રીતે હિંદુશાસ્ત્ર સંમત નથી એટલા માટે રૂઢિઓજ માત્ર વિહિત છે એ ઘણુંજ યુક્તિ-વિરુદ્ધ છે. જે રીતિ પરમેશ્વરના નિયમાનુયાયી છે તેજ યથાર્થ વિહિત છે. વિશ્વ-નિયંતાએ વિશ્વ રાજ્યનું પ્રતિપાલન કરવા માટે નાના પ્રકારના શુભદાયક નિયમ સ્થાપ્યા છે અને તેનું નિરૂપણ કરવા માટે આપણને બુદ્ધિવૃત્તિ આપી છે. વંશપરંપરાની દોષવાળી રૂઢિયોની ખાતર પરમેશ્વરે આપેલી બુદ્ધિવૃત્તિ પરિચાલનની અને તેનાથી નિકળતા તત્વના અનુષ્ઠાનની અવહેલા કર્યોથી અપરાધી થવાય છે. એટલા માટે, ખાસ નિવેદન કરૂંછું કે, જો કોઇને આ ગ્રંથમાં પોતાના મતના વિરૂદ્ધ અભિપ્રાય જોવામાં આવે, તો તેથી એકદમ અશ્રદ્ધા નહિં કરતાં વિચાર કરીને જોવું. મહા મહોપાધ્યાય પંડિતો પણ કોઇ વિષયમાં ભૂલ્ય કરે છે. એટલા માટે, પોતાને અભ્રાન્ત સમઝવું અને પોતાના મતને ભ્રમ શૂન્ય સમઝીને ત્હેના વિરૂદ્ધના સઘળા અભિપ્રાયના ઉપર અવિશ્વાસ કરવો એ કર્ત્તવ્ય નથી. જે ખરેખરા

તત્વ સદ્ વિચારદ્વારા પ્રમાણિત થાય ત્હેનોજ સ્વીકાર કરવો અને ત્હેને અનુસરીને કામ કરવું જોઈએ. આ માનવ પ્રકૃતિ વિષયના પુસ્તકમાં જે અભિપ્રાય પ્રકાશિત કરવામાં આવ્યા છે, તે પ્રત્યક્ષ મૂલક અને યુક્તિથી નિકળેલા છે, વિશેષતઃ તે યથાર્થ છે કે નહિં, તે અનાયાસે પરીક્ષા કર્યાથી જોવાય એમ છે. વિશ્વનિયન્તાનો એક પણ નિયમ વિફલ થાય એવો નથી; ત્હેનું અનુસરીને ચાલ્યાથી તરત સુખરૂપ સંપત્તિ મળે છે.

એટલા માટે સ્વદેશીય લોકોને વિનીત ભાવથી નિવેદન કરવામાં આવે છે કે પરિશ્રમ કરીને આ પુસ્તક સવિશેષ આલોચના કરીને જોવું, અને ત્હેમાં જે અભિપ્રાય દર્શાવ્યા છે ત્હેને અનુસરી વ્યવહાર કરવામાં યત્નવાન્ થવું. જે માણસ જેટલું પ્રાકૃતિક નિયમનું શિક્ષણ મેળવશે તેણે તેટલું લોકોને વિશેષતઃ બાળકોને શિક્ષણ આપવાનો યત્ન કરવો. જે માણસ કોઇ વિદ્યાલયનું અધ્યક્ષપણું કરતો હોય તેણે આ વિષયપર વધારે દૃષ્ટિ રાખવી જોઈએ. બાળકોના વિદ્યાધ્યયનનો ભાર જેઓના ઉપર સોંપવામાં આવ્યો છે, માટે તેઓએ પોતે યથોચિત જ્ઞાન મેળવીને પોતાના શિષ્યોને સુશિક્ષિત તથા સદાચારી કરવાનો યત્ન કર્યાથી આપણા દેશના સુખ સૌભાગ્યના સાધનનો માર્ગ ઘણીક રીતે સરળ થઈ સકશે ત્હેમાં સંદેહ નથી.

જેમ પોતે પોતાના કુટુંબનું અને બીજા સાધારણ લોકોના જ્ઞાન, ધર્મ સુખ, અને સ્વતંત્રતાની વૃદ્ધિ કરવાનો

યત્ન કરવો એ પ્રત્યેક મનુષ્યને ઉચિત છે, તેમ રાજાએ પણ પ્રજાના વિદ્યાભ્યાસનો ભાર ગ્રહણ કરવો એ સર્વ રીતે તેનું કર્ત્તવ્ય છે. બીજાની સાથે જે વિષયનો કંઈ સંબધ નથી, તે વિષયમાં સર્વે પોતપોતાની ઈચ્છા પ્રમાણે વ્યવહાર કરી સકે છે, પરંતુ બીજાની સાથે જે વિષયનો સંબંધ છે, તે વિષયમાં ન્યાય-વિરુદ્ધ વ્યવહાર ન થાય, ત્હેના ઉપાય સારુ કાયદા કરવા જોઈએ; કારણ કે, એક માણસના કુવ્યવહારથી બીજાને અપકાર ન થાય એવી યોજના કરવી એ રાજનિયમનો પ્રધાન ઉદ્દેશ છે. શારીરિક નિયમ નહિ જાણ્યાથી શરીર ભગ્ન થઈને સામાજિક કાર્યે સાધનમાં અશક્ત થઇ જવાય છે; અને એક જણ જો શારીરિક નિયમનું ઉલ્લંઘન કરે તો તેથી નાનાપ્રકારે અડોશી પડોશીઓને પીડા થવાની ભીતિ રહે છે; એટલા માટે પ્રત્યેક પ્રજા શારીરિક નિયમ જાણી સકે ત્હેના ઉપાય કરવા જોઈએ. જેઓની વર્તણૂક બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ. ને તાબે ન હોય ત્હેમનાથી જનમંડળને ઘણીક રીત્યના નુકસાન થવાનો સંભવ છે; એટલા માટે પ્રજાની પ્રધાન પ્રધાન મનોવૃત્તિ પ્રબલ કરવા અને નિકૃષ્ટ પ્રવૃત્તિયો વશીભૂત કરવા માટે પ્રજાને રીત્યસર ધર્મનીતિ શિખવીને ત્હેના અનુયાયી અનુષ્ઠાનમાં પ્રવૃત્ત કરવાના ઉપાય યોજવા જોઈએ. શિલ્પવિદ્યા, રસાયન વિદ્યા, અર્થશાસ્ત્ર વગેરે જે વિદ્યા શિખ્યાથી ઉત્તમોત્તમ ઉદ્યોગ થઈ સકે અને જનમંડળ દુઃખ મુક્ત અને સુખ યુક્ત થઈ સકે ત્હેવી કેળવણી આપવી જોઈએ આ સમસ્ત સદ્‌વિદ્યા શિખવવાના

ઉપાય કર્યાથી રાજા અને રાજપુરુષો પ્રજાના ઋણમાંથી કોઈ રીતે છુટી સકતા નથી. જો દુષ્ટોનું દમન કરવા માટે પોલીશ રાખવી એ રાજાનું કર્તવ્ય હોય તો પ્રજાની દુષ્પ્રવૃતિનું દમન અને સત્પ્રવૃત્તિનું વર્દ્ધન થાય ત્હેવા ઉપાય કરવા એ કેમ કર્ત્તવ્ય ન કહેવાય? પ્રજાની શારીરિક સુખાકારી થવાના તથા નગરની સફાઈ થવાના, અને નિર્મળ પાણી મળવાના તથા દુર્ગંધની વસ્તુ દૂર કરવાના ઉપાય કરવા એ રાજાનુ કર્તવ્ય હોય, તો પ્રજા ભૌતિક અને શારીરિક નિયમ જાણીને સ્વચ્છ રહે અને બીજા શારીરિક નિયમ પાળે ત્હેના ઉપાય કરવાએ રાજ નિયમનો ઉદ્દેશ કેમ ન હોય? એટલા માટે પ્રજાને ઉપર લખેલી વિદ્યા શિખવવામાં પ્રવૃત્ત કરવી અને ત્હેના ઉપાય કરી આપવા એ રાજાનું કર્ત્તવ્ય કર્મ છે. તેઓ ગમે તો કાવ્યનો અભ્યાસ કરે અથવા ન કરે તેમાં પોતાની રાજનિયમને વચમાં પડવાની જરૂર નથી. જો ભારતવર્ષના રાજપુરુષો આ સમસ્ત પરમ મંગલદાયક અભિપ્રાયને અનુસરીને સાધારણ લોકોને ઉપર કહેલી રીતે શિક્ષણ આપવાનો યત્ન કરે તો આપણું સૌભાગ્ય કહેવું થાય? જે જે વિદ્યાનું અધ્યયન કર્યાથી ભૌતીક, શારીરિક અને માનસિક નિયમ જાણવામાં આવે તેનું શિક્ષણ રાજ તરફના વિદ્યાલયમાં આપવું અને તે શિક્ષણના અનુયાયી અનુષ્ઠાન કરવામાં લોકો પ્રવૃત્ત થાય ત્હેના ઉપાય રાજપુરુષોએ કરવા જોઈએ.

વધારે વખત સુધી પરિશ્રમ કર્યાથી બુદ્ધિવૃત્તિ અને ધ-

ર્મપ્રવૃત્તિની સ્ફુર્તિ થતી નથી, અને જ્ઞાન તથા ધર્માલોચના ને માટે અવકાશ મળતો નથી. એટલા માટે હાલની રીતિ ને લીધે લોકો ઘણા કાળ સુધી શરીરનું દુઃખ ભોગવવું પડે છે. અને બુદ્ધિવૃત્તી અને ધર્મપ્રવૃત્તિના પરિચાલનને માટે અવકાશ મળતો નથી, રાજ નિયમ તે રીતિ ફેરવવાની સર્વદા આવશ્યકતા છે.

હાલ જે આચાર વ્યવહાર ચાલે છે, તેનાથી નિકૃષ્ટ પ્રવૃત્તિઓ પ્રબલ થાય છે દ્રવ્યોપાર્જન અને વિષય વૃદ્ધિની-જે રીતિ છે ત્હેનાથી અર્જ્જત સ્પૃહાવૃત્તિ દિવસે દિવસ સતેજ થાય છે કુલાભિમાન અને લોકિક માનથી ગર્વ અને અહંકારજ ઘણાજ વધે છે. યુદ્ધ કાર્યથી જીઘાંસા અને પ્રવિવિધિત્સા પ્રબળ થાય છે. મંદિરા પાન અને બીજા માદક પદાર્થના સેવનની રીતિ પ્રબલ થયાથી લોકોના ચિત્તમાંથી ધર્માંકુર સમૂળ ઉખડી જાય છે. શિક્ષાગુરુ અને દિક્ષાગુરુ હજારો પ્રકારના ઉપદેશ આપે તો પણ જ્યહાં સુધી એ સમસ્ત રીતિ પ્રચલિત રહેશે ત્યહાં સુધી તેઓના ઉપદેશનું ઉત્તમ રૂપે ફલ થવાનો સંભવ નથી પરંતુ ઉપદેશ આપ્યા વિના ઉપાય નથી. મનુષ્યની પ્રકૃતિ, બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેનો સંબંધ, અને તે સંબંધાનુયાયી અનુષ્ટાનના ઉપર સર્વ પ્રકારે તેના કલ્યાણનો આધાર છે એ સર્વ વિષયપર ઉપદેશ આપવો ઘણોજ જરૂરનો છે. આ સર્વ વિષયમાં ઉપદિષ્ટ થયાથી લોકો પરમેશ્વરના પ્રાકૃતિક નિયમ અને પોતાની સુખ સચ્છંદતાનો યથાર્થ માર્ગ જાણશે, અને તે જાણીને તદનુયાયી સાંસારીક નિયમ

સ્થાપવાનો યત્ન કરશે

બ્રાહ્મોએ જે ધર્મનું અવલંબન કર્યું છે, તેને સંબંધે આ પુસ્તકનું અધ્યયન અને વારંવાર પર્યાલોચના કરવી એ તેઓની ફરજ છે. પરમેશ્વરપર પ્રીતિ રાખવી અને ત્હેના પ્રિય કાર્ય કરવા એ બ્રાહ્મધર્મ મત છે. જે કાર્ય આપણા પરમ પિતા પરમેશ્વરને પ્રીતિકારક છે, તે પ્રાણ આપીને પણ બજાવવા જોઇએ. પરંતુ કીયા કીયા કાર્યો ત્હેના પ્રીતિકારક છે તે નહિં જાણ્યાથી, તે કરવામાં પ્રવૃત્ત થવું અશકય છે. વિશ્વપતિ જે શુભકારક નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પાલન કરે છે, તેને અનુસરતા કાર્યજ ત્હેને પ્રિય છે; અને ત્હેના પ્રત્યે પ્રીતિ બનાવીને તે સર્વ કરવા એ આપણો એક માત્ર ધર્મ છે. અને કેહવી રીતે તે નિયમ શિખી સકાય તે આ પુસ્તકમાં યથાસાધ્ય પ્રદર્શિત કરવામાં આવ્યું છે. એટલા માટે આ ગ્રંથ બ્રાહ્માને ધર્મ શિક્ષણ માટે સર્વથા ઉપયોગી છે. આ ગ્રંથમાંના સિદ્ધાંતનું અવલંબન કરીને તદનુયાયી વ્યવહાર કરવામાં અને બીજા લોકોને તે ઉપદેશ આપવામાં યત્નવાન્ થવું એ બ્રાહ્મોને ઉચીત છે.

આ ગ્રંથમાં જે સમસ્ત સર્વ શુભદાયક વિષયકનું વિવેચન કરવામાં આવ્યું છે, તે સર્વ જ્યારે વિદ્યાલયમાં શિખવવામાં આવશે, ધર્મોપદેશકો પરમેશ્વરનાં પ્રિય કાર્યે ત્હેની ઉપાસનાનું અંગ છે એવો ઉપદેશ આપશે, અને સાંસારીક વ્યવહાર તથા વિષય-ચેષ્ટા અવિચ્છીન્ન નૈસર્ગિક નિયમાનુસારે થઈને વિષય-કાર્યે જ્ઞાન તથા

ધર્માનુષ્ઠાન એકત્ર થશે; ત્યહારે મનુષ્ય નામના ગૌરવની રક્ષા થઇને ઉત્તરોત્તર ત્હેની પૂર્ણાવસ્થા થશે.

આપણા દેશના લોકો સંસ્કૃત વચન સાંભળી ત્હેના ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ રાખે છે, અને ત્હેના વિરૂદ્ધ વાક્ય પ્રત્યક્ષ-સિદ્ધ હોવા છતાં તેના ઉપર અવિશ્વાસ કરે છે. આ મ્હોટામાં મ્હોટો કુસસ્કાર મહા અનર્થનું મૂળ થયું છે. ત્હેનો પરિત્યાગ નહિં કર્યાથી કોઇ રીતે આપણા દેશનું મંગળ થનાર નથી. જેમ પ્રાચીનકાળે ભારતવર્ષીય પંડિતોએ પોતપોતાની બુદ્ધિ પરિચાલનપૂર્વક જ્યોતિષાદિ કેટલીક વિદ્યાની સૃષ્ટિ કરીને સંસ્કૃત ભાષામાં લિપિબદ્ધ કર્યો છે તેમ યવનાદિ બીજી જાતિના પંડિતોએ પણ પોતપોતાની ભાષામાં વિવિધ પ્રકારની વિદ્યાનો પ્રકાશ કર્યો છે પરંતુ હાલના યુરોપના પંડિતોએ પોતાની અસાધારણ બુદ્ધિના બળથી જેવી ઉન્નતિ કરી છે, ત્હેની સાથે તુલના કરીને જોયાથી, સંસ્કૃત જ્યોતિષાદિ અતિ સામાન્ય જણાશે હાવીજ રીતે હમણાં જેવા ઉત્તમ તત્વ નિરૂપિત છે અને જે અદ્‌ભુત વ્યાપાર થયા છે અને થાય છે, તે સર્વ ભારતવર્ષીય પ્રાચીન પંડિતોના સ્વપ્નામાં પણ નહોતું તે સંબંધી સંસ્કૃત ગ્રંથમાં કંઈ લખાણ નથી માટે કાંઈ અગ્રાહ્ય છે એમ નથી. એટલા માટે, સંસ્કૃત શાસ્ત્રોક્ત પ્રમાણના શિવાય બીજા કોઈ પ્રમાણ ગ્રાહ્ય નથી, અને સંસ્કૃત શાસ્ત્રકારોએ જે વિષયનું જેટલું નિરૂપણ કર્યું છે. ત્હેનાથી વધારે હવે કંઈ જણાશે નહિં આ મત અનર્થકર કુસંસ્કાર ઘણોજ ભૂલ ભરે-

લો અને ઘણોજ અશ્રદ્ધાને યોગ્ય છે. હવે આપણા દેશના જન સાધારણના પ્રત્યે સવિનય નિવેદન છે કે આ ભયાનક કુસંસ્કારનો પરિત્યાગ કરીને આ પુસ્તકમાંના અભિપ્રાય સંપૂર્ણ યુક્તિ સિદ્ધ અને શુભદાયક છે કે નહિં ત્હેનો વિચાર કરીને જોવું.

અંતે કૃતજ્ઞચિત્તે અંગીકાર કરૂંછું કે શ્રીયુકત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે અને દેવેન્દ્રનાથ ઠાકુરે અનુગ્રહ કરીને આ પુસ્તકના સંશોધનમાં ઘણું આનુકૂલ્ય કર્યું છે. તેઓ અને તેમના જેવા બીજા સદ્‌વિદ્યાશાળી વિચક્ષણ માણસે ગ્રાહ્ય કર્યું છે તેથી મેં આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું સાહસ કર્યું છે.

શ્રી અક્ષયકુમાર દત્ત.

# અનુક્રમ.

## ભાગ ૧ લો.

## શારીરિક નિયમનું ઉલ્લંઘન કરવાનું ફળ.

## ભાગ ૨ જો.

## ધર્મના નિયમનું ઉલ્લંઘન કરવાનું ફળ.





## કઠણ શબ્દના અંગ્રેજી અર્થ.



| | |
|---|---|
| અધ્યવસાય, | ... Firmness. |
| અનાથનિવાસ, | ... Orphan-asylum. |
| અનુચિકીર્ષા, | ... Imitation. |
| અનુમિતિ, | ... Causality. |
| અન્ત્ર, | ... Intestine. |
| અપત્યસ્નેહ, | ... Philoprogenitiveness. |
| આકારાનુભાવકતા, | ... Faculty of form. |
| આત્માદર, | ... Self-esteem. |
| આશ્ચર્ય, | ... Faculty of wonder. |
| આસંગલિપ્સા, | ... Adhesiveness. |
| ઈતરજંતુ, | ... Lower animals. |
| ઉપચિકીર્ષા, | ... Benevolence. |
| ઉપમિતિ, | ... Faculty of comparison. |
| કંપાસ, | ... Compass. |
| કાર્યકારણભાવ, | ... Causatiou. |
| કાલાનુભાવકતા, | ... Faculty of time. |
| કુસંસ્કાર, | ... Prejudic. |
| ગુરૂત્વાનુભાવકતા, | ... Faculty of weight. |

| | | |
|---|---|---|
| ગોમસૂર્યોધાન, | ... | Vaccination. |
| ઘટનાનુભાવકતા, | ... | Eventuality. |
| જડ, | ... | Idiot. |
| જલપ્રપાત, | ... | Cataract. |
| જિઘાંસા, | ... | Destructiveness. |
| જિજીવિષા, | ... | Love of life. |
| જીવનની શક્તિ, | ... | Vital power. |
| જુગોપિષા, | ... | Secretiveness. |
| દૂરવીક્ષણ, | ... | Telescope. |
| ધમની, | ... | Nerve. |
| ધર્મનીતિ, | ... | Science of morals. |
| નિકૃષ્ટ પ્રવૃત્તિ, | ... | Lower propensities. |
| નિર્મિત્સા, | ... | Constructiveness. |
| નૈમિત્તિક ગુણ, | ... | Temporary quality. |
| નૈસર્ગિક, | ... | Natural. |
| ન્યાયપરતા, | ... | Conscientiousness. |
| પર્યટક, | ... | Traveller. |
| પ્રાકસ્થલી, | ... | Stomach. |
| પ્રકૃતિ, | ... | Nature, constitution. |
| પ્રતિવિધિત્સા, | ... | Combativeness. |
| પ્રકૃતિક, | ... | Natural. |

પ્રાકૃતિક-ઈતિવૃત્ત, ... Natural History.
બુદ્ધિવૃત્તિ, ... Intellectnal faculties.
બુભુક્ષા, ... Appetite for food.
ભાષાશક્તિ, ... Faculty of language.
ભૂતત્વ, ... Geology.
ભૌતિક, ... Physical.
મસ્તિષ્ક, ... Brain.
માંસપેશી, ... Muscle.
મૈસ્મરતત્વ, ... Mesmerism.
રસાયન, ... Chemistry.
રાજનીતિ, ... Science of Government.
રાજવિપ્લવ, ... Revolution.
લોકાનુરાગ પ્રિયતા, ... Love of approbation.
વર્ણાનુભાવકતા, ... Facnlty of colouring.
વાણિજ્યાગાર, ... Firm of a merchant.
વાયુકોશ, ... Air bladder.
વાષ્પીય યંત્ર, ... Steam Engine.
વાષ્પીયયંત્ર-તરણી,
,, નૌકા, ...Steam-vessel.
,, પોત,
વિજ્ઞાન, ... Science.

| | | |
|---|---|---|
| વિવત્સા, | ... | Inhabitiveness. |
| વૃત્તિ, | ... | Faculty. |
| વ્યક્તિગ્રાહિતા, | ... | Individuality. |
| શારીર વિધાન, | ... | Physiology. |
| શારીરસ્થાન, | ... | Anatomy. |
| શારીરિક, | ... | Organic. |
| શોભાનુભાવકતા, | ... | Indeality. |
| શ્રમોપજીવી, | ... | Labourer. |
| સંખ્યા, | ... | Faculty of number. |
| સમસંસ્થાપન, | ... | Equilibrium. |
| સમાધિસ્થાન, | ... | Burial-ground. |
| સાધારણસૂતિકાગાર, | .. | Lying-in-hospital. |
| સાવધાનતા, | ... | Cautiousness. |
| સ્તર, | ... | Stratum. |
| સ્વરાનુભાવકતા, | ... | Faculty of tune. |
| હૃત્તત્વવિવેક, | ... | Phrenology. |



# અવતરણ.



આ પ્રત્યક્ષ પરિદૃશ્યમાન વિશ્વવ્યાપાર ઉપર લક્ષ દઇને વિવેચના કર્યાથી સ્પષ્ટ જણાશે કે, બધી જાતનાં પ્રાણિયો અને સઘળી જાતની જડ વસ્તુની એક એક પ્રકારની મુકરર ખાસિયત છે, અને બીજી વસ્તુની સાથે હેનો વિશેષ સંબન્ધ પણ નિરુપિત છે. તત્વજીજ્ઞાસુ માણસો આ સઘળા પરસ્પર સંબન્ધને વિશે વિચાર કરીને અચિન્ત્ય, અદ્વિતીય, અનાદિ, પરમ કારણ પરમેશ્વરની સત્તાની સ્પષ્ટ ઉપલબ્ધિ કરે છે. તેઓ વિશ્વકર્તાનું જ્ઞાન, શક્તિ અને મંગળાભિપ્રાય આ વિશ્વના સર્વ સ્થળમાં દેદીપ્યમાન જોઈ સકે છે. જગદીશ્વરે વિવિધ વસ્તુ નિર્માણ કરીને તેઓનો પરસ્પર જેવો સંબન્ધ નિરુપિત કરી મૂક્યો છે, અર્થાત્ વિશ્વરાજ્ય પરિપાલનને માટે જે સર્વ નિયમ સ્થાપેલા છે, તે કેવળ સંસારના શુભાભિપ્રાયથીજ સંકલ્પિત છે. તે સર્વ સુકૌશલવાળા ઉત્તમ નિયમ જાણ્યાથી પરાત્પર પરમેશ્વરની ઉપર પ્રગાઢ પ્રીતિનો સંચાર થાયછે અને હેના અનુસારે કાર્ય કરવામાં જેટલા સમર્થ થવામાં

આવેછે, તેટલી સુખ સ્વચ્છંતાની વૃદ્ધિ થાય છે.

આપણે દુઃખ-નિવૃત્તિ અને સુખોત્પત્તિનો ઉપાય સોધવો હોય તો આપણી કહેવી ખાસિયત છે, અને ભ્હાસ્યની વસ્તુની સાથે ત્હેનો કહેવો સંબન્ધ છે તે જાણવું જોઈયે. મનુષ્ય આ ભૂલોકમાં સર્વેથી શ્રેષ્ઠ જીવ છે. જે સઘળા ગુણથી તે આ પૃથ્વીનો રાજા થયોછે, ત્હેવા ગુણ ભૂમંડળમાં બીજા કોઈપણ જંતુમાં નથી, અને બીજા કોઈ જંતુમાં ત્હેવા પરસ્પર-વિરુદ્ધ ગુણ પણ નજરે પડતા નથી. એક વિષયમાં તે પિશાચના પ્રમાણે જણાય છે, તો બીજા વિષયમાં ત્હેને દેવના પ્રમાણે કહીયે તો કહેવાય. જ્યહારે ત્હેની રણસ્થલ વર્ત્તિની સંહાર મૂર્ત્તિ અને નાના પ્રકારનાં પાપાચરણને મનમાં આણવામાં આવે, ત્યહારે તે અસુરાવતાર જે'વો જણાશે. પરંતુ ત્હેની અદ્દ્ભુત વિદ્યા, દયાળુ સ્વભાવ, સ્વદેશનો હિતોત્સાહ, વિશ્વપતિનું મહિમાનુશીલન આ સઘળા ગુણનો વિચાર કર્યાથી જણાશે કે, ત્હેણે કોઈ પરમ સુખાસ્પદ સ્વર્ગલોકમાંથી ઉતરીને પૃથ્વીના હિતને માટે જન્મ લીધોછે. બીજા કોઈ જંતુમાં હેવો પરસ્પર-વિરુદ્ધ ગુણસમૂહનો એકત્ર સમાવેશ જણાતો નથી.

બકરી અને ભેંશની જે'વી દુર્બલ ખાસિયત અને નિરુપદ્રવ મૃદુસ્વભાવ છે, ત્હેવી ભ્હારચના વિષયની સાથે

તેઓના પોતાના ઉપયોગી સંબન્ધની ઘટના થઇ છે. તેઓ મનુષ્યના આશ્રયમાં રહી ફલપર્ણાદિ ખાઈને પરિતૃપ્ત થાયછે, અને મનુષ્યના યત્નથી પ્રતિપાલિત થઇને નિર્વિઘ્નથી કાળ ગાળેછે. વાઘ અતિ નિર્દય હિંસ્ર જંતુ છે, ત્હેને અનુસારે ઘણાં પશુથી ભરેલા મહારણ્યમાં ત્હેનું રહેઠાણ છે, અને ત્યહાં ત્હેના હિંસ્ર સ્વભાવના પ્રકાશનું સ્થળ તથા સીમા ઉત્તમ પ્રકારે નિરુપિત છે. નિરુપદ્રવ બકરી ભેંશ વગેરે તૃણપર્ણ ખાઇને જેમ તૃપ્તિ સુખાસ્વાદન કરેછે, તેમ જીવદ્રોહી વાઘ પોતાની નૃશંસ શક્તિનો પ્રચાર કરીને તૃપ્તિ-સુખ મેળવે છે. બીજા જંતુની ખાસિયત પણ હેવીજ હોય છે, અર્થાત્ તેઓના શારીરિક ભાવ, માનસિક વૃત્તિ અને સઘળી બ્હારચની વસ્તુનો સંબન્ધ સર્વ પરસ્પર ઉપયોગી થઇને તેઓની પ્રકૃતિ સુશૃંખલ અને સુકૌશલવાળા પરમ સુંદર યંત્ર સ્વરૂપ થાયછે, હેવી રીત્સના તેઓના ગુણોનું પરસ્પર ઐકય અને બ્હારચના વિષયમાં તેઓની સમ્યગ્ ઉપયોગિતાજ સુખોત્પત્તિનું કારણ હોયછે. જો કદી હેવું જોવામાં આવે કે કોઇ વાઘ સામે આવેલા દરેક જંતુના શરીરને આક્રમણ કરીને ફાડી નાંખે, અને બીજે દિવસે હેવું જોવામાં આવે કે તે વાઘ પૂર્વ દિવસના નિષ્ઠુર વ્યવહારનો વિ-

ચાર કરીને પશ્ચાત્તાપથી પરિતપ્ત થાયછે, અથવા દયાળુ થઇને તે પ્હેલાં ફાડી નાંખેલા પશુના જખમ ઉપર ઔષધ લગાડે છે, તથા નગરમાં કે ગામમાં રહેવાની ત્હેની ઇચ્છા થઇછે, તો ત્હેની ખાસિયત વિરુદ્ધ-ધર્માક્રાન્ત થયેલી જણાય. અને અનાયાસે હેવો અનુભવ થાય કે ત્હેની માનસિક વૃત્તિ સર્વના જેવી પરસ્પર અનૈક્યવાળી વિપરીત અને બ્હાસ્યના વિષયની સાથે અનુપયુક્તછે, ત્હેનાથી તે કદી પણ સુખ ભોગવી સકતો નથી. એટલા માટે માનસિક વૃતિનું પરસ્પર સામંજસ્ય અને બ્હાસ્યના વિષયમાં ત્હેની ઉપયોગિતા એ બન્ને જીવની જીવન યાત્રા અને સુખોત્પત્તિનાં મૂળ કારણ છે.

પરંતુ મનુષ્યના સ્વભાવને આલોચના કરીને જોવાથી ત્હેનું અંતઃકરણ કેવળ પરસ્પર વિપરીત ગુણનો આશ્રય જણાય છે. ત્હેની નિકૃષ્ટ પ્રવૃત્તિ પ્રબલ થયાથી તે મોહાતિશયથી કામ, ક્રોધ, મદ, માત્સર્યાદિને વશીભૂત થઈને અતિ કુત્સિત ઈતર જંતુનું સ્વરુપ પકડે છે. બુદ્ધિ-વૃત્તિ તથા ધર્મ-પ્રવૃત્તિ ઉત્તમ પ્રકારે સ્ફુરિત થયાથી ત્હેનું અન્તઃકરણ વિદ્યાની વિમળ જ્યોતિથી ઉર્જ્વલ થઇને, અને સત્ય, સારલ્ય, દયા, તથા પ્રીતિથી શાન્તિ-રસાભિષિક્ત થઈને પરમ રમણીય થાયછે. તે વેળાએ ત્હેના મુખ ઉપર કહેવો મહત્વનો

પ્રકાશ થાયછે. મનુષ્યની હાવી પરસ્પર-વિરુદ્ધ પ્રવૃત્તિને કહેવી રીતે સમંજસ કરી સકાય? અને ત્હેના સંબન્ધમાં બ્હાસ્યની વસ્તુ કહેવી હોવાથી તે પ્રત્યેક પ્રવૃત્તિને ઉપયોગી થઈ સકે? આ પ્રશ્નનો સિદ્ધાન્ત કરવો એ એક માત્ર સર્વજ્ઞ પરમેશ્વરનેજ સંભવેછે. ત્હેણે મનુષ્યને આ સર્વ પરસ્પર વિરુદ્ધ પ્રવૃત્તિને સામંજસ્ય કરીને ત્હેને મર્ત્યલોકોનો અધિપતિ કર્યોછે. આજસુધી માનવ પ્રકૃતિ અને બ્હાસ્યની વસ્તુ સાથે ત્હેનો સંબન્ધ જે કંઇ થોડો જાણવામાં આવ્યો છે, ત્હેનાથી સ્પષ્ટ જાહેર થયું છે કે, પરમેશ્વરે માણસને વિપુલ સુખ ભોગવવાને માટે જગત્માં ત્હેને ઉપયોગી નિયમ બનાવ્યા છે. એ સર્વ ઉત્તમ નિયમ સારીરીતે પાલવામાં આવે તો અહિંના દુઃખનું ઉત્તમ રીતે નિરાકરણ થઈ સકે. નિરવાચ્છિન્ન સુખ મળે અને દુઃખ ન થાય હેવી સઘળાની ઈચ્છા હોય છે. પરંતુ ત્હેના વિષયનું કર્મ-કારણ ભાવનું જ્ઞાન ન મેળવ્યાથી અર્થાત્ આપણો કહેવી રીત્યનો સ્વભાવ છે, બીજી વસ્તુની સાથે ત્હેનો કહેવો સંબન્ધ છે, અને તે સંબન્ધનાં અનુયાયી કાર્ય કરવાને માટે કહેવો ઉપાય યોજવો જોઇયે, એ સર્વ ન જાણ્યાથી તે મનોરથ પૂર્ણ થઇ સકતો નથી. કોઈ દેશીય લોકોને દુર્ભાગ્ય અ-

ને અવનતિનું કારણ પૂછ્યાથી કોઈ પૂર્વનું અદૃષ્ટ, કોઈ કાળ ધર્મ ત્હેનું કારણ કહીને નિશ્ચય કરશે, કોઇ પ્રસંગક્રમે તેઓનો આળસ્ય-સ્વભાદિ લૌકિક કારણ પણ કહી સકશે. વૈદ્યને ક્ષયરોગના ઉપાય પૂછ્યાથી તે ખરેખરુ કહેશે કે યોગ્ય ઔષધ ખાવું જોઇયે. જોશીને પૂછ્યાથી તે ગ્રહની શાન્તિ કરવાની સલાહ આપશે. બ્રાહ્મણ પંડિતને કોઇ ઉપાય કરવા કહ્યો તો તે તરત પૂર્વના દુરભાગ્યના ક્ષયને માટે સ્વસ્ત્યયન વિશેષની વિધિ આપશે. પરન્તુ વાસ્તવિક હેમાંથી ક્રિયા ઉપાયથી રોગીનો રોગ દૂર થાય, તે જાણવાની સર્વને ઈચ્છા થઈ સકેછે. હેવી રીતે બીજા સાંસારિક દુઃખમાંથી છૂટકો મેળવવાને માટે ખરેખરો રસ્તો શો છે તે જાણવાને પણ સર્વ કૌતુહલ થશે, એટલા માટે આ વિષય સર્વ જંનમંડલના હૃદયમાં રહેવા માટે વારંવાર લખવામાં આવેછે કે મનુષ્યની અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેના સંબન્ધનું જ્ઞાનજ આ પ્રયોજન સાધનનો ફક્ત ઉપાય છે, તેથી તે વિષયમાં યત્ન કરવો અને ત્હેના વિશે જ્ઞાન મેળવીને આપણાં કર્ત્તવ્યાકર્ત્તવ્યનું અવધારણ કરવું એ સર્વ પ્રકારે વિધેયછે.

માલમ પડે છે કે, અવની મંડલમાં એકેવારેજ સંપૂર્ણ સુખોત્પાદક થાય હેવો પરમેશ્વરે ત્હેનો સ્વભાવ

કર્યો નથી. જેથી પૃથ્વીના સઘળા વિષયની ધીરે ધી-
રે ઉન્નતિ થાય, ત્હેના સઘળા નિયમ ત્હેવા કૌશલ્ય-
વાળા જોવામાં આવેછે. ભૂમંડળ ધીરે ધીરે રચ્યું છે.
અને ધીરે ધીરે સારુ થઇને છેલ્લે માનવવર્ગના વા-
સોપયોગી થયું છે. ભૂતત્વેત્તાના અભિપ્રાયથી જ-
ણાય છે કે પ્રથમ અવનીમંડળ ઘણુંજ. ગરમ-તર-
ળ પદાર્થવાળુ હતું પછી ધીરે ધીરે સ્નિગ્ધ અને સ-
ખ્ત થઇને દ્વીપાદિ ઉત્પન્ન થયાં, અને પછી ધીરેધીરે
વિવિધ પ્રકારની વનસ્પતિ અને પ્રાણી ઉત્પન્ન થયાં.
પૃથ્વીસમયે સમયે ફેરફારવાળી અને પોપડે પોપડે થઇ,
અને તે પ્રમાણે પ્હેલાંની પ્રાણીજાતિ ધ્વંસ પામીને
નવી નવી જાતની સૃષ્ટિ થઈ. પૃથ્વી ખોદીને જોયાથી
એક કાળની જમીનના પોપડામાં જે પ્રાણિની જા-
તિના મુએલા શરીરના પથ્થરા થયેલા જોવામાં આ-
વેછે, બીજા કાળની જમીનના પોપડામાંથી ઘણીક આ-
ગળની જાતિનાં ચિન્હ મળતા નથી, અને ત્હેના ક-
રતાં હાલની જમીનના પોપડામાં બીજા કાળનાં ઘ-
ણી જાતનાં જંતુનું કાંઈ નિદર્શન જણાતું નથી. દરે-
ક કાળના ભૂમિ-સ્તરમાં નવા નવા પ્રાણીનાં ચિન્હ
જણાયછે અને તે યુક્તિ સિદ્ધ છે ખરુ. આસ્તે આ-
સ્તે મ્હોટા જંતુની ઉત્પત્તિ થઇછે. પરન્તુ ત્રણ કાળમાં

પૃથ્વી મનુષ્યના વાસયોગ્ય થઇ નથી. તે સર્વથી છે-લ્લી વારે અહિંના રહેવાસી થયાછે.

ઉપર લખેલા વર્ણનથી નિશ્ચય થાયછે કે પૃથ્વીમાં મનુષ્યની પ્હેલાં બીજા વિવિધ જાત્યનાં જીવ રહેતાં હતાં, અને પુષ્કળ પ્રમાણો ઉપરથી આ પણ નિર્દ્ધારિત થાયછે કે હાલના પ્રમાણે તે વેળાએ પણ તેઓના ઉપર જન્મ મૃત્યુનો અધિકાર હતો, તે વેળાએ પણ ભૂલોક મર્ત્યલોક હતો. સૃજન કર્તાએ મરણશીલ મ-નુષ્યની ઉત્પત્તિની વેળાએ દુનિયાંના નિયમ શૃંખલમાં ફેરફાર કર્યો નહોતો. ઉલટું ત્હેણે મનુષ્યને પૃથ્વીના યોગ્ય ઉત્પન્ન કર્યો. પરમેશ્વરે ત્હેને આતતાયીના દમ-ન કરવા માટે ક્રોધ આપ્યો અને વિપત્તિ નિવારણને માટે સાવધાન વૃત્તિ આપી. એટલા માટે મનુષ્ય આ-પૃથ્વીના પ્હેલાંના રહેવાશી ઈતર જંતુઓમાં આવીને તેઓનો અધિપતિ થઇને રહ્યો. ત્હેની પ્રકૃતિ મરણો-ત્પતિશીલ ભૂલોકને યોગ્ય થઇછે, અને સારીરિક ત થા માનસિક સ્વભાવના વિશે ઈતર જંતુઓની સાથે ઘણેક ભાગે ત્હેના જેવોછે. જંતુના પ્રમાણે તે અન્ન-પાનથી પરિતુષ્ટ થાયછે, ઊંઘ લઇને આરોગ્ય મેળ-વેછે. અને અંગ સંચાલન કરીને સ્ફૂર્તિ લાભ કરેછે; પરન્તુ એ સઘળું ત્હેના ઉત્કૃષ્ટ સ્વભાવનાં કાર્ય નથી

પરમ મંગલાકર પરમેશ્વરે હેને બુદ્ધિમાન્ અને ધર્મ-શીલ કરીને પૃથ્વીમાંના બીજા જીવોના કરતાં શ્રેષ્ઠ ક-રીને સર્વથી શ્રેષ્ઠપદ આપ્યું છે. હેની સ્વભાવિક ધર્મ પ્રવૃત્તિ બુદ્ધિ વૃત્તિ પરમ ધન છે અને તે પ્રગાઢ સુખ તથા નિર્મળ આનન્દનું કારણ છે. આ મહીયસી વૃ-ત્તિયોથી તે જ્ઞાનવાન્ તથા ધર્મનિષ્ઠ થઈને પ્રીતિપ્ર-ફુલ્લ મનથી સંસારના શુભાનુષ્ઠાનમાં અનુરક્ત રહે છે અને વિશ્વકર્તાના વિશ્વ કાર્યના અત્યાશ્ચર્યકારક અ-નિર્વચનીય કૌશલની આલોચના કરીને પ્રેમાભિષિ-ક્ત ચિત્તથી અતુલાનન્દ સાગરમાં અવગાહન કરે છે. હાવી વૃત્તિયો હોવાથી મનુષ્ય નામનું આટલું ગૌર-વ થયું છે, અને હાવી વૃત્તિયોનું સંચાલન કર્યાથી હે-નો જન્મ સાર્થક થાયછે.

સર્વ શુભકર પરમેશ્વરે બ્રહ્માંડની વસ્તુઓને આ-પણી શુભ વૃત્તિયોના સંચાલનને ઉપયોગી કરી મૂકી છે. વિશ્વમાં પુષ્કળ મ્હોટા મ્હોટા પદાર્થ છે, હેમની મ્હોટી શક્તિને મનુષ્ય પોતાના દુર્બલ હાથથી કદી અતિક્રમ કરવા સમર્થ થતો નથી, પરન્તુ કરુણામય વિશ્વકર્તાએ હેની યોગ્ય જગા કરી મૂકી છે. હેણે જમીનમાં હજારો પ્રકારની ઉત્પાદિકા શક્તિ સમર્પણ કરીછે. બુદ્ધિથી હેના ગુણ જાણીને ખેતી કર્યાથી ઘણી

જાતના અનાજ ઉત્પન્ન થાયછે. પર્વત ગુહામાંથી નદી નિકળી છે, હોડીની મદદથી તે રસ્તા પ્રમાણે થઇને પગની મુસાફરીની શ્રાન્તિથી દૂર થવાય છે, અને પ્રયોજનાનુસારે ત્હેનો પ્રવાહ ફેરવીને સુખ સ્વચ્છન્દતાની વૃદ્ધિ કરાય છે. દુર્ગમ મહાસિંધુ-ગર્ભમાં અવનીનો અડધો ભાગ નિમગ્ન છે, ત્હેમાં પણ વ્હાણ ચલાવીને સ્હેલો માર્ગ કરવામાં આવે છે. જગદીશ્વરે આપણા હિતને માટે આપણને જે પદાર્થની શક્તિનો અતિક્રમ કરવાની તથા તેને સ્વાધિન કરવાની શક્તિ આપી નથી, ત્હેના સ્વભાવ જાણી લઇને ત્હેને અનુસરીને કામ કરવાનું આપ્યું છે. યદ્યાપિ મનુષ્યને ગરમી અને તુફાન નિવારણ કરીને મન કલ્પિત હમેશનું વસંત સુખ ભોગવવાને માટે સૂર્યની ગતિ રોકવાની શક્તિ આપી નથી તથાપિ તે ખસની ટટ્ટીવાળી ગૃહ છાયામાં રહીને અને તુફાનનાં પૂર્વ લક્ષણ જાણી સાવધાન થઇને નિરાપદ અને નિરુત્કંઠ થઇ સકેછે. જ્યહારે મ્હાસ્ય વિજળી, તુફાન અને તુહિન વૃષ્ટિથી અવનીનો ઉપપ્લવ સંભવતો જણાય છે, ત્યહારે તે પોતાના નિભૃત ઘરમાં પ્રિયતમ મિત્ર-મંડળીમાં મધુર આલાપમાં પરમ સુખથી કાળ ગાળવાને સમર્થ થાયછે.

આપણે વિવિધ ગુણવાળા માણસ અને ઈતર જં-

તુથી ચારે બાજુએ ઘેરાયલા છિયે, તેઓના ઉપર પણ આપણું સુખદુઃખ સમ્યક્ આધાર રાખે છે. પરમેશ્વરે તેઓની સાથે આપણો જે'વો સંબન્ધ કરી રાખ્યો છે. ત્હેવા કાર્ય કર્યાથીજ સુખ મળે છે, અને ત્હેના વિરુદ્ધ કામ કર્યાથી દુઃખોત્પત્તિ થાયછે, એટલા માટે તેઓની કહેવી રીત્યની પ્રકૃતિ છે અને આપણી સાથે તેઓનો કહેવી રીત્યનો સંબન્ધ છે ત્હેનું જ્ઞાન મેળવીને ત્હેને અનુસરીને કામ કરવાનો અભ્યાસ કરવો જોઇએ.

જ્યહાં સૂધી માણસ અસભ્ય અને અજ્ઞાનાવસ્થામાં રૂહેછે, ત્યહાં સૂધી તે ઘણો નિષ્ઠુર, ઇન્દ્રિયપરાયણ, અને ધર્મ વિષયમાં નાના પ્રકારનાં કુસંસ્કારવાળો થઇને નિન્દિત કર્મમાં પ્રવૃત્ત હોયછે. તે વેળાએ ત્હેની ભૂખ, તરશ, કામ, ક્રોધાદિ નિકૃષ્ટ પ્રવૃત્તિયો પૂર્ણ થાયછે, ત્હેની ધર્મપ્રવૃત્તિ અને બુદ્ધિ વૃત્તિયો ઘણી જડ હોયછે. તે આ સંસારને કેવળ કેટલીક અસંબદ્ધ વસ્તુઓનો રાશિ સમઝે છે. વિશ્વના બનાવ ત્હેને શૃંખલાવાળા જણાતા નથી, અને ત્હેના અન્તઃકરણમાં કાર્ય કારણ ભાવનું તત્ત્વજ્ઞાન સ્ફૂર્તિ પામતું નથી. તે જગત્ની અંદરના ઘણાક પદાર્થની અનિવાર્ય ભયપ્રદ શક્તિ જોઇને ડરેછે, અને તે શક્તિનો અતિક્રમ કરવાને તે પોતાને ગણો સાધ્યાતીત સમઝે છે. યધ-

પિ વિશ્વકાર્યના કોઈ કોઈ ભાગનાં સૌષ્ઠવ અને સુ-શૃંખલા કદાપિ મનોગત થઇને સુખની આશા ત્હે.નામાં સંચારિત થાયછે, તથાપિ ત્ય્હાર પછી તરત તે ઘન-તિમિરાવૃત પ્રમાણે અસ્પષ્ટ તથા અલક્ષિત થઇ જાયછે, અને ત્હેની સાથે પોતાની સર્વ આશા ભગ્ન થાય છે. જગદીશ્વરે આ જગતની વસ્તુ મનુષ્યના સુખોપયોગી કરવાને માટે ઉત્પન્ન કરીછે એ તે જાણી સકતો નથી, અને તેથી ત્હેના નિયમાનુયાયી કાર્ય કરીને સુખ મેળવવાને પણ સમર્થ થતો નથી.

પરન્તુ મનુષ્ય સભ્ય અને જ્ઞાનવાન્ થયાથી નિશ્ચય સમઝી સકે છે કે પોતાની ચારે બાજુની સર્વ વસ્તુ અને સર્વ બનાવ પરસ્પર સંબન્ધમાં જોડાઇને એક સુશૃંખલા યુક્ત પરમ શુભદાયક યંત્ર સ્વરૂપ થયા છે, અને તે પોતાની સર્વ મનોવૃત્તિને પૂર્ણ કરવાને માટે સંકલ્પિત થયાંછે. તે પોતાને વિશ્વાધિપતીની પ્રજા સમઝીને આનન્દિત મનથી ત્હેના વિશ્વ-કાર્યનો વિચાર કરવામાં અનુરાગી થાયછે, અને ત્હેના પ્રતિષ્ઠિત નિયમનું નિરૂપણ કરીને ત્હેને અનુસરીને કામ કરેછે. તે ઈશ્વરાનુમત ઇન્દ્રિય સુખ એકેવારે પરિત્યાગ ન કરતાં જ્ઞાન-ધર્મ-જનિત વિશુદ્ધ સુખાસ્વાદનમાં તત્પર થાયછે, અને યથા-નિયમ ચાલ્યાથીજ મનુષ્યની સર્વ

શક્તિની સ્ફૂર્તિ તથા તેમ કર્યાથી સુખોત્પત્તિ થાય છે, એમ જાણીને ત્હેમાં યત્ન કરવો એ ઘણું જરૂરનું જાણીને ઉપદેશ આપે છે.

એઠલા માટે, જેટલું મનુષ્યની પોતાની પ્રકૃતિ અને બ્હાસ્યના વિષયનું જ્ઞાન વધે તેટલો પોતાના સુખની વૃદ્ધિનો ઉપાય કરી સકે છે. પ્રથમ સર્વ જાત્યનાં માણસો ઘણાં જંગલી હોયછે, પછી ધીરે ધીરે ઉન્નત થાયછે. તે પ્રથમ હિંસ્ર જન્તુના પ્રમાણે જંગલમાં ફરી પશુ હિંસા કરીને પેટ ભરેછે, પછી થોડોક જ્ઞાનનો સંચાર થયાથી ખેતીના કામમાં લાગે છે, ત્હાર પછી બુદ્ધિવૃત્તિ વધ્યાથી શિલ્પકર્મ અને બ્હોળો વ્હેપારમાં લાગેછે. હાલની સભ્ય જાતિયોમાં ઉપર કહેલી છેલ્લી હાલત જોવામાં આવેછે, એ હાલતમાં લોભરિપુ ઘણો પ્રબલ હોયછે. મનની અને શરીરની પ્રકૃતિ હમેશાં સરખી હોયછે, પરંતુ આ ભિન્ન ભિન્ન કાલત્રયવર્ત્તી લોકોના બ્હાસ્યની વસ્તુ વિષયના સંબન્ધમાં ઘણાક જુદા મત જોવામાં આવે છે. પ્રથમની અવસ્થામાં કામ ક્રોધાદિનું પ્રાબલ્ય થયાથી અતિ અપકૃષ્ટ પશુના પ્રમાણે વ્યવહાર કરવાની પ્રવૃત્તિ થાય છે, બીજી અવસ્થામાં કંઇક બુદ્ધિવૃત્તિની સ્ફૂર્તિ થાયછે ખરી, પરન્તુ કામક્રોધાદિ નિકૃષ્ટ વૃત્તિના ઉપર બુદ્ધિ

ચાલ્યાથી એક જાતની અસભ્યાવસ્થાજ રહેછે, અને ત્રીજી અવસ્થામાં બુદ્ધિબળથી ઘણીક બ્હારની વસ્તુને પોતાના સ્વાધીનમાં લઇને ધનાકાંક્ષા અને માનાકાંક્ષાની વૃદ્ધિ થાયછે. પરન્તુ આજ સૂધી કોઈ અવસ્થામાં મનુષ્યની માનસિક વૃત્તિયોનું પરસ્પર સામંજસ્ય અને સઘળા બ્હાસ્યના વિષયની સાથે ત્હેનું ઐક્ય સ્થાપન થયું નથી, અને તેથી કોઈ કાળે પોતાનું આ લોકમાંનું મળતું સમસ્ત સુખ ભોગવવાને તે અધિકારી થયો નથી.

હજીસૂધી મનુષ્યે કોઇ અવસ્થામાં તૃપ્તિ મેળવી નથી, તોપણ ત્હેની પ્રકૃતિ કહેવી રીતની છે. અનો બ્હાસ્યના વિષયની કહેવી શૃંખલા છે તથા ત્હેના યોગ્ય ઉપયોગી શૃંખલા છે કે નહિં, હેનો વિચાર કરવો ઘણો આવશ્યક છે. ભારતવર્ષીય લોકની વાતતો પડતી મૂકિયે—પણ યુરોપ ખંડના બુદ્ધિમાન્ ગુણવાન્ મનુષ્યો ઐહિક સુખ ભોગવવામાં કેટલા ઉન્નત થયા છે? હાલ તેઓએ શિલ્પ કામમાં અને વ્યાપારમાં ઘણી ખ્યાતિ મેળવીછે ખરી, પરન્તુ તેથી શું તેઓએ સુખનો ભંડાર લુંટાવી લીધો છે? તેઓ શું વંશાનુક્રમથી એ સર્વ વ્યાપારને સર્વોત્કૃષ્ટ સમઝીને ફક્ત હેમાં લિપ્ત રહેશે! સર્વ સમઝે છે કે આ અ-

વસ્થાજ માણુસની પૂર્ણાવસ્થા નથી. ત્હારે શા ઉ-
પાય પકડ્યાથી ત્હેની સુખોન્નતિ થાય? કોણ આપણ-
ને ભવિષ્યત્ સુખ રાજ્યનો માર્ગ દેખાડશે? એ સ-
ઘળા પ્રશ્નનો એક સિદ્ધાન્ત છે. પરમેશ્વરે મનુષ્યનો
હેવો સ્વભાવ કર્યો છે કે ત્હેના સર્વ વિષયની ધીરેધી-
રે ઉન્નતિ થાય; અને ત્હેને પૃથ્વીના બીજા પ્રાણિયો
નાં કરતાં ઉત્કૃષ્ટ સુખનો અધિકારી કરીને આ અ-
ભિપ્રાયથી બુદ્ધિવૃત્તિ આપીછે, જેથી કરીને તે પોતાના
યત્નથી પ્રકૃતિ અને બ્હાસ્યના વિષયનો સ્વભાવ જા-
ણે, અને માનસિક વૃત્તિયોનું પરસ્પર સામંજસ્ય ક-
રીને બ્હાસ્યના વિષયની સાથે તેઓનું ઐક્ય કરે ત્હે-
વો ઉપાય સોધે. મનુષ્ય જ્યહાં સૂધી પોતાના સ્વ-
ભાવથી અજ્ઞાન હતો, ત્યહાં સૂધી ત્હેને સાંસારિક નિય-
મ સંસ્થાપન કરવા અસંભવિત હતા. તે જ્યહાસૂધી
પોતાની માનસિક પ્રકૃતિ અને બ્હાસ્યની વસ્તુની સા-
થે પોતાના સંબન્ધના વિચારમાં લાગ્યો નહોતો, ત્યહા
સૂધી મનોવૃત્તિયોને વિવેચનાનુસારે યોગ્ય રસ્તે લગાડ-
વાને સમર્થ થયો નહિ. મનુષ્ય ઉપર લખેલી ત્રણ અ-
વસ્થાના ઉપર સદસદ્-વિચાર ન કરતાં અર્થાત્ પો-
તાની સમસ્ત પ્રકૃતિની ઉપયોગિતા ઉપર વિચાર ન
કરતાં કામમાં લાગે છે તેમ તેઓ સુખી થતા નથી

પરંતુ તેઓ હમેશાં પોતાના સ્વભાવથી અજાણ્યા ર્હેશે અને ત્હેના અનુસારે સાંસારિક નિયમ સ્થાપવામાં અશક્ત ર્હેશે હેતું ધારવું કદી યુક્તિ સિદ્ધ નથી. જ્યહારે પરમેશ્વરે મનુષ્યને પોતાની પ્રકૃતિ અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેના સંબન્ધ વિશે જ્ઞાન મેળવવાને માટે ત્હેને વિવેચના શક્તિ આપી છે, અને જ્યહારે ત્હેનાથી ત્હેના સુખના ઉપાય સ્થિર કરવાનો ભાર ત્હેના ઉપર નાંખ્યો છે, અને જ્યહારે તે કેવળ સર્વ વિષયનું સંપૂર્ણ જ્ઞાન ન મેળવ્યાથી હજીસૂધી તે અભિપ્રાય સુસિદ્ધ કરવામાં અસમર્થ ર્હેલો છે, ઊલટું જે અભિપ્રાયને માટે ત્હેના ગુણ અને શક્તિ ઉત્પન્ન થયા છે, ત્હેના અનુસારે સાંસારિક કામમાં પ્રવૃત્ત ન થતાં દુર્દાન્ત પ્રવૃત્તિ-વિશેષના વશીભૂત થઇને ચાલેછે, ત્યહારે આ વાત હિંમતથી કહી સકાશે કે એક સમયે મનુષ્ય પોતાની પ્રકૃતિ અને બીજી વસ્તુઓની સાથે પોતાનો સંબન્ધ ખરી રીતે સમઝીને ત્હેને અનુસરીને વ્યવહાર કરવામાં સમર્થ થશે, અને તે વેળાએ પૃથ્વીમાં ત્હેની સુખોન્નતિના વિષયમાં યુગાન્તર આવશે, તે વેળાએ તે કાર્ય કારણનું ખરેખરુ સ્વરૂપ જાણીને વિવેચના પૂર્વક નિરુપિત નિયમાનુસારે સુખ મેળવવાનો યત્ન કરશે.

પ્રાચીન કાલમાં આપણા દેશમાં જેટલાં દર્શન શાસ્ત્ર પ્રકાશિત થયાં હતાં, તેઓનું ઉપાસ્યા વિષયનો શોધ કરવો એ ત્હેનું તાત્પર્ય નહોતું. આપણા શારીરિક અને માનસિક સ્વભાવ અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેના સંબન્ધનો વિચાર કરવાની તે વેળાના લોકોને જરૂર જણાઇ નહોતી. ઉલટું બીજા ઘણાક દેશની પેઠે આપણા દેશમાં પણ લોકો સમઝતા હતા કે, પ્રથમ જગત્ નિર્મળ જ્ઞાન તથા પરમ સુખનું સ્થળ હતું, ધીરે ધીરે તેની ન્યૂનતા થઈને અજ્ઞાન તથા દુ:ખની વૃદ્ધિ થાયછે અને પછી ધીરે ધીરે તે વધશે. પરંતુ યૂરોપના લોકોએ પ્રાચીન વૃત્તાન્ત ઉપર વિચાર કરીને જોયું, તેથી તેઓની સાથે આ મત મલ્યો નહિં; કારણ કે, તેઓની અવસ્થા ધીરે ધીરે ઉન્નત થતી આવી હતી. જો આ અભિપ્રાય ખરો હોત તો વિજ્ઞાન શાસ્ત્રની ગમે એટલી ઉન્નતિ થાય, અને ત્હેનાથી જગતના નિયમ ગમે એટલા જાણવામાં આવે તોપણ કોઇ રીતે મનુષ્યની ઉન્નતિ થવાની સંભવના રહેતી નથી. પરંતુ યુરોપિયન વિજ્ઞાનવિત્ પંડિતોમાં આ મત ધીરે ધીરે અશ્રદ્ધિત થતો આવે છે. તેઓ વિજ્ઞાનશાસ્ત્રનું અનુશીલન કરીને નિશ્ચય સમઝ્યા છે કે, જેટલા જગતના નિયમ નિરુપિત થશે અને લો-

કો ત્હેને અનુસરીને કામ કરવાને સમર્થ થશે, તેટલી તેઓને સુખની વૃદ્ધિ અને અવસ્થા તથા સ્વરુપની ઉન્નતિ થશે. તેઓ અજ્ઞાનની પેઠે પરમેશ્વરને લૌકિક ફલાફલનું સાક્ષાત્ કારણ જાણીને માનતા નથી, અર્થાત્ પરમેશ્વર કોઇના ઉપર ખુશ તથા ના ખુશ થઇને સાક્ષાત્ ઈશ્વરી શક્તિ પ્રકાશ કરીને કોઇ સાંસારિક વ્યાપાર કરેછે અને ત્હેથી વિશેષ વિશેષ સંકલ્પ કરીને વિશેષ વિશેષ માણસને સુખ દુઃખ આપે છે હેવું માનતા નથી. ઉલટુ તેઓ હેવો વિશ્વાસ કરેછે કે જગદીશ્વર નિરુપિત નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પાલન કરેછે—ફલાફલ આપેછે—-સુખ દુઃખ આપે છે. તે કદાપિ કોઇના સ્તવ તથા પ્રાર્થનાના અનુરોધથી કોઇ નિયમનો અતિક્રમ કરતો નથી. ત્હેણે જગતના પદાર્થો થોડાક આપણી ઇચ્છાને વશીભૂત કરી રાખ્યા છે, અને આપણે તે વસ્તુનો વિચાર કર્યાથી આપણું જ્ઞાન અને સુખની ઉન્નતિ કરી સકિયે ત્હેવી તેઓની વ્યવસ્થા કરી મૂકીછે, એટલા માટે જ્યહારે પરમેશ્વર ચેતનાચેતન સર્વ વસ્તુ ઉપર સાધારણ નિયમનો પ્રચાર કરીને સંસારનું રાજ્ય શાસન કરેછે, અને ત્હેનાથી આપણા કર્તવ્યાકર્તવ્ય વિષયમાં પોતાનો અભિપ્રાય પ્રકાશ કરેછે, ત્યહારે ત્હેના નિયમ લં-

ધન કર્યાંથી ત્હેની આજ્ઞાલંઘન કરવી થાયછે, અને ત્હેને માટે જરૂર ક્લેશ મળશે. જે કામ ત્હેના નિયમાધીન નથી તે કદી ઉચિત કામ નથી, જ્યહારે ત્હેના નિયમ જાણ્યા, ત્યહારે ત્હેના ઉપર શ્રદ્ધા રાખવી, બીજાને ત્હેનો ઉપદેશ આપવો તથા સંસારમાં ત્હેને અનુસારે વ્યવહાર ચાલે ત્હેનો ઉપાય કરવો સર્વ પ્રકારે કર્તવ્ય છે. પરમેશ્વરના નિયમનો ઉપદેશ આપવો એ એક ધર્મોપદેશનું અંગ છે, શાળાના પાઠ્ય ગ્રંથની સંખ્યામાં ત્હેના વિષયનો ગ્રંથ દાખલ કરવો વિધેયછે.

આપણા દેશની કોઇ પણ ભાષામાં વિજ્ઞાનશાસ્ત્રનો જે'વો જોઈએ ત્હેવો પ્રચાર નથી, એટલા માટે હાલની દેશીયશાળામાં હેવો ધર્મોપદેશ પ્રચલિત થવો સંભવતો નથી. પરંતુ વિજ્ઞાનશાસ્ત્ર સમુજ્જ્વલિત યુરોપખંડના પાદરિયો શું પોતાના દેશની વિદ્યાલયમાં આ વિષયનો ઉપદેશ આપે છે ? ઉલટું કોઇ અનુરોધ કરે તો ત્હેના ઉપર ખડ્ગ-હસ્ત થઈને કટૂક્તિ કહે છે, તથા નાસ્તિકતાનો અપવાદ મૂકે છે. વસ્તુતઃ જ્યહારે ધર્મશાસ્ત્ર પ્રકાશિત થયાં હતાં ત્યહારે મનનો નિયમ અને ભાૈતિક જગતના નિયમ સારી પેઠે આલોચિત થયા નહોતા. આ લોકમાં કહેવી રીતે નિયમથી સંસારમાં કાર્ય થાય છે, ભોગાભોગનું વિ-

ધાન થાય છે, સુખ દુઃખનું પરિવર્ત્તન થાય છે, તે વિશે પ્રાચીનકાળના લોકો જાણતા નહોતા. તેથી પરમેશ્વર જે નિયમથી વિશ્વરાજ્ય પાલન કરે છે, તેની સાથે શાસ્ત્રકારો સ્વપ્રકાશિત શાસ્ત્રનું ઐક્ય રાખવાને સમર્થ થયા નહિં. ઘણાક પંડિત સંસારના સુખ દુઃખ વિષય સુનિયમ નિરુપણમાં અપારગ થયાથી તેઓ એ બાબતને માનવ-બુદ્ધિને સંપૂર્ણ અગમ્ય કહીને બતાવે છે. કોઈ તો એકે વારે હેવી મીમાંસા કરી ગયા છે કે આ સંસારની કંઇ પણ સુશૃંખલાજ નથી, કોઇ કોઈ ધર્મ વ્યવસાયી પંડિતો જગત્‌ના નિયમની શૃંખલા માને છે, પરંતુ ત્હેનો ઉપદેશ આપવો એ જરૂરનું સમઝતા નથી, તેથી એ વિષયમાં આદર પણ કરતા નથી. તેઓ સમસ્ત વિજ્ઞાનશાસ્ત્ર અને લૌકિકજ્ઞાન કેવળ અજાયબવાળું અને પૈશા કમાવવાનો ઉપાય જાણે છે. પરંતુ લોકો સાંસારિક વ્યવહારની વખતે પોતાનો સ્વભાવ અને પ્રાકૃતિક નિયમ યત્કિંચિત્ જાણે છે તેને અનુસરીને કામ કરવાને યત્નવાન્ થાય છે, પોતાના પુણ્યબલ અને ભાગ્ય ઉપર ઘણો આધાર પકડીને બેશી ર્‌હેતા નથી. વરસાદ ના પડે તો ખેતીના નિયમાનુસારે ખેતરમાં પાણી સિંચન કરે છે, ખાવાને અન્ન ન મળે તો સાંસારિક નિ-

યમાનુસારે કાયિક પરિશ્રમ કરીને ઉત્પન્ન કરવાનો શ્રમ કરે છે, અને રોગ થાય તો શારીરિક નિયમાયાથી ઔષધને માટે વૈદ્યને બોલાવે છે. એટલા માટે જ્યહારે હેવા નિયમ પરિપાલનના કર્ત્તવ્ય વિશે ઉપદેશ ના મેળવતાં લોકો ત્હેને અવલંબન કરીને ત્હેનું ફ-લાફલ જુવે છે, ત્યહારે માનવ પ્રકૃતિની સાથે બ્હાસ્યના વિષયનો કહેવો સંબન્ધ છે અર્થાત્ પરમેશ્વર કહેવી રીતના નિયમથી સંસાર પ્રતિપાલન કરે છે, ત્હેનું સવિશેષ અનુસંધાન કરવું અને ત્હેના અનુયાયી વ્યવહાર કરવો એ કેટલું શુભજનક થાય તે કહી સકાતું નથી. વસ્તુતઃ વિજ્ઞાનશાસ્ત્રથી એ પૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે, આ પ્રકારના નિયમ પ્રતિપાલનના સિવાય આપણા બળની ઉન્નતિ, જ્ઞાનની ઉન્નતિ, ધર્મની ઉન્નતિ, વીર્યની ઉન્નતિ, સમતાની ઉન્નતિ થવાની નથી એટલુંજ નહિં પણ સારી રીતે મનુષ્યત્વની રક્ષા થઇ શકશે નહિં. જગદીશ્વરે વિશ્વરાજ્ય પાલનને માટે જે ઉત્તમ સુખદાયક નિયમ સ્થાપેલા છે, તે ઉલંઘન કર્યાથી તરત દુઃખનો સંચાર થાય છે. એક વાર કોઈ નિયમ ઉલંઘન કર્યાથી પછી ત્હેવું નિષિદ્ધ કામ ન કરે એ અભિપ્રાયથીજ ત્હેણે ત્હેમાં દુઃખ નિયોજન કર્યું છે. ત્હેણે નિયમ સ્થાપવાની વખતે ત્હેનું

ફલાફલ મુકરર કરી રાખ્યું છે. ત્હેનું અન્યથા કરવું કોઈનું સાધ્ય નથી. જુઓ કસરત વગેરે શારીરિક નિયમ પ્રતિપાલનમાં ન્યૂનતા રાખી, ન્હાની ઉમરમાં અર્થાત્ શરીરની પૂર્ણાવસ્થા ન થતાં સ્ત્રી-સહયોગ, જગતના ભૌતિક નિયમ નિરૂપણ પૂર્વક સુનિપુણરૂપથી શિલ્પાદિ શાસ્ત્રનું ઉત્કૃષ્ટરૂપે અનુશીલન ન કરવું, સ્ત્રિયોની મૂર્ખતા, અને પુરુષોને ઉત્તમ પ્રકારે શિક્ષા ન આપવી, એ સર્વ કારણથી આપણી જે દુર્દશા થઇ છે તે મનમાં આવ્યાથી અનર્ગલ અશ્રુપાત થાય છે, પરમેશ્વરે આપણા હિતને માટેજ દુ:ખની યોજના કરી છે, પરન્તુ આપણે ત્હેના અભિપ્રાયના પ્રમાણે કામ ન કરતાં દુ:ખજ ભોગવિયે છિયે. હજી પણ આપણે જાણીને ત્હેની કરુણા ગુણથી આ દુ:ખરૂપ કાંટાના ઝાડમાંથી શુભ ફળ ઉત્પન્ન થાય એમ છે. જેઓની ધર્મ ઉપર શ્રદ્ધા છે, અને ઇશ્વર ઉપર પ્રીતિ છે, તેઓ તે પરમારાધ્ય પરમેશ્વરના નિયમ કહીને જાણે તો પ્રતિપાલન કરવામાં યત્નવાન ન થતાં ક્હેવી રીતે નિશ્ચિન્ત રહી સકે ? જેઓ શાસ્ત્રમાં ક્હેલા વિહિતાવિહિતા કર્મના ઉપદેશની આવશ્યકતા જાણે છે,—જગદીશ્વરનું સાક્ષાત પ્રણીત પરમશાસ્ત્ર સ્વરુપ આ પ્રત્યક્ષ પરિદ્રશ્યમાન જગત્ છે, ત્હેના નિ-

યમનો અભ્યાસ અને ત્હેના અનુયાયી કામમાં બળવાન્ થવું શું તેઓનું કર્તવ્ય નથી ? જો હેમ કહો કે એ સર્વ વિવરણ ઐહિક ભોગાભોગના વિશે લખવામાં આવ્યું છે, જેઓ ઐહિક ભોગની કામના કરતા નથી, તેઓને એટલા નિયમ ઉપર વિચાર શા માટે કરવો જોઈયે ? પરંતુ તેઓ ધર્મોપદેશ અને ધર્મોનુષ્ઠાનને અવસ્ય કર્તવ્ય સમઝે, અને એ પણ તેઓ જાણુતા હોય કે જેઓની માનસિક પ્રકૃતિ જેટલી સારી હોય તેટલો તે ઉપદેશ લેવાને સમર્થ થાય છે. વિશુદ્ધ બુદ્ધીમાન્ માણુસ ઈશ્વરનું સ્વરુપ અને અભિપ્રાયના વિષયનું જ્ઞાન જેમ મેળવવાને સમર્થ થાય છે, તેમ મૂર્ખ માણસો થતા નથી. જેનો પરમ ભક્તિભાવ છે તે માણુસ જેમ ભક્તિ વિષયક ઉપદેશ જલદીથી કહીને પ્રગાઢ પ્રીતિમાં મગ્ન થાય છે તેમ બીજો માણુસ કદી થતો નથી જે'નો ઘણો દયાળુ સ્વભાવ છે, તે દયા વિશેનો ઉપદેશ જેવો સમઝે છે અને ત્હેના અનુષ્ઠાનમાં ત્હેનો જે'વો અનુરાગ ઉત્પન્ન થાય છે, ત્હેવો બીજા માણુસમાં કદી થતો નથી પરન્તુ આપણે એ સર્વ ગુણુની ઉન્નતિને માટે કેટલાંક શારીરિક તથા માનસિક નિયમ પ્રતિપાલન કરવા આવસ્યક છે, ત્હેના વગર ધર્મોપદેશનું પૂર્ણ ફળ

ઉત્પન્ન થવું કોઇ રીતે સંભવતું નથી. જો બુદ્ધિવૃત્તિ સ્વભાવત: બલવતી ન થય તો કોઇ ગુરુપદેશ ગ્રહણ કરવામાં સમર્થ થતો નથી, તો તેથી કહેવી રીતે ત્હેની માનસિક વૃત્તિયોની ઉન્નતિ થઈ સકે, ત્હેની સોધ કરવી અવશ્યક છે. જો અન્ન વસ્ત્રનો ક્લેશ, અસ્વાસ્થ્યદાયક પદાર્થ ભક્ષણ, ખરાબ જગાપર રહેવું, ઘણા કાળ સુધી શ્રમવાળી મ્હેનત વગેરે કારણથી અન્તઃકરણની ઉત્કૃષ્ટ વૃત્તિયો નિસ્તેજ થાય છે, તેથી પરમેશ્વરનું સ્વરુપ-જ્ઞાન અને પ્રગાઢ ભક્તિ શ્રદ્ધાદિ ઉદય થવામાં વ્યાઘાત ઉત્પન્ન થાય છે, તો વેળાએ એ સર્વ ધર્મકંટક છેદનને માટે તેના વિશે કાર્યકારણ નિરુપણ કરવું એ ઉપેક્ષાનો વિષય નથી.

કોઇ દેશના અને જાત્યના ધર્મોપદેશકો કોઇ વેળાએ એ સર્વ અભિપ્રાય ગ્રહણ કરતા નથી તેથી ત્હેને અનુસરીને અનુષ્ઠાન કરતા નથી, એ વાસ્તે તેઓ પ્રાણપણથી ઉપદેશ આપવા છતાં કેવળ આ સર્વ સ્વાભાવિક નિયમ પાળવાના વિષયમાં અવહેલા કર્યાથી લોકોની ધર્મોન્નતિ અને સુખોન્નતિના વિષયમાં પારખ પડી સકતા નથી. પરન્તુ હમણાં વિજ્ઞાનશાસ્ત્રથી એ સમસ્ત મત નિઃસંશયે સિદ્ધ થયાછે. એટલા માટે વિશ્વના નિયમ ઉપર વિચાર કરવા અને તે

પાળવા માટે જગતના નિયમ એ જગદીશ્વરની સાક્ષાત્ આજ્ઞા છે. ત્હેને ઉલંઘન કર્યાથી જરૂર દુઃખ ઉત્પન્ન થાયછે. આલોચના કરો, વિચાર કરો, સિદ્ધાન્ત કરો, ત્હારેજ આ વાક્ય ઉપર જરૂર વિશ્વાસ આવશે. ત્હારેજ આ પરિદૃસ્યમાન વિશ્વને પરમેશ્વર–પ્રણીત ધર્મશાસ્ત્ર સ્વરૂપ સમઝીને ત્હેના નિયમ પ્રતિપાલનમાં અવશ્ય શ્રદ્ધા એને અનુરાગ જન્મશે.



# પ્રકરણ ૧ લું.



## પ્રાકૃતિક નિયમ.

જગતના નિયમ વિશે વિચાર કરવાની પ્હેલાં નિયમનું સ્વરૂપ દેખાડવું આવશ્યક છે. સંસારની સર્વે વસ્તુનાં સર્વે કાર્ય વિશેષ વિશેષ મુકરર રીત્યના અનુસારે બને છે. સમુદ્રનું પાણી સૂર્યની ગરમીથી વરાળ થઇને ઉપર જાયછે, અને તેથી મેઘ ઉત્પન્ન થઈને જગત્માં વરસાદ વરસે છે. આ જગાપર પાણી અને ગરમી આ બન્ને પદાર્થનું કાર્ય વરાળ અથવા મેઘ છે. આ કાર્ય જગતના નિયમ પ્રમાણે થાયછે, અર્થાત્ પાણી અને ગરમીની જે'વી પ્રકૃતિ છે, અને બન્નેનો જે'વો પરસ્પરનો સંબન્ધ નિરુપિત છે, તેથી આ કાર્યનો હાવો બનાવ બન્યા શિવાય રહી સકતો નથી. પાણી અને ગરમીની જે અવસ્થામાં આ કાર્ય એકવાર થયું છે, ત્હેવી અવસ્થા પાછી તેઓની થયાથી જરૂર તે કાર્ય થશે. હાવી જે મુકરર રીતિ છે, હેનેજ નિયમ કહેવામાં આવેછે. જગતના સઘળા નિયમ ત્હેની

અંદરની વસ્તુઓની પ્રકૃતિને આધારે છે, એ વાસ્તે એ નિયમને પ્રાકૃતિક નિયમ કહેછે. નિયમ હોય તો જરૂર ત્હેના આશ્રય સ્વરુપ વસ્તુ વિશેષ રૂહેછે. ઉપર કહેલા ઉદાહરણમાં પાણી અને ગરમી આ બે પદાર્થ મેઘોત્પત્તિ વિષયક નિયમના આશ્રય છે. હાવી રીતે કોઇને કોઈ વસ્તુ જગત્‌ના એકએક નિયમનો આશ્રય છે.

જગદીશ્વરે આ વિશ્વસંસાર પાલનને માટે જે નિયમો સ્થાપ્યા છે, ત્હેનું તત્વ જાણવાની મનુષ્યને શક્તિ આપી છે અને તે જાણીને ત્હેને અનુસરીને કામ કરવાની ક્ષમતા પણ આપીછે. માણસ પોતાની બુદ્ધિની શક્તિથી જગત્‌ના નિયમ જાણી સકે છે, અને તે જાણ્યા પછી એ નિયમ ત્હેમના કામના નિયમ થાય છે. આપણી શારીરિક પ્રકૃતિની સાથે અગ્નિ અને બદબોવાળી વસ્તુનો જે'વો સંબન્ધ રૂહેલો છે, ત્હેને અનુસરીને ઘણું ગરમ પાણીથી ન્હાયાની બળની હાનિ થાય છે, અને દુર્ગન્ધવાળી જગાપર રૂહેવાથી રોગ ઉત્પન્ન થાય છે. એટલા માટે હેવા પાણીમાં ન્હાવું અને હેવા સ્થાનમાં રૂહેવું વિધેય નથી. મનુષ્યને આ નિયમ રહિત અથવા ફેરફાર કરવાનું સામર્થ્ય નથી. પરન્તુ જ્યહારે તે આ નિયમ જાણી સકેછે, અને તે ઉલંઘન કર્યાથી કહેવી રીતનું નુકસાન થાય છે તે પણ જાણે છે, ત્યહારે

ત્હેની દુઃખોત્પતિ અથવા દેહ ભંગની આશંકાથી સ્વભાવતઃજ આ નિયમ રક્ષામાં યત્ન કરે છે, અને તેથી પરમેશ્વરે જે અભિપ્રાયથી કાર્ય વિશેષથી દુઃખ નિયોજન કર્યુંછે તે સંપન્ન થાય છે.

કિયું કર્મ કર્તવ્ય છે અને કિયું કર્મ અકર્તવ્ય છે, એ વિશેનો ઉપદેશ આપવા માટે પરમેશ્વરના કાર્ય વિશેષમાં સુખ દુઃખ નિયોજન કરી મૂકયું છે. કિયા કર્મનું અનુષ્ઠાન કર્યાથી ત્હેને માટે દુઃખ પ્રાપ્ત થયું તે તરત જાણવું ઉચિત છે, આ દુઃખજનક કાર્ય મંગળાકર પરમેશ્વરના નિમાનુગત કાર્ય નથી. એટલા માટે જગદીશ્વરના હાથ્રા કર્ત્તવ્યાકર્ત્તવ્યનો ઉપદેશ આપવો અને મહાભીષણ નાદથી આજ્ઞા પ્રચાર કરવી એબન્ને સરખીજ છે. જો તે મનુષ્યની પેઠે શરીરવાળો હોત, અને આપણુને સામે ઊભા રાખીને ભયંકર ભ્રૂભંગ દેખાડીને ઘનઘોર ગભીર નાદથી અનુચિત કર્માનુષ્ઠાનનો નિષેધ કરત અને કહેત કે, આ નિષદ્ધ કર્મ કર્યાથી દુઃખની બીજી સીમા ર્‌હેશે નહિં, તો તે વેળાએ ત્હેની તે અનિવાર્ય અનુમતિ શ્રવણ કર્યાથી જેવો વ્યવહાર કરવો ઉચિત થાત, તેજ પ્રમાણે ત્હેના નિયમ જાણીને દૃઢ ચિત્તથી ત્હેના અનુયાયી આચરણ કરવાં પણ આવશ્યક છે. તેમજ કર્યાથી દુઃખ

છે. ઉલટું નિયમ ભંગનું ફલ થોડીવારમાં અનુભવ થયાથી વાચનિક ઉપદેશના કરતાં પણ દઢતર રુપથી સમઝી સકાય છે. ત્હેણે આપણા હિતને માટે ક્લેશની ઉત્પત્તિ કરી છે—વધારે દુઃખ ન થાય ત્હેને માટે થોડા દુઃખની સૃષ્ટિ કરી છે—અકાળ મૃત્યુ રોકવાને માટે શરીરનો ક્લેશ ઉત્પન્ન કર્યો છે. એક વખત કોઈ કર્મ-દોષથી દુઃખ થાય, ત્હેને નિયમ-વિરુદ્ધ સમઝીને બીજી વખત ત્હેવું કર્મ ન કરાય, એ અભિપ્રાયથીજ ત્હેણે નિયમ ભંગમાં દુઃખ મૂક્યું છે. જો તે દુઃખનો અનુભવ આપણને ઉપકારનું કારણ ન હોત તો નિયમ ઉલ્લંઘન કર્યાથી આપણને દુઃખ આપત નહિં. તે જે'વી રીતે રાજા થઈને શુભકર નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પાલન કરે છે, ત્હેવી રીતે ત્હેણે પરમ કરુણામય આચાર્ય થઈને પોતાના સ્થાપેલા નિયમનું શિક્ષણના ઉપાય કરી રાખ્યા છે. સંસારમાં જેટલાં દુઃખ છે, તે સર્વ પરમેશ્વરના નિયમ ઉલ્લંઘનનું ફલ છે; એટલા માટે કિયા નિયમ ઉલ્લંઘનથી કિયા દુઃખની ઉત્પત્તિ થાય છે, ત્હેનો વિચાર કરીને તે દુઃખનો ઉપાય કરવો અર્થાત્ વિશ્વરાજ્યની શાસન પ્રણાળીનું તત્વ જાણીને ત્હેના અનુયાયી વ્યવહાર રાખવો એ ઘણું આવશ્યક છે.

જગત્‌ની સર્વે વસ્તુની એક એક જાત્યની મુકરર પ્રકૃતિ છે, ત્હેને અનુસરીને તેઓ એક એક રીતે ધીરે ધીરે કાર્ય કરે છે. જો એક વસ્તુથી બીજી વસ્તુનું કાર્ય જૂદા પ્રકારનું ન થાત, તો સજીવ અને નિર્જીવ વસ્તુના કાર્યની જેટલી મુકરર રીતિ છે, તેટલા વિશ્વના નિયમ છે હેતું કહેવું પડત; કારણ કાર્યનીજ એક એક રીત્યની નીમેલી રીતિનું નામ નિયમ છે. પરન્તુ પ્રાણિયો અને બીજી વસ્તુઓનો પરસ્પર વિશેષ સંબન્ધ છે, તે સંબન્ધને અનુસરીને તેઓના કાર્યનું જૂદાપણું થાય છે; જેમ કે, સૂકાં પાતરાં અગ્નિથી જેમ બળે છે, તેમ પાણીથી ભીંજાયલાં પાતરાં બળતાં નથી; કારણ આ જગાપર પાણીથી અગ્નિના કાર્યનું વૈલક્ષણ્ય થાય છે. એટલા માટે જૂદા જૂદા પ્રાણી અને વસ્તુનો જેટલો સંબન્ધ છે, તેટલા જગતના પણ નિયમ છે. જેટલે દરજ્જે નિયમનું તત્વ જણાશે, તેટલે દરજ્જે તેથી નિષ્પન્ન થયેલા વ્યવહારિક નિયમો નિયમસર અને સુખજનક થશે.

પરન્તુ કિયા કાળે સઘળા નિયમનું ખરેખરૂં તત્વ પ્રકાશિત થશે, અને તે વેળાએ ત્હેના વિષયને માટે બુદ્ધિ ચલાવવાનું પ્રયોજન રૂહેશે નહિં, એ હાલ મનમાં કલ્પના આવી સકતી નથી. યથાર્થ કોઈ વેળા-

એ કોઇ પ્રતાપવાન્ રાજા પોતાના બાહુ-બળથી સ-સાગરા પૃથ્વીને જીતીને કહી સકે કે મ્હારે જયપ-તાકા ઉડાવવાની બીજી કોઈ જગા રહી નથી; તથા-પિ વિદ્યાર્થી મનુષ્ય કદી પણ કહી સકશે નહિં કે, મ્હારે શિખવાનો બીજો કંઇજ વિષય નથી. સર્વ નિ-યમનું તત્ત્વ જાણવું એ અનંત કાળનું કામ છે. આ જગાપર કેટલાક પ્રસિદ્ધ અને આવશ્યક નિયમનું વિ-વરણ આપવામાં આવે છે.

જગતના ત્રણ પ્રકારના નિયમ છે; ભૌતિક, શારી-રિક અને માનસિક.

પ્હેલો—પાણી, હવા, સૂનું, રૂપું, લ્હોઢું, મૃત્તિકા-દિ અચેતન પદાર્થનું નામ ભૌતિક પદાર્થ છે. જે નિ-યમથી તે સર્વ સંબન્ધી કાર્ય થાય ત્હેનું નામ ભૌતિ-ક નિયમ કહેવાય છે. અગ્નિવડે અન્ન રંધાય છે, પા-ણીમાં હોડી તરે છે ? ચૂનો અને હળદરને મેળવ્યા-થી લાલ રંગ થાયછે, હાથ ઊંચો કરીને પથ્થર નાંખ્યા-થી જમીન ઉપર પડે છે ઈત્યાદિ જડ-પદાર્થથી બનતાં કાર્ય વિવિધ પ્રકારના ભૌતિક નિયમાનુસારે થાયછે.

બીજો—જે નિયમથી શરીર સંબન્ધી કાર્ય થાય ત્હે-નું નામ શારીરિક નિયમ કહેવાય છે. શરીરની વસ્તુ-નો સ્વભાવ હેવો છે કે, શરીરની અંદરથી ઉન્નત

થાયછે, ખાધાથી સજીવ રહેવાય છે, અને ધીરે ધીરે ત્હેની વૃદ્ધિ, ન્યૂનતા અને ભંગ થાયછે પથ્થર કદાપિ પથ્થરની અંદરથી ઉત્પન્ન થતો નથી, ખાતો પણ નથી, અને ક્રમાનુસારે વૃદ્ધિ હ્રાસ થઇને નાશ થતો નથી. પરન્તુ મનુષ્ય, પશુ, પક્ષ્યાદિ પ્રાણી અને ઝાડ, લતા, તૃણાદિ વનસ્પતિમાં હેના સર્વ લક્ષણ જોવામાં આવેછે. વસ્તુતઃ જે નિયમાનુસારે જન્તુ અને વનસ્પતિની આ સર્વ અવસ્થા થાયછે, ત્હેનું નામ શારીરિક નિયમ કહેવાય છે. ત્હેમાં મનુષ્યના વિષય સંબંધી વિચાર કરવો આ પુસ્તકનો ઉદ્દેશછે.

ત્રીજે—જે જીવો બુદ્ધિ-જીવી છે, જેઓને કેવળ પોતાની સત્તાનું ફક્ત જ્ઞાન છે, તે સર્વ માનસિક નિયમને આધિન છે તેઓની મ્હોટામાં મ્હોટી બે શ્રેણી છે, મનુષ્ય અને બીજા પ્રાણી. મનુષ્યની બુદ્ધિ વૃત્તિ, ધર્મ પ્રવૃત્તિ અને નિકૃષ્ટ પ્રવૃત્તિ હાવી ત્રણ પ્રકારની વૃત્તિછે, અને ઇતર જંતુઓને બુદ્ધિવૃત્તિ અને કામક્રોદિ નિકૃષ્ટ પ્રવૃત્ત છે, પરન્તુ દયાદિ ધર્મ પ્રવૃત્તિ નથી. બુદ્ધિજીવી જીવોની માનસિક વૃત્તિયોની મુકરર પ્રકૃતિ છે, અને બ્હારની વસ્તુની સાથે ત્હેનો નિરુપિત સંબન્ધ છે. રસનેન્દ્રિય ઉત્તમ હોય તો શેલડીના રસનો સ્વાદ કદી તીખો જણાતો નથી, અને લીંબડાનાં પાંતરાંનો

સ્વાદ કદી મીઠો માલમ પડતો નથી. આંખ્ય અને કાન સારી હાલતમાં હોય તો ચંપાનુ ફુલ કદી પણ સફેત દેખાતું નથી અને વાંસળીનો અવાજ પણ કર્કશ સંભળાતો નથી. તેમ આપણી ન્યાય અને ઉપકારની વૃત્તિમાં વૈલક્ષણ્ય ન થયાથી પ્રતારણા અને નર હત્યાથી અન્તઃકરણ પ્રફુલ્લ થતું નથી. હેવી રીતે, આપણી સમસ્ત માનસિક શક્તિ પોતપોતાની પ્રકૃતિ અને બ્હાસ્યની વસ્તુની સાથે મુકરર સંબન્ધાનુસારે પોતપોતાના કાર્યમાં લાગે છે. જે નિયમથી તે કામ થાયછે ત્હેનુંજ નામ માનસિક નિયમ છે.

આ સઘળા પ્રાકૃતિક નિયમને વિશે વિવેચના કરીને જોયાથી ત્હેના કેટલાક અતિ ઉત્તમ ગુણ જણાયછે; જેમ કે:—

પ્હેલો—સર્વ નિયમ એકમેકથી જૂદાં છે અર્થાત્ એક નિયમ પ્રતિપાલન કરવાનું સુખ કદાપિ બીજા નિયમના ઉલ્લંઘનથી નિરાકૃત થતું નથી, અને એક નિયમ ભંગના દુઃખનું કદાપિ બીજો નિયમ પાળવાથી ખંડન થતું નથી. પરોપકારથી તાવના રોગની શાંતિ થતી નથી, અને ઔષધ ખાધાથી કદાપિ શોક અને મનનું દુઃખ દૂર થતું નથી. જો કોઇ માણસ પરમ ધાર્મિક હોય અને તે જાણી જોઇને અથવા

અજાણે ઝેર ખાય તો તે શારીરિક નિયમથી વિરુદ્ધ કર્મ કર્યાથી જરૂર મરી જશે. તે વેળાએ ત્હેના સંચિત પુણ્ય બળથી દેહ–ભંગનું નિવારણ થશે નહિં કારણ તે શરીરના નિયમને આધિન નથી. જો કોઈ પાપાસક્ત માણસ મિથ્યાવાદી, મિત્રદ્રોહી, પ્રતારક અને વિશ્વાસઘાતી થાય, તથાપિ તે યથા નિયમ ખાવા પીવામાં અને કસરત ઇત્યાદિ શરીરના નિયમ પ્રતિપાલન કરે તો તે હૃષ્ટ, પુષ્ટ અને બળિષ્ટ થશે. પરન્તુ જો કોઈ માણસ આ સર્વ શારીરિક નિયમ પ્રતિપાલન ન કરે–જેમ કે નિયમને અનુસરીને ઉત્તમ અન્ન ન ખાય, શારીરિક અને માનસિક પરિશ્રમ અતિશય કરે, સુનિર્મલ વાયુ સેવન ન કરે, દુર્ગન્ધવાળી જગાપર રહે, કામ-રિપુ વશીભૂત ન રાખે ઈત્યાદિ નિયમથી વિરુદ્ધાચરણ કરે તો તે સત્યવાદી, સુશીલ, શાન્ત સ્વભાવ અને પરમ દયાવાન્ હોવા છતાં શારીરિક નિયમ ઉલ્લંઘન કરવાથી રોગની યાતનામાં અસ્થિર થઈને પથારીમાં પડશે. જો કોઈ ખેતીના કામમાં અને વ્હેપારમાં ઉત્તમ પ્રકારે પારદર્શી થઇને યત્ન તથા પરિશ્રમ પૂર્વક નિર્વાહ કરે, અને થોડું ખર્ચ કરે તો તે માણસ દ્વેષી અને પરદ્રોહી હોવા છતાં વિપુલ ધન સંચય કરી સકે છે, તે-

માં કંઇ પણ સંદેહ નથી. જો કોઈ માણસ વ્હેપાર વગેરે કર્મમાં અને પુણ્યને લીધે ધન ઉપાર્જનમાં શક્તિવાન્ ન થાય, અને તેને માટે શારીરિક ક્લેશથી યથાકાળ શાકાન્ન ખાઇને દિવસ ગાળે, તથાપિ તે જો ધર્મપથાવલંબી હોય—સત્યવાદી, જિતેન્દ્રિય, સદુપદેશક અને ઈશ્વરપરાયણ હોય તો આ સર્વ યથાર્થ ધર્મ પ્રતિપાલન કર્યાથી પ્રફુલ્લ અને પ્રસન્ન મનથી કાળ ગાળશે, તેમાં કંઈ સંદેહ નથી.

બીજો—જૂદાં જૂદાં નિયમ પાળવાથી જૂદાં જૂદાં સુખ અને જૂદાં જૂદાં નિયમ ઉલ્લંઘનથી જૂદાં જૂદાં દુઃખ થાય છે તે ઉપર લખેલાં ઉદાહરણોથી એક રીતે સિદ્ધ થયું છે. ખારવાઓ હવા અને પાણી વગેરેની ગતિ જાણીને ભૌતિક નિયમાનુસારે સુંદર રીતે વ્હાણ ચલાવ્યાથી વગર હરકતે મુકરર જગા ઉપર ઉતરે છે, અને ત્હેના વિરુદ્ધ થયાથી પાણીમાં ડુબીને મૃત્યુ-ગ્રાસમાં પડી જાય છે હેવી રીતે જે શરીરના નિયમ પાળે છે, તે શરીરનું સુખ મેળવે છે અને જે ત્હેનું ઉલ્લંઘન કરે છે તે રોગી થઈને બળ વગરનો અને વીર્ય વગરનો થઇ જાય છે. જે ધર્મના નિયમને અનુવર્ત્તીને સદાચારમાં અને સદ્વ્યવહારમાં લાગેલો હોય છે, ત્હેના ચિત્ત ઉપર ચંદ્રની જ્યોતિની

પેઠે સુનિર્મલ આનન્દની જ્યોતિ ફેલાય છે અને લોકો ત્હેને ખરા મનથી ચ્હાય છે, અને સમાદર કરે છે; અને ત્હેનાથી વિપરીત કર્યાથી તે સુખથી વંચિત થઈને આન્તિરિક ગ્લાનિવાળો, લોકને અપ્રિય અને રાજદ્વારે પણ દંડનીય થાય છે. જે જે'ના વિષયનો નિયમ પાળે છે ત્હેને પરમેશ્વર ત્હેના વિષયનું સુખ આપે છે, અને જે જે'ના વિષયના નિયમનું ઉલ્લંઘન કરે છે, ત્હેને ત્હેના વિષયનું દુઃખ આપે છે. ટૂંકામાં કહેવામાં આવે તો આ વાત કહેવી પડશે કે જે માણુસ જે ચ્હાય છે ત્હેને પરમેશ્વર તે આપે છે.

ત્રીજો—પ્રાકૃતિક નિયમો ફેરફાર વગરના અનતિક્રમ્ય અને સર્વે જગાપર તથા સર્વે વખતે એક સરખા હોય છે. કોઈ રીતે ત્હેમાં ફેર પડતો નથી. ગુજરાતમાં હો, અથવા લંકામાં હો, સર્વે જગાપર ઘણું ખાધાથી શરીરનું અસુખ જણાશે. તથા રોગ ઉત્પન્ન થશે, યથા નિયમ કસરત કર્યાથી હિંદુસ્થાનનાં માણુસો બળવાન્ થાય તથા બીજા દેશનાં ન થાય હેવું કદી પણુ થનાર નથી. ઇન્દ્રિયના દોષથી કેવળ બંગાળીજ બળ વગરના તથા વીર્ય વગરના થાય છે, અને શિખ તથા અંગ્રેજોને તે સજા ભોગવવી પડતી નથી, હેવું કદી પણુ થઈ સકતું નથી. જે મા-

ણુસ શરીરના દોષ વિનાની પ્રકૃતિ પ્રાપ્ત કરીને નિર્વિઘ્નથી જન્મ્યો છે અને ત્યહારથી સઘળા શરીરના નિયમ પાળતો આવે છે, તે માણુસ હમેશાં રોગની જ્વાળામાં બળતો અને મુઆ જેવો થઈને કાળ ગાળે છે હેવું કોઈ જગાપર કોઈ વખતે થતું નથી. ત્હેનાથી ઉલટું, ઉદાહરણ લઈયે તો જે માણુસ રોગાક્રાન્ત થઈને ભૂમંડળમાં જન્મ્યો છે, અને અહિતકારી પદાર્થ ખાય છે, દુર્ગન્ધસ્થાનની હવાનું સેવન કરે છે, શારીરિક તથા માનસિક પરિશ્રમ ઘણો કરે છે, એ શિવાય બીજા નાના પ્રકારના અહિતાચાર કરીને ક્રમાગત શારીરિક નિયમનું ઉલ્લંઘન કરતો આવે છે, તે માણુસ દ્રઢિષ્ઠ, બળિષ્ઠ, અને વીર્યવાન્ થઇને સદા તનદુરસ્ત ર્‌હે છે, હેનું દૃષ્ટાન્ત પંજાબ, કાબુલ, ચીન, અમેરિકા અથવા કોઈ પણ સ્થળમાં કદાપિ પણ પ્રાપ્ત થતું નથી. જે માણુસ રિપુના વશીભૂત થઇને હમેશાં પાપના કીચડમા મગ્ન છે, તે શાન્ત ચિત્તવાળો થઈને જ્ઞાન-ધર્મોપાધ નિર્મળ આનન્દ-નીરમાં અવગાવહન કરે છે તથા શુદ્ધ ચિત્તવાળા માણુસોને આદરણીય તથા પ્રિયપાત્ર થાયછે, હેનું દૃષ્ટાન્ત કાશીમાં કે મક્કામાં કહિં પણ જોવામાં આવતું નથી.

ચોથો—યદ્યપિ સર્વ પ્રકારના પ્રાકૃતિક નિયમ એ-

કએકથી ભિન્ન છે, તથાપિ તેઓ પરસ્પરના મદદ-
ગાર છે ખરા. તેઓનો હેવી રીત્યનો આશ્ચર્યકારક સં-
બન્ધ નિરુપિત છે કે એક પ્રકારના નિયમ પાળવા-
થી બીજા પ્રકારના નિયમ પાળવા સ્હજ થા-
ય છે, અને એક પ્રકારના નિયમનું ઉલ્લંઘન કર્યાથી બી-
જી જાત્યના નિયમ પાળવામાં વ્યતિક્રમ થાયછે. પ્ર-
થમતઃ ભૌતિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી ત્હેનો અનિષ્ટ
બનાવ બન્યાથી શારીરિક તથા માનસિક નિયમ પા-
ળવામાં હરકત ઉત્પન્ન થાયછે. હેવી રીત્યનો ભૌતિ-
ક નિયમ છે કે જડ વસ્તુ ઊંચ્ચી જગા ઉપરથી ભા-
ગી જાય છે તથા મરડાઇ જાય છે. તે પ્રતિપાલન
માં સાવચેત ન થયાથી અકસ્માત્ ઘરની છત્ય પ-
ડ્યાથી જો કોઈ માણસનો હાથ પગ ભાગી જાય તો
ત્હેનાથી ત્હેનું શરીર તથા મન અસુસ્થ થયાથી શા-
રીરિક તથા માનસિક નિયમ પ્રણાલીમાં વિશૃંખલ-
તા આવે છે. તેથી ત્હેનું શરીર અપટુ થયાથી રો-
ગાસ્પદ થઇ સકે છે, અને મગજમાં લાગ્યાથી માન-
સિક નિયમ પ્રતિપાલનમાં હરકત પ્હોચી સકે છે.
બીજું ઉત્તમ પ્રકારે શરીરના નિયમ સાચવ્યાથી શ-
રીરની તનદુરસ્તીનો લાભ થયાથી શરીર બળવાળું
થાય છે, અને તેનાથી ભૌતિક તથા માનસિક નિ-

યમ પાળવામાં વધારે સામર્થ્ય આવે છે. તનદુરસ્ત માણુસ કોઈ ભૌતિક નિયમનું ઉલ્લંઘન કરીને આઘાત પામે તો તે, જલદીથી સારો થઈ સકે છે, પરન્તુ જે માણુસની તનદુરસ્તી સારી નથી તેને આઘાત થયાથી તે જલદીથી આરોગ્ય પામતો નથી. તનદુરસ્ત શરીર ન હોય તો બુદ્ધિવૃત્તિ સતેજ રહેતી નથી, અને ધર્મ પ્રવૃત્તિની પણ સ્ફૂર્ત્તિ થતી નથી; તેથી વિદ્યાનુશીલન અથવા ધર્માનુષ્ઠાનને માટે પ્રગાઢ પરિશ્રમ કરીને તે વિષયનો નિયમ પાળવામાં સારી રીતે સમર્થ થઈ સકાતું નથી. ત્રીજું, માનસિક નિયયમની પણ હાવીજ રીતિ છે. સર્વે મનોવૃત્તિ યથા—નિયમ ચલાવ્યાથી કેવળ મનમાં ને મનમાં નિર્મળ આનન્દ થાય છે એટલુંજ નહિં પણ લોક યાત્રા નિર્વાહ તથા જનમંડલની ઉન્નતિના વિષયમાં ઘણો ઉપકાર થાય છે. બુદ્ધિવૃત્તિ માર્જ્જિત તથા ઉન્નત થયાથી પાણી, હવા વગેરે ભૌતિક પદાર્થના ગુણ દોષ નિરુપણ કરીને ખેતી તથા શિલ્પકાર્યાદિની અધિક ઉન્નતિ કરી સકાય છે. મનોવૃત્તિ યથા નિયમ ચલાવ્યાથી શરીરની સુખાકારીનો લાભ થાય છે. તેથી ઉલટું બુદ્ધિ વિષયના નિયમનુંઉલ્લંઘન કરીને, વિદ્યાભ્યાસને માટે અયથોચિત અને નિયમથી અધિક મા-

નસિક પરિશ્રમ કર્યાથી, અને ધર્મ વિષયના નિયમ-
માં અવહેલા કરીને લંપટતાચરણ તથા ત્હેની સાથે-
ના બીજા અહિતાચારમાં આસક્ત થયાથી, શારીરિક
પીડા ઉત્પન્ન થઇને છેલ્લીવારે ક્લેશની ઉત્પત્તિ થા-
યછે. કોઈ કોઇનું શરીર હેવું તો રુગ્ન તથા ભગ્ન
થઈ જાય છે કે તેઓને પોતાની જુવાનીની કુક્રિયા-
નું ફળ વૃદ્ધાવસ્થામાં ભોગવવું પડે છે. એટલા માટે
પરમેશ્વરે પ્રાકૃતિક નિયમો જેમ એકએકથી જૂદા ક-
ર્યા છે તેમ વળી તેઓનો પરસ્પર સંબન્ધ કરીને અ-
તિ આશ્ચર્યકારક કૌશલ વાપર્યું છે. સર્વ નિયમ જૂદા
જૂદા હોવા છતાં પરસ્પર મળીને આપણું શુભ કરેછે.
પાંચમો—માનવ પ્રકૃતિની સાથે સર્વ પ્રાકૃતિક નિ-
યમનું ઐક્ય છે. આપણી બુદ્ધિ-સાધ્યાનુસારે ઉત્તમ
પ્રકારે વ્હાણ બનાવીને ઉત્તમ પ્રકારે ચલાવ્યાથી જો
તે દરિયામાં તરીને ડૂબી જાત, તો આપણી બુદ્ધિવૃ-
ત્તિની સાથે ત્હેનું ઐક્ય રૂહેત નહિં. પરંન્તુ જ્યહારે પાણીમાં
ન ડૂબતા પાણીના ઉપર તરેછે, ત્યહારે એ નિયમની સાથે
આપણી બુદ્ધિ-વૃત્તિનું સંપૂર્ણ ઐક્ય છે હેવું કહેવું જોઇ-
યે. જો મદિરામત્ત તથા વ્યભિચારાક્રાન્ત માણસોને
પોતપોતાના દોષના અતિશયથી શરીર સુખાકારી
અને સુખની વૃદ્ધિ થાત તો ત્હેની સાથે આપણી બુ-

દ્ધિ તથા ધર્મ વિષયના નિયમનું ઐક્ય રૂહેત નહિં. પરન્તુ જગદીશ્વરે તેમ ન કરતાં બન્ને જાત્યના નિયમનું પરસ્પર ઐક્ય રાખ્યું છે. આપણામાં દયાદિ ધર્મ પ્રવૃત્તિ રહ્યાથી ભૂમંડળનાં દુ:ખ ઓછાં કરવાની અને સુખની વૃદ્ધિ કરવાની ઇચ્છા થાય છે. જગતના ભૌતિક તથા શારીરિક નિયમની સાથે પણ ત્હેનું ઐક્ય જોઇયે છિયે, કારણ એ સર્વ નિયમ પાળવાથી દુ:ખ જાય છે અને સુખની પ્રાપ્તિ થાય છે. સર્વ જાત્યનાં દુ:ખ તે સર્વ નિયમનું લંઘન કરવાનું ફળ છે. પરન્તુ ત્હેનું પણ પરમેશ્વરે હેવા અભિપ્રાયથી નિયોજન કર્યું છે કે આપણે એક વાર નિયમ ઉલ્લંઘનનું દુ:ખદાયક ફળ જાણ્યાથી ત્હેના વિરુદ્ધ કર્મ પાછું ન થાય ત્હેનો યત્ન કરિયે. જો પ્રબળ તુફાનની વેળાએ કોઈ વેગવતી નદીના ભયાનક તરંગના ઉપર હોડી લઇ જવામાં આવે અને તે ડૂબી જાય, તો તે જોઈને લોકો હોડી ચલાવવાના નિયમ પાળવાની આવશ્યકતા દૃઢરૂપે મનમાં સમઝી સકે. પરિમિત ભોજન તથા પરિમિત પરિશ્રમ ન કર્યાથી રોગ પેદા થાય છે, ત્હેતું પણ પરમેશ્વરે એ હેતુથી નિયોજન કર્યું છે કે તે જોઈને આપણે સાવચેત થઈને શરીરના નિયમ પાળવાને યત્નવાન્ થઇયે, અને તેથી

શારીરિક પીડા તથા અકાળ મૃત્યુના હાથથી દૂર થ-
ઈને સુખાકારી ભોગવિયે. ધર્મ વિષયના નિયમનું ઉલ્લં-
ઘન કર્યાથી મનમાં ને મનમાં ધિક્કાર, ગ્લાનિ, અ-
સન્તોષ, અને વિરક્તિ માલમ પડે છે, આ વિધાન-
થી પરમેશ્વરે હેવો અભિપ્રાય પ્રકાશ કર્યો છે કે, આ
પણે આ નિયમ ભંગનું દુઃખદાયકફળ સમજીને ત્હેને પા-
ળવાથી આત્મપ્રસાદ અને નિર્મળ આનન્દનો લાભ કરિયે.

જ્યહારે કોઈ પ્રાકૃતિક નિયમનું એટલું વિરુદ્ધાચર-
ણ કરવામાં આવે કે ત્હેના પ્રતિકારની બીજી કંઇ સં-
ભાવના રૂહે નહિ ત્યહારે મૃત્યુ આવીને સર્વ દુઃખ નિ-
વારણ કરે છે. જો કોઈ ભૌતિક નિયમ ઉલ્લંઘન થ-
યાથી કોઈ વ્હાણ પાણીમાં ડૂબી જાય, અને વ્હા-
ણમાંના માણસોને કિનારે જવાનો ઉપાય ન હોય તો
તેઓને ત્હેવી અવસ્થામાં હમેશાં જીવવું કહેવા દુઃખ-
નો વિષય છે ત્હેનો વિચાર કર્યાથી હૃદય કંપાયમાન
થાય છે. પરન્તુ પરમેશ્વર-પ્રસાદે તે વેળાએ મૃત્યુ અ-
મૃત-સ્વરૂપ થઇને તેઓને યંત્રણાનલથી એકીવાર નિ-
ર્વાણ કરી નાખે છે. જો શારીરિક નિયમ ઉલ્લંઘનથી
કોઈ જુવાન માણસની પાકસ્થાન (હોજરી) તથા હૃદયાદિ
મર્મસ્થાન નાશ પામે, તો તે વેળાએ મૃત્યુજ શ્રેયઃછે,
કારણ -હૃદયાદિ શિવાય હમેશાં જીવવું એ કહેવી દુઃસ-

क यंत्रणानी संभावना छे त्हेने मनमां लाव्याथी प-
ण दुःख थाय छे. एटला माटे मंगळाकर परमेश्वर
हावी जग्या उपरथी लइने त्हेना दुःखनो अन्त ला-
वे छे. हावी जग्यापर मृत्युज परम हितकारी ब-
न्धु थाय छे. आखो संसार जगदीश्वरनुं एक अचि-
न्तनीय, अनिर्वचनीय सुकौशलवाळुं महान् यंत्र छे;
विश्वाधिपतिए विश्व-यंत्र उपर बेठेला जीवोना सुख
स्वच्छन्दता सम्पादनने माटे नाना प्रकारना शुभदायक
नियम स्थापन करेला छे, अने सर्व नियमनी सघळी
कौशलज संसारना मंगळाभिप्रायथी कल्पना करी छे.
प्हेलां जे अशुभ जणाय छे, तेज सविशेष विवेचना
करीने जोवाथी परम शुभदायक जाणीने निश्चय थायछे.
जो कोई स्थळे हेवुं जोवामां आवे के बे बळवान मा-
णस एक दुर्बल बाळकना हाथ पग पकडी रह्या होय
ने त्रीजो एक जण एक तीक्ष्ण हथियार लईने त्हेनी
ઝાંગમાં भोकतो होय, अने तेथी त्हेमांथी घणुं लोही
निकळतुं होय, अने ते बाळक म्होटे सादे बुम पाडतुं
होय,-जो अकस्मात् ए प्रमाणे जोईये अने ए कामनी
अभिसंधी तथा गुणदोष उपर विचार न करतां जोइ-
ये, तो उपला त्रण माणसोने घणा निष्ठुर अने दुर्वृत्त
नराधम कहीने जरूर त्हेनी आपणे निंदा करीशु.

હેમાં કંઈ સંદેહ નથી. પરંતુ પછી જો સાંભળીએ કે ઉપાલ્યા બાળકની ઝાંગમાં એક મ્હોટો ફોલ્લો થયો છે, જે માણસ ત્હેને હથિયાર લગાડે છે તે એક સુનિપુણ ડાકટર છે, અને બે જણાઓએ ત્હેના હાથ પગ પકડ્યા છે ત્હેમાંનો એક ત્હેનો બાપ થાયછે અને બીજો ત્હેનો ભાઈ થાયછે તો જે કામ કરવામાં આવે છે તે આપણને નિશ્ચય માલમ પડશે કે બાળકને હાલ તો કલેશવાળું જણાય છે ખરુ, પરન્તુ ત્હેના હિતને માટેજ સંકલ્પિત થયું છે. ત્હારે ઉપલ્યા ત્રણ માણસોની નિંદા ન કરતાં ઉલટા બાળકના હિતાકાંક્ષી સમઝીને તેઓના ઉપર અનુરાગ દેખાડવાને પ્રવૃત થઈશું. હાવી રીતે પરમેશ્વરે સર્વ દુઃખ સંસારના હિતાભિપ્રાયથી ઉત્પન્ન કર્યુંછે. ત્હેણે સર્વ નિયમ આપણને માટે સુખદાયક કર્યાછે, અને નિયમ ઉલ્લંઘન કર્યાથી જે સમસ્ત દુઃખ થાય છે, તે પણ આપણને નિયમાનુગામી કરવાને માટે બનાવ્યાં છે અને તે દુઃખ પણ દૂર કરવાની પ્રવૃત્તિ તથા શક્તિ આપી છે. ત્હેની સર્વ કૌશલજ શુભ કૌશલવાળી છે, અને આખરે સર્વ જગતનું મંગળ થાય હેવોજ ત્હેનો અભિપ્રાય છે, હાવી રીત્યનું સમઝીને ત્હેના નિયમાનુગત કાર્ય કરવું એજ આપણો પરમ ધર્મ અને સુખનો નિદાન છે.

## પ્રકરણ ૨ જું.

### મનુષ્યની પ્રકૃતિનો નિર્ણય અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેના સંબન્ધ વિશે નિરુપણ.

જગદીશ્વરે માણસને કેહેવી રીત્યની પ્રકૃતિ આપી છે, અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેનો કહેવી રીત્યનો શુભકર સંબન્ધ નિરુપણ કરી રાખ્યોછે, ત્હેના વિશેની શોધ કરવી આવસ્યક છે.

### મનુષ્યની ભૌતિક પ્રકૃતિ.

હાડકાં, માંસ, લોહી, નાડી, ભેજુ વગેરે જે જે વસ્તુથી શરીર બન્યુંછે, તે સર્વે ભૌતિક પદાર્થ કહેવાય છે, અને તે સર્વે ભૌતિક નિયમને આધિન છે. બીજા જડ પદાર્થની પેઠે શરીર પણ ઉચ્ચી જગા ઉપરથી પડે તો ભાંગી જાયછે અથવા જખમી થાયછે, અને અગ્નિ સંયુક્ત થયાથી બળે છે. એટલા માટે મનુષ્યનું સુખ દુઃખ જગતના ભૌતિક નિયમ ઉપર કેટલો

આધાર રાખે છે, તે જાણવું હોય તો પ્હેલાં ભૌતિક પદાર્થનાં કાર્ય જોઇને ભૌતિક નિયમ નિરુપિત કરવા જોઈયે. બીજું શરીરની કહેવી રીત્યની બનાવટ અને કહેવી રીત્યના નિયમથી ત્હેનું કાર્ય થાયછે, તેનું સવિસ્તર રુપથી વૃત્તાન્ત જાણવું જોઇયે; ત્રીજું ત્હેની સાથે ભૌતિક નિયમનો કહેવો સંબન્ધ છે, તે પણ દેખાડવું જોઈયે. આ સર્વ જાણ્યાથી આપણે ભૌતિક નિયમાનુયાયી કાર્ય કરીને ત્હેનાથી કેટલો ઉપકાર મેળવી સકિયે તે નિશ્ચય જાણી સકીશું, અને ભૌતિક પદાર્થની અનિવાર્ય શક્તિથી આપણને કેટલું દુ:ખ થાયછે, અને અજ્ઞાનથી કેટલું કલેશ ભોગવવું પડેછે, તેનું પણ નિર્દ્ધાણ કરી સકીશું. આગળ હેનું વિસ્તારથી વિવરણ કરવામાં આવશે, હાલ એટલું નિશ્ચય જાણવું જોઈયે કે યથા નિયમથી ભૌતિક પદાર્થનો નિયોગ ન કરી સક્યાથી દુ:ખોત્પતિ થાયછે. અગ્નિમાં બાળવાની શક્તિ છે, ત્હેનાથી લોકો રસોઈ, હથિયાર બનાવવા, વરાળ યંત્રનું કામ આદિ કરેછે, અને તેથી હજારો પ્રકારના ઉપકાર થાય છે. તેનાથી ઉલટું જે અગ્નિથી કોઇનું ઘર બળીને સર્વ નાશ અથવા શરીર દગ્ધ થઇને પ્રાણ સંહાર તથા બીજી જાત્યના અશુભ બનાવ બને છે, તે અસાવચેતીથી થાયછે, બુદ્ધિ ચા-

ના દ્વારા ઉપલી એ સર્વે વિપતને રોકી સકાય કે નહિં ત્હેનો વિચાર કરવો જોઇયે. હાવી યુક્તિ પરસ્પરા ધીરે ધીરે વિચાર કરીને જોવાથી એ નિશ્ચય સિદ્ધ થશે કે પરમેશ્વરે મનુષ્યના સારાને માટે સઘળા ભૌતિક નિયમ સ્થાપ્યા છે, અને ત્હેનાથી જે દુઃખની ઉત્પત્તિ થાયછે તે ઘણું કરીને નિયમ પાલવામાં ન્યૂનતાથી થાયછે. જો આપણે વિશ્વરાજ્યના સર્વ ભૌતિક અને બીજા નિયમ પાલવામાં સમર્થ થઇયે તો ભૂલોક પરમ સુખાસ્પદ સ્વર્ગલોક થઈ પડે.

## મનુષ્યની શારીરિક પ્રકૃતિ.

મનુષ્ય શરીરી જીવ છે, તેથી શરીરના નિયમને આધિન છે. પ્હેલાં કહેવામાં આવ્યું છે કે શરીરની વસ્તુ શરીરની અંદરની ઉત્પન્ન થાયછે, ખાધાથી જીવતા રહેવાય છે, અને ધીરે ધીરે શરીર વૃદ્ધિ ન્યૂનતા અને ભંગ થાયછે. આ સર્વે વિષય યથા નિયમથી થયાથી સુખોત્પત્તિ થાયછે અને તેમ ન થયાથીજ અનિષ્ટ થાય છે.

પ્રથમતઃ—બીજ સર્વથી સુંદર હોવાથી ત્હેનાથી ઉત્પન્ન થયેલી શરીરની વસ્તુ પણ સર્વ-સુલક્ષણવાળી થાયછે, અને બીજનું વૈલક્ષણ્ય થાયછે. જેમનો કો-

ઈ જીવનોપયોગી ભાગ નાશ થાયછે, હેવાં બીજ વાવ્યાથી ત્હેના તૃણ પણ ત્હેવા ભાગમાં હીન થાય છે, જો કોઈ બીજના સર્વ ભાગ પરિપૂર્ણ હોય પરન્તુ ખરાબ જગાપર સ્થિતિ તથા કારણાન્તરથી ત્હેમાં વ્યતિક્રમ થાય, અથવા તે સુંદર રૂપે પરિપક્વ ન થાય તો ત્હેનું ઉત્પન્ન થયેલું ઝાડ સતેજ થતું નથી, અને ઘણા વખત સુધી જીવતું નથી તેમ મનુષ્યને વિશે પણ હેવોજ નિયમ છે.-ન્હાની ઊમરમાં તથા રોગી હાલતમાં સન્તાન ઉત્પન્ન થયાથી તે સન્તાન કદી પણ હૃષ્ટ પુષ્ટ અને બલવાન થતા નથી; ઉલટા ન્હાની ઉમ્મરમાંજ જરાગ્રસ્ત તથા મૃત્યુગ્રાસમાં પતિત થઈને અપરાધી માબાપને શોકાતુર કરી જાય છે.

બીજું:—શરીરી જીવોને પોતપોતાના સ્વભાવને અનુસરીને ઉત્કૃષ્ટ ગુણવાળા પરિમિત રૂપથી પાણી, હવા, જ્યોતિ અને ખાવાના પદાર્થો અને બીજી જરૂરની વસ્તુ આ જન્મ મરણાન્તર વ્યવહાર કરવી ઘણી આવશ્યક છે. આ નિયમ પાળવાથી દેહની શક્તિ તથા મનની વૃત્તિયો તેજસ્વિની થાયછે, 'શરીરની સુખાકારીથી ચિત્તની સ્ફૂર્તિ ઉત્પન્ન થાયછે, અને અન્તઃકરણ સર્વદા પ્રફુલ્લ રહે છે, રોગ, યંત્રણા, અકાળમૃત્યુ આ સર્વ ઉપલ્યા નિયમનું ઉલ્લંઘન થવાનું

સુંદર દેખાય છે. યદ્યપિ ડરવું એ ઘણીક વખને વિઘ્ન અને દુઃખ ઉત્પન્ન કરે છે, તથાપિ એ નારીની પ્રકૃતિનોજ ધર્મ છે. ઓળખાણ વગરના માણસ પર નજર પડતાંજ નારીનું કોમળ મન ભયથી ચકિત થાય છે. અને લજ્જામણી વેલના પુષ્પની પેઠે પારકા મનુષ્યના સહજ સમાગમથી પણ નારીનું ઉછળતું હૃદય પોતાની મેળે સંકુચિત થઇ જાય છે."

કુદરતની આગળ જે સન્માનને યોગ્ય છે, તેનું અપમાન અને અનાદર મનુષ્ય કરતો નથી. જે સુંદર ભાવનું વર્ણન કરવામાં આવ્યું છે તે નારી–પ્રકૃતિનું અગૌરવ નહિ થતાં ઉલટું એનું ગૌરવ દર્શાવેછે. જેને ઈશ્વરે જે આભરણ આપ્યાં છે, તેજ તેને શોભા આપે છે. બાળકને સરળતા અને નમ્રતાજ શોભા આપે છે; વૃદ્ધની પ્રૌઢતા અને સ્વાવલંબન તેને શોભતું નથી. તે જો હોય તો અસૌષ્ઠવનું અને વિરક્તિનું કારણ થાય છે. નારી–પ્રકૃત્તિમાં પણ કોમળતા વગેરે સ્નિગ્ધ ગુણ સ્વાભાવિક છે, તેથી શોભાકર અને સંમાનપ્રદ છે.

એમ કહેવામાં આવ્યું છે કે, બુદ્ધિ—સામર્થ્યમાં ઉતરતી હોવા છતાં હૃદયાંશની શ્રેષ્ઠતાને લીધે નારી ઘણીજ માનપ્રદ છે. નારીહૃદયમાં ઈશ્વરના ઉપર ભક્તિ ઘણીજ આશ્ચર્યજનક છે, ને મનુષ્યના ઉપર સ્નેહ પણ

આશ્ચર્યોત્પાદક છે. નારી કુદરતથીજ આસ્તિક હોય છે; નાસ્તિકપણું તેના હૃદયમાં પ્રવેશ કરી શકતું નથી. નાસ્તિક સ્ત્રીનાં ઉદાહરણ પૃથ્વીમાં બહુ ઓછાં છે એમ કહેવું એ અત્યુક્તિ નથી. નિર્ભરતાનો ભાવ પ્રગાઢ રૂપથી જેઓના હૃદયના છિદ્રમાં પ્રવેશ કરી રહ્યો છે, જેઓ ક્ષણ કાળને માટે આશ્રય અને અવલંબન વગરના થઇને જીવતા રહી શકતા નથી, તેઓનું ચિત્ત કદિ પણ ઇશ્વરનો પરિત્યાગ કરી શકે એવો અમારો વિશ્વાસ થતો નથી. તીવ્રબુદ્ધિ નાસ્તિકોની સર્વ યુક્તિના વિરૂદ્ધમાં નારીનું હૃદય એક આશ્ચર્યકારક જીવન્તગ્રંથ સ્વરૂપ રહેલું છે. જ્યારે કાળના શાસનાનુસારે કોઇ દેશમાં કોઇ પુરાતન ધર્મનો પ્રલય અને કોઈ નવા ધર્મનો ઉદય થાય છે, ત્યારે તે પુરાતન ધર્મ સર્વથી છેલ્લીવારે નારી—હૃદયનો પરિત્યાગ કરે છે. જ્યારે પુરાતન ધર્મને નારી હૃદયનો દુર્ગ છોડીદે ત્યારેજ નવો ધર્મ ત્યાં પ્રવેશ કરે છે, ને ત્યારેજ પ્રચારકો પોતાને કૃતાર્થ સમજે છે. ઇતિહાસ અખંડનીય સાક્ષી આપે છે કે જે ધર્મે અંતઃપુરમાં પ્રવેશ કર્યો નથી, નારી હૃદયને સ્પર્શ કર્યો નથી, તે ધર્મ પૃથ્વીમાં કોઇપણ કાળે સ્થાયી થઈ શકતો નથી. મહાત્મા લુથરે કહ્યું છે કે, "મેં ઘણીક વેળાએ જોયું છે કે જ્યારે નારી-

જાતિ પરમાર્થ તત્ત્વનું સત્ય મેળવે છે, ત્યારે નારીનો વિશ્વાસ વધારે તેજસ્વી થાય છે; પુરૂષ જાતિથી વધારે અટળતા અને દૃઢતાની સાથે તેઓ એ સત્ય હૃદયમાં ધારણ કરે છે. પ્રીતિમયી મેગડેલેના પિટરથી પણ વધારે સહૃદય અને હિંમતવાન હતી.”

ઘણીજ કોમળ શરીરની હોવા છતાં પણ નારીજાતિ ધર્મને માટે અને ઈશ્વરને માટેજ અસહ્ય ક્લેશ સહન કરવામાં પાછી પાની કરતી નથી. પસરેલી જ્વલંત આગની સામે અપરાજિત હૃદયથી ઉભી રહીને બળવાન વીર પુરૂષોને પણ સ્ત્રીએ આશ્ચર્ય પમાડ્યા છે, એ બાબત ઇતિહાસ સ્પષ્ટ સાક્ષી આપેછે. પુરાતન બ્રુઇડની સ્ત્રીઓએ રોમન સેનાને પણ અજાયબીમાં નાખી હતી. આપણા આ ભરતખંડમાં પણ તીર્થ યાત્રા કરીને આત્માને કૃતાર્થ કરવા માટે, હજારો હિંદુ–સ્ત્રીઓ પુત્ર પરિવારનું કહેવું નહિ માનતાં રસ્તાના ક્લેશ ભોગવે છે, તે પ્રત્યક્ષ જોવામાં આવેછે. ઘણાં દુર્ગમ તીર્થસ્થળમાં પુરૂષ સંખ્યા જેટલી હોય છે, તેનાથી નારીની સંખ્યા ઘણી વધારે હોય છે.

ધર્મ વિષયમાં નારીનું હૃદય સ્વભાવતઃ વિશેષ લાગેલું રહે છે, તેમાં અણુમાત્ર સંશય નથી. પરંતુ ખુલ્લી રીતે આ જગાએ કહેવું જોઇએ કે, નારીજાતિ

ધર્મને ધર્મ સમજીને સર્વદા એને માટે તલપી રહેછે એવું અમારૂં કહેવું નથી. જેવી રીતે પુરૂષજાતિ ઘણી તદબીર કરીને વિશેષ ગુણ મેળવે છે, તેને સાધન પરમાર્થ માટે વિશેષ અનુકૂળ કરે છે, તેવી રીતે નારીની પ્રકૃતિ અને નારીનું હૃદય પણ કરેછે. બાળક પોતાને સરળ સમજતો નથી, તોપણ તેની સરળતા જગતમાં અતુલ્ય છે. નારીજાતિમાંથી ઘણીકે ધર્મ એ શી વસ્તુ છે તે સાંભળ્યું પણ નહિ હોય, તોપણ ધર્મના સર્વ ભાવ ઉત્તમ પુષ્પની પઠે તેઓના હૃદયમાં ખીલી રહેલા છે. પ્રગાઢ ભક્તિ અને વિશ્વાસ સાથે તે કરૂણાનય ત્રિભુવનનાથના ચરણમાં મસ્તક નમાવેછે, તોપણ જાણતી નથી કે ભક્તિ અને વિશ્વાસજ મુક્તિનો માર્ગ છે; ભૂખ્યાને અને તરસ્યાને અન્ન જલ આપે છે, તો પણ એ મનમાં આણીને આત્મ સંતોષ મેળવતી નથી કે "આજે ઈશ્વરના એક પ્રિય કાર્યનું અનુષ્ઠાન કર્યું" જેમ બાળક અનુમાન કોને કહે છે તે જાણતો નથી, તોપણ અનુમાન કરે છે; કાર્ય કારણનો સંબંધ જાણતો નથી, તો પણ કાર્ય જોયાથી કારણની તપાસ કરે છે; દરેક બનાવમાં વારંવાર પ્રશ્ન કરીને ઘરના કામકાજમાં લાગેલી માતાને ઘણીજ હેરાન કરે છે, તેમ નારીજાતિ પણ જાણતી

નથી કે તેઓની ધર્મબુદ્ધિ ઘણીજ તેજસ્વી અને તેઓનું અધ્યાત્મ વિષયક સહજ જ્ઞાન સ્ફુટતર અને સૂક્ષ્મતર છે, તોપણ પરમાર્થતત્ત્વના મૂળ સત્યમાં અનાયાસે તેઓ ઉપનીત થાય છે. યુક્તિના જટિલ માર્ગપર ઘણો વખત તેઓને વિચરણ કરવું પડતું નથી. "ઈશ્વરની ભક્તિ કરવી અને ઈશ્વર ઉપર નિર્ભર રહેવુંજ જોઇએ. એટલા માટેજ ઈશ્વર ભક્તિ—ભાજન અને સર્વનો આશ્રય છે—દયાશીલ સર્વ ઉપર દયા કરે છે, એટલા માટે દયાશીલ થવું જોઈએ." તર્ક વિદ્યાની આવી વિડંબના કરીને પણ પુષ્કળ નારીઓ ધર્મનિષ્ઠાની સ્નિગ્ધ જ્યોતિથી પોતાના હૃદયવાસને પ્રકાશિત કરે છે. એ વાસ્તે ઘણાક કહે છે કે ઇશ્વરવિષય મહા ગંભીર સત્યજ્ઞાની પુરૂષ બુદ્ધિની ચાલના કરીને તથા ઘણી મેહેનત કરીને મેળવે છે, તેનો, નારીજાતિ સેહેલાઇથી હૃદયમાં અનુભવ કરે છે. ઈશ્વર પૂર્ણ મંગળમય છે, તેના પ્રેમમય રાજ્યમાં કોઇની હાનિ થવાનો સંભવ નથી; શોકાતુર, તપ્ત, દુઃખી અને દુર્ભાગ્ય કોઈ દિવસે પણ શીતલ થશે; અને ગમે એટલો પાપી હશે તોપણ આ લોકમાં કે પર લોકમાં તે એક દિવસે તેનું અભયપદ અવશ્ય મેળવશે. ધર્મતત્વ વિદ્યાનું સર્વથી શ્રેષ્ઠ સત્ય જનમંડળમાં ફેલા-

વવા માટે મંગલવાદી ધર્મોપદેષ્ટાઓને કેટલો પરિશ્રમ અને કેટલો તર્કસંગ્રામ કરવાની જરૂરપડી છે તે કોઇને અવિદિત નથી. પરંતુ નારીજાતિની પાસે એ સ્વભાવ સુંદર સનાતન સત્ય કહેવામાં આવે એટલામાંજ તેઓના હૃદયના ઊંડા પ્રદેશમાંથી એ મધુર સ્વરથી પ્રતિધ્વનિત થઇને ઉપદેશ આપનારાના મન–પ્રાણને શીતલ કરશે. ઉપાસનાના શિખર ઉપર ચાલવું મહા યોગીને પણ ક્લેશકર થાય છે, પણ નારી હૃદય તેનાથી પણ ઊંચા શિખર ઉપર ચઢે છે. વિશ્વાસજ જેનો સ્વભાવ છે, નિર્ભરજ જેની પ્રકૃતિ છે, તેઓ શું ઈશ્વર સામે જવાને કદી કુંઠિત કે ભયભીત થાય? ભય અને અવિશ્વાસ આવા હૃદયમાં જગા પણ મેળવી શકતા નથી. જ્ઞાની પુરૂષ કેવળ બુદ્ધિબળથીજ ઈશ્વરને જાણવા ચાહે છે, કેવળ જ્ઞાનયોગથીજ ઇશ્વર સિંહાસનની સામે જવા માટે આકાશમાં ઉડે છે, પરંતુ ઘણે છેટે ચઢ્યા પછી પણ તે કૃતકાર્ય નહિ થતાં થાકીને પાછો જમીન ઉપર પડે છે. નભોમંડળમાં સૂક્ષ્મ દૃષ્ટિથી સૂર્ય—ચંદ્ર–તારાની પાસેથી ઈશ્વરનું તત્ત્વ પૂછે છે, પર્વતના શિખરો ઉપર ચઢીને શોધે છે, સમુદ્રના ગર્ભમાં અને જમીનનાં આસ્તરણમાં પ્રવેશ કરે છે, પણ કદી પણ ઈશ્વરની નિશ્ચય વાર્ત્તા નહિ

મેળવતાં છેલ્લીવાર નિરાશ થઈને પાછો આવે છે. પ-રંતુ સરળ હૃદયની નારી ભક્તિ-રસથી ભરપૂર હોઇને આત્માની અંદર અશરણ શરણ પરમેશ્વરની શાંતિ સંચારિણી પ્રીતિછબિ જુએ છે. આંખ જે જોતી નથી તેનું દર્શન કરીને, કાન જે સાંભળતા નથી તેનું શ્રવણ કરીને કૃતાર્થ થાય છે. ઈશ્વર એઓની પાસે "તરવાર લઈને ઉભેલો ભયંકર" નથી. એઓના કોમળ સ્નિગ્ધ હૃદયમાં તે સર્વ વેળાએ **"શાન્ત ને સુન્દર છે."**

નારી હૃદયના કુદરતી પરમાર્થ તત્ત્વ ઉપર અનુરાગ અને ઈશ્વર સહવાસની ઇચ્છા વિષે જે લખ્યુંછે, તેને વાંચનાર કદાચ અત્યુક્તિ દોષથી દૂષિત ધારે.પરતુ અમે કહી શકીએ છિયે કે, અમે કેવળ અંધ શ્રદ્ધાથી પરિચાલિત થયા નથી. નારી–પ્રકૃતિના સંબંધમાં અમારો આ સંસ્કાર ગંભીર વિચાર ઉપર સ્થાપિત છે, એ કંઈ કપોલ કલ્પિત નથી. દુનિયાના ઘણાક સૂક્ષ્મદર્શી પ્રવીણ પુરૂષોની આલોચનાનું ફળ અને અભિજ્ઞતા પણ અમારા આ સંસ્કારને મજબૂત કરે છે. ઈગ્લાંડના એક પ્રખ્યાત લખનારે * અધ્યાત્મક ધર્મ સંબંધી એક ઘણુંજ શ્રદ્ધેય અને ગંભીરભાવયુક્ત પુસ્તક લખ્યું છે તેમાં લખે છે કે "મનુષ્ય જી-

* ફ્રાન્સિસ ન્યુમેન.

વનનો વિચાર કર્યાથી માણસોને સાધારણ રીતે પુરૂષ-પ્રકૃતિ અને નારી–પ્રકૃતિ એ બે શ્રેણીમાં વિભક્ત કરી શકાય છે. પુરૂષ–પ્રકૃતિમાં વીરપણું, ઉત્સાહ અને પુરૂષ પ્રવૃતિ વધારે ખીલેલી હોયછે. પોતાના ઉપર ભરૂસો એટલો બધો હોયછે કે એ કોઈ વખતે અત્યંત અભિમાનની મૂર્તિ બનેછે, કામ કરવાની શક્તિ અને હિંમત પણ ઘણીજ હોયછે. અને કર્તવ્યજ્ઞાન-જ હૃદયના સર્વ ભાવનો અગ્રેસર નેતા હોયછે. નારી-પ્રકૃતિમાં પવિત્રતા અને મૃદુતા વધારે જોવામાં આવે છે. સામર્થ્ય જે કંઈ હોયછે તે સહનશીલતાના રૂપમાં હોયછે. કામકાજ કરવાની શક્તિ ઓછી હોય છે, સ્નેહ વૃત્તિ પરિચાલિત નહિ કર્યાથી કોઈ કાર્યમાં ઉત્સાહ જણાતો નથી, હૃદય કર્તવ્યજ્ઞાન અને ન્યાયબુદ્ધિનું પ્રાણોદક હોયછે, અને હૃદયના સર્વ ભાવમાં પ્રેમજ સર્વથી શ્રેષ્ઠ પદવી ભોગવે છે, હૃદય કોમલ અને સ્વચ્છ છે તોપણ અટલ હોયછે. પુરૂષ–પ્રકૃતિનું હૃદય ખીલવાની આગમજ આશા અને ન્યાયપરતા તેજસ્વિની થાયછે. કાર્યક્ષેત્રમાં એઓ ઉતરે છે અને ઘણીક વેળાએ વિવેક ઘણો જખમ કરીને અન્તર્જ્વાલા ઉત્પન્ન કરેછે. ધર્મનો માર્ગ એઓને કોમલ તથા સરળ ભાસતો નથી. એઓની પ્રકૃતિમાં

નિકૃષ્ટ અને ઉત્કૃષ્ટ સર્વ પ્રકારની પ્રવૃત્તિજ વધારે વેગવતી હોયછે, અને પ્રીતિના વશીકરણની શક્તિમાં જ્યાં સુધી એ વિરૂદ્ધ સ્વભાવની વૃત્તિયો સમંજસીભૂત ન થાય ત્યાં સુધી એઓ શાંતિ મેળવી શક્તા નથી. અંદરની લડાઈથીજ હૃદય દોલાયમાન રહેછે. પરંતુ નારી—પ્રકૃતિનો ભાગ જે આત્મામાં વધારે હોય છે તેઓ અન્તર્વિરોધની દુ:ખયાતના ઘણું કરીને ભોગવતા નથી. હૃદયના ભાવ ખીલ્યા પહેલાં સ્ત્રીઓ જીવન માર્ગમાં એક પગલું પણ ભરતી નથી, તેથી વિવેક અને અવિવેકના કલહથી ઉત્પન્ન થતી અશાંતિ એઓને ધર્મથી વિમુખ રાખતી નથી. એઓનું હૃદય પણ મધુર હોયછે, ધર્મ પણ એઓને મધુર જણાય છે, કંઈ કઠોર વ્રત કરવાનું પ્રયોજન પડતું નથી. જેમ પ્રકૃતિની શોભા, સૌન્દર્ય એઓને વધારે અસર કરેછે, તેમ ધર્મની સુંદર સુધામય જ્યોત્સ્નાનો ભાગ એઓને વધારે ખેંચેછે." ઇશ્વરસાધન એઓને ઘણું સેહેલું છે તે દેખાડવા માટે ગ્રંથકારે લખ્યું છે કે, "ઈશ્વરને એઓ પ્રકૃતિવાળો જોતાં નથી. એક મહિમાન્વિત શક્તિશાળી પુરૂષ જાણતાં નથી; તેઓની આંખે એક સુંદર સમંજસીભૂત જગતનો પ્રાણ સ્વરૂપ પરમાત્મા મંગળમય અને દયાળુ

કરૂણામય અને પવિત્ર છે. એઓની પ્રકૃતિમાં દર્શનિક વૃત્તિ પણ ઘણું કરીને દીઠામાં આવતી નથી. પરંતુ એ માટે એ કહેવું ન્યાયપૂર્વક નથી કે, એઓ પોતે પોતાને ધાર્મિક જાણેછે. પોતપોતાના હૃદયના ઉપર એઓની વસ્તુતઃ નજર હોતી નથી. એઓની પ્રકૃતિ બાળકના જેવી હોવાને લીધે ધર્મનો પ્રથમ વિકાસ એઓને ઘણોજ સુખદાયક થાયછે. પિતા જેની પાસે ગયાથી ભયથી કાંપેછે, તેવા રાજાની પાસે બાળક ડર્યા વિના જાયછે અને કદી પણ નાસતો નથી. વસ્તુતઃ એઓને ઇશ્વરના ગુણ પરિસ્ફુટ થવાની કલ્પના પણ હોતી નથી. જે પુરૂષને રૂદ્રતર લાગેછે. તે સ્ત્રીઓને કોમળ ને સૌન્દર્યવાન્ લાગેછે. એઓ મનુષ્યજીવનની અસ્થિરતા ભોગવતાં નથી. પ્રકૃતિના સર્વાંગ સુદર રાજ્યનું તે અધ્યયન કરેછે. માણસનાપાપાચારની ઓળખાણ એઓ પોતાના હૃદયમાં કદાચ થોડાંજ મેળવતાં હશે. દુનિયા એ વિષયમાં એઓને ઘણું જ્ઞાન આપતી નથી. તેથી મનુષ્યની દુર્મતિ જોયાથી એઓ કેવળ કોમળતાથીજ દ્રવીભૂત થઈ જાયછે. એઓ જ્યારે ઈશ્વરની તરફ જાયછે ત્યારે કોઈ પણ કારણને લીધે એઓનાં અંતરમાં કોઈપણ રીતનાં ઉપદ્રવ ઉત્પન્ન થનો નથી, અને અધ્યાત્મયોગમાં દી-

ક્ષિત થવાની પહેલાં એઓનું હૃદય તેવી સાધારણ આરાધનાથી પણ એક અનનુભૂત–પૂર્વ શાંતિ સુખ-નો, એક આશ્ચર્યભાવપૂર્ણ ઉત્સાહનો સ્વાદ મેળવેછે."

એઓની સાધનાનો પ્રથમ કાળ આવો શાંતભાવ ધારણ કરેછે તે કંઈ ભાગ્યાધીન આકસ્મિક બનાવ નથી; તેનું ખરેખરૂં કારણ એ છે કે ઈશ્વર વિષયમાં એઓનો અપરિમાર્જિત સંસ્કાર પણ એઓની વિરૂદ્ધ પ્રકૃતિના માણસોના સંસ્કાર કરતાં સત્યની વધારે પાસે છે. ઈશ્વર વસ્તુતઃ એવો ઉગ્ર પ્રકૃતિનો ન્યાયાધીશ નથી કે કોઈ વિધિ વિશેષના પ્રતિપાલનની અક્ષરે અક્ષરની આપણી પાસેથી ગણતરી કરી લે. તેમાં એવું કંઈ નથી કે સરળમતિ મનુષ્યોએ ભય-થી ડરવું જોઈએ. એજ તેની પૂર્ણતા છે કે દરેકના ઉપર તે એવી સરખી નજરથી જુએ છે. આ જગાએ કહેવું જોઇએ કે જે આગળ કહેવામાં આવ્યું છે તેને અનુસારે નારીજાતિ પુરૂષ જાતિના કરતાં વધારે સહેલાઈથી પવિત્ર ધર્મની પાસે જવાને સમર્થ થાયછે; પુરૂષજાતિના કરતાં વધારે સહેલાઇથી ઈશ્વરની ઉપર વિશેષ પ્રેમ હૃદયમાં અનુભવ કરીને તેમાં જીવન મન સમર્પણ કરેછે. પુરૂષજાતિ દુનિયાના વધારે પહોળા ક્ષેત્રમાં ચાલેછે, માનવ જીવનના બનાવોના

અધિકતર વ્યાપક ભાવ ગ્રહણ કરીને કાર્ય કરવાનો તેઓને અભ્યાસ હોય છે, માનસિક અપૂર્ણતાને લીધે દુનિયાના દરેક બનાવની ઉત્તમ પ્રકારે અવસ્થા જાણતો નથી, અને દરેક ઘરના સંબંધમાં તેને યોગ્ય એક સ્વતંત્ર સિદ્ધાંત કરવામાં સમર્થ થતો નથી.

ખરેખરા ભક્તો પણ ઉદ્વેગ અને ભયથી વિચલિત અથવા વિવેકના તીવ્ર મારથી જખમી થઇને ઇશ્વરનું શરણ લેતા નથી, પરંતુ આશ્રિતની પેઠે સ્ત્રીના ચરણે પડ્યાથી તેઓને સુખ જણાય છે; મર્મ વેદનાથી કાતર, અથવા મમતા બંધુ વર્ગથી વંચિત થઈને તેઓ ઇશ્વરનો આશ્રય લેતા નથી, પરંતુ સર્વ કાલે સ્ત્રીઓ અવતરીને રહેવા ઇચ્છે છે; કોઇ કામ્ય વસ્તુની ઇચ્છા કરીને ઇશ્વરમાં લય પામવાની ઇચ્છા કરતા નથી પરંતુ તેની પાસે અજસ્ત્ર ધારાથી હૃદયની વાત ઘણુંજ સુખાસ્વાદ મેળવે છે, આ ગૂઢ તત્વના વિચારના પ્રસંગમાં મહાત્મા ફ્રાન્સિસ ન્યુમાને કેટલાક વાક્યથી નારી પ્રકૃતિની એટલી બધી પ્રશંસા કરી છે કે સ્થૂલદર્શી માણસો જે તેને પક્ષપાતી તરીકે સમજીને અવજ્ઞા કરી તેણે પ્રશંસા આવી રીતે ઉપદેશ આપ્યો છે કે, "સુકુમાર બાળકની પેઠે સ્વચ્છ અને સરળ મતિ નહિ હોય તો કોઈ સ્વર્ગ રાજમાં પ્રવેશ કરી

શકતા નથી, એ બહુ કાલથી પ્રસિદ્ધ છે. પરંતુ એમાં પણ એક ગૂઢ અને ગંભીર તત્વ રહેલું છે, જેનો મર્મ થોડા જણ જાણવા પામે છે, અને હે પાઠક! તમે એ તમારા હૃદયમાં કાયમ કરી રાખો એ તત્વ આ છે. તમે પુરૂષની સોબતમાં ગમે એટલી પુરૂષ પ્રકૃતિ મેળવો પણ તમારે જો અધ્યાત્મિક સંપદ્ મેળવવી હોય તો હૃદયમાં સર્વદા નારી સરખા થાઓ

પુરૂષમાં કેટલીક શારીરિક અને માનસિક પ્રાકૃતિક આકાંક્ષા છે જે સ્ત્રી વિના પૂરી થઇ સકતી નથી, અને સ્ત્રીમાં પણ તેના જેવી આકાંક્ષા છે જે પુરૂષ વિના પૂર્ણ થઈ સકતી નથી; એ વાસ્તે કહેવામાં આવ્યું છે કે સ્ત્રી વિના પુરૂષ અડધો છે અને પુરૂષ વિના સ્ત્રી અડધી છે. એનું સંમિલન થયાથીજ તેના સઘળા ભાવ એકત્ર થાયછે. એકથી બીજાની તૃપ્તિ થાય છે, એક બીજાને સાહાય્ય કરનાર અને સુખવધારનાર થાયછે. સ્ત્રીનો સંપૂર્ણ રીતે ત્યાગ કરીને વનવાસી તથા પર્યટક થવાનો ઉપદેશ જે માણસ આપેછે, તે ઇશ્વર નિર્દિષ્ટ સ્વાભાવિક નિયમના વિરોધી છે, એ ઉપદેશથી જનમંડળની હાનિ થાયછે. કેવળ સંતાનોત્પત્તિ અને ઇન્દ્રિય સુખભોગજ વિવાહનો ઉદ્દેશ નથી વિવાહથી મનુષ્ય પોતે ખરો મિત્ર મેળવે છે, તેની

સાથે આખી ઉમ્મર સુધી પ્રતિબદ્ધ થઇ રહેવું એ સ્વાભાવિક છે. આ સ્વાભાવિક નિયમનો પુરૂષ જો અતિક્રમ કરે તો એ દુઃખ અને સ્રીના પ્રત્યે અન્યાય રૂપ પાપ થાય છે. આના ઉપરથી આ સંદેહ ઉત્પન્ન થાય છે કે સ્રીની સાથે ચિરજીવન રહેવું જો સ્વાભાવિક અને ઇશ્વરાભિપ્રેત છે, તો ઘણા માણસો સ્રીથી વિચ્છેદ કેમ ઇચ્છે છે. અને વિચ્છેદ થયાથી પોતાને સુખી કેમ સમજે છે. એનો જવાબ એ છે કે જે એવું ઇચ્છે છે તેનો ખરેખરો વિવાહ થયો નથી, અને તે ધર્મને જાણતો નથી.

---

# તરંગ ૩ જો.

## વિવાહનો ઉદ્દેશ.

મનુષ્ય કેટલાંક કર્તવ્ય કરવાને માટે જન્મ લે છે. જન્મ લઈને મૃત્યુ પર્યંત માણસ તે કર્ત્તવ્ય કરવામાં તત્પર રહે છે. સારૂ કરે છે કે નરતુ કરે છે તે અમે જાણતા નથી; એટલુંજ માત્ર જાણીએ છિયે કે મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય કરવા માટે સર્વદા ઉત્કંઠિત હોય છે. કર્ત્તવ્ય પાલનની સાથે તેનું શરીર અને મન ઉન્નત થાય છે. શરીર અને મનની સાથે આત્મા પણ ઉન્નત થાય છે. પાપ પ્રલોભનથી મુક્ત થઈને

ઉન્નતિ કરવી એજ આત્માની મુક્તિ છે; ટૂંકામાં સં-સાર સાધન-મુક્તિને માટે છે. "કોણ સ્ત્રી, કોણ પુત્ર કોણ પિતા, કોણ માતા ?" આ મહાત્મા **શંકરાચા-ર્યની** માયાવાદનું અપૂર્વ વચન હજારો વાર સાંભ-ળ્યા છતાં તથા જનસંખ્યાની વૃદ્ધિનું કારણ વિવાહ છે, એ વાત **માલથાસના** વાક્યથી જાણ્યા છતાં ટૂંકા-માં દેશની ગરીબાઈનું કારણ વિવાહ છે, એ સમ-જ્યા છતાં મનુષ્ય વિવાહની મમતા છોડી શકતો ન-થી. પુરુષ અને પ્રકૃતિ મળીને ક્રમાગત મનુષ્યને મો-હમાંથી મુક્તિમાં, આસક્તિમાંથી ઉન્નતિમાં લઈ જાય છે. કેટલાક આ વાત સમજે છે અને કેટલાક નથી સમજતા. જેઓ સમજે છે તેઓ આ સર્વથી એક મહાન્ ઉદ્દેશ સાધિત થાય છે; એવું જોઇને વિસ્મય-માં નિમગ્ન થઈ જાય છે. પિતા માતાના ગંભીર પ્રેમને, સગાવહાલાંની તથા મિત્રની મધુર પ્રીતિને અને ભાઇ બહેનના સ્નેહને સુરાજન, સ્વર્ગીય પ્રેમના એક અનાવિલ પવિત્ર પ્રવાહ તરીકે સમજે છે ! પુરુષ સ્ત્રીમાં મગ્ન થાય છે તે સંસારને માટે નહિ પણ સ્વર્ગને માટે શ્રદ્ધા વિહીન માણસો જન-સંખ્યાની વૃદ્ધિથી દરિદ્રતાની વૃદ્ધિ થાય છે એવું કહીને લોકોને વિવાહના ભય દેખાડે છે, અને એમાં વિ

પોતાની લીલા જોતા નથી. પરંતુ ભારત વર્ષનાં શ્રદ્ધાસ્પદ શાસ્ત્ર એવું ખરૂં પ્રતિપાદન કરે છે હિંદુશાસ્ત્રકારોએ વિવાહ બંધનને ધર્મનું એક બંધન ગણ્યું છે તેઓના વિશાલ વિચાર અને બહુદર્શિતાને લીધે પૃથ્વીમાં હિંદુપત્ની એક સમયે આશ્ચર્યકારક હતી.

હિંદુ શાસ્ત્રકારોએ માણસના જીવનને ચારભાગમાં વહેચેલું છે—બ્રહ્મચર્યાશ્ર; ગૃહસ્થાશ્રમ; વાનપ્રસ્થાશ્રમ; સન્યાસાશ્રમ. આ ચાર આશ્રમમાંથી ગૃહસ્થાશ્રમને સર્વથી શ્રેષ્ઠ માન્યો છે. ભગવાન્ મનુએ કહ્યુંછેઃ—

**यथावायुंसमाश्रित्यवर्त्तन्तेसर्वजन्तवः ।**
**तथागृहस्थमाश्रित्यवर्तन्तेसर्वआश्रमाः ॥**

( ३ अ. ७७ )

જેમ વાયુને આધારે સર્વ પ્રાણી જીવતાં રહે છે, તેમ ગૃહસ્થાશ્રમને આશ્રયે બીજા સઘળા આશ્રમછે.

**यस्मात्त्रयोऽप्याश्रमिणोज्ञानेनान्नेनचान्वहं॥**
**गृहस्थेनैवधार्यन्तेतस्माज्ज्येष्ठाश्रमोगृही ॥**

( ३ अ. ७८ )

કારણ કે બીજા ત્રણ આશ્રમ હમેશાં આ ગૃહસ્થાશ્રમનેજ આશ્રયે રક્ષા પામેછે, એટલા માટે ગૃહસ્થાશ્રમજ સર્વથી શ્રેષ્ઠ છે.

કાલમાં લયને પ્રાપ્ત થાય છે. વસ્તુત. હેવી મિત્રતાનું મૂળ દોષવાળું રહે છે, કારણ સ્વાર્થજ જે મિત્રતાનું મૂળ છે, ત્હેનો ભેદ સ્વાર્થ હાનિ થયાથીજ સ્વભાવતઃ થઇ જાય છે. ત્હેમાં આશ્ચર્ય શું ? જો આસંગલિપ્સારૂપ બીજ ધર્મરૂપ પાણી સિંચનથી અંકુરિત થઇને મિત્રતારૂપ મનોહર તરુ ઉત્પન્ન કરે તો તે સુખ સ્વરૂપ કુસુમ-સૌરભમાં પરિપૂર્ણ થઇને ચારેબાજુ આનંદિત કરેછે; ત્હેવું મિત્રપણું યથાર્થ મિત્રપણુંછે-

પ્રતિવિધિત્સા ( સામો ઉપાય યોજવાની ઈચ્છા ) અને જિઘાંસા (નાશ કરવાની ઈચ્છા).-સંસારમાં ઘણી આપદ વિપદ છે એ સર્વથી નાના પ્રકારની હરકતો નડે છે, ત્હેના નિવારણને માટે પરમેશ્વરે આપણને પ્રતિવિધિત્સા અર્થાત્ સામો ઉપાય યોજવાની ઈચ્છા આપીછે. ખુન કરતાં રોકવો, વિપદુદ્ધારને માટે અપ્રતિહત ચિત્તથી યત્ન કરવો અને બીજા અભીષ્ટ સાધનની પ્રતિબન્ધકને દૂર કરવાને માટે હિમ્મત અને ઉત્સાહ પ્રકાશ કરવો એ સર્વ પ્રતિવિધિત્સાનું કાર્ય છે. આપણને જો હાવી રીત્યની મનોવૃત્તિ ન આપી હોત તો આ દુઃખમય સંસારમાં રૂહેવું મુશ્કેલ થઇ પડત. જિઘાંસાવૃત્તિ અર્થાત્ નાશ કરવાની ઈચ્છા પૃથ્વીમાં ઘણી જરૂરની છે જિઘાંસાથીજ

ક્રોધની ઉત્પત્તિ થાય છે, અને ક્રોધથી પશુના આક્રમણ તથા મનુષ્યના જુલમ નિવારણ થાય છે. એટલા માટે, જે પૃથ્વીમાં દુઃખ તથા વિપદ છે, પૃથ્વીમાં લોકો પારકાનું અનિષ્ટ કરવાનો યત્ન કરે છે, જે પૃથ્વીમાં એક જીવના આહારને માટે બીજો જીવ નષ્ટ થાય છે, તથા જે પૃથ્વીમાંની ઘણી શોભા તથા સુખ કેવળ જન્મ મૃત્યુની ઉપર આધાર રાખે છે; પૃથ્વીમાં જિઘાંસા અને પ્રતિવિધિત્સા આ બન્ને મનોવૃત્તિ સમ્યગ્ ઉયુક્ત છે. યદ્યાપિ પારકાનાં દુઃખ દૂર કરવાને અને વિપદ્ ઉદ્ધારને માટે આ બન્ને વૃત્તિને નિયોજિત કરી સકાય છે, તથાપિ પારકાના હિતાભિલાસ કરવી એ તેઓનું કાર્ય નથી, તે કેવળ ઉપચિકીર્ષા અર્થાત્ ઉપકારની ઇચ્છાનું કાર્ય છે.

નિર્મિત્સા અર્થાત્ બનાવવાની ઈચ્છા—આપણા દેહનું રક્ષણ અને લોકયાત્રા નિર્વાહને માટે ઘર, વસ્ત્ર, હથિયાર વગેરે વિવિધ વસ્તુની જરૂર પડેછે, પરન્તુ તે સંસારમાં પોતાની મળે વૃક્ષ ગિરિ ગુફા તથા શરીરના લોમની પેઠે થતી નથી, એટલા માટે જેથી એ સર્વે વસ્તુ તૈયાર થઈ સકે ત્હેને લાયક જગદીશ્વરે ઘણી વસ્તુ ઉત્પન્ન કરીને સર્વ જગાએ વિસ્તારી રાખી છે અને ત્હેમાં આપણને પ્રવૃત્ત કરવાને મા-

કરે નિર્મિત્સા અર્થાત્ બનાવવાની ઈચ્છા આપી છે. જ્યહારે બ્હાસ્ય માટી પથ્થર વગેરે અસંખ્ય વસ્તુ ચારે બાજુએ વિસ્તૃત રહેલી છે, અને અન્તઃકરણમાં ઇચ્છા તથા બુદ્ધિ છે, ત્યહારે મનોહર મકાન, મ્હોચ્ચું જયસ્તંભ અને સુકોશલવાળું પ્રબળ વેગવાન વાસ્પીય વ્હાણ અર્થાત્ સ્ટીમર શામાટે તૈયાર ન થાય? આ જગાપર બ્હાસ્યની વસ્તુની સાથે મનનો કહેવો આશ્ચર્યકારક સંબન્ધ જણાય છે!

જુગોપિષા અર્થાત્ છૂપાવવાની ઇચ્છા—અન્તઃકરણમાં પળે પળે કેટલા બધા વિચારો ઉત્પન્ન થાયછે. અને મનમાં ને મનમાં સેંકડો વિચારની મંત્રણા કરવામાં આવે છે, તે વચનાતીત છે. તે કામની વેળાએ પ્રકાશ કરવાના ઉચિત છે. નહિતો તે અસમય કહેવાથી આપણી અને બીજાની કાર્ય-હાનિ તથા અનિષ્ટ થવાની સંભાવના છે. એટલા માટે જગદીશ્વરે આપણને જુગોપિષા વૃત્તિ અર્થાત્ છૂપાડવાની ઇચ્છા આપીછે.

વિવત્સા અર્થાત્ એક સ્થાનમાં રહેવાની ઈચ્છા—પુનઃપુનઃ રહેઠાણ બદલ્યાથી ગાર્હસ્થ્ય કર્મની સુરીતિ, રાજશાસનની સુશૃંખલા, આચાર વ્યવહારના સુનિયમ, વિદ્યાવૃદ્ધિ અને રાજ્યતાની ઉન્નતિ એ સર્વે કંઈ થતું નથી. એટલા માટે પરમેશ્વરે આપણને વિવત્સા

અર્થાત્ એક સ્થાનમાં રહેવાની ઈચ્છા આપી છે. જન્મભૂમિ પરમ રમણીય જણાયછે ત્હેનું કારણ આજ છે. આ સર્વ સૂક્ષ્મ વૃત્તિથી પણ પરમ કારુણિક પરમેશ્વરનું પરમાશ્ચર્ય કૌશલ પ્રકાશિત થાય છે.

આત્માદર અર્થાત્ પોતાને વિશે ઉચ્ચો અભિપ્રાય-પરમેશ્વરે આપણે આપણી જીવન-રક્ષામાં યત્નવાન કરવાને માટે જે'વીરીતે જિજીવિષા અર્થાત્ જીવવાની ઈચ્છા આપી છે તે'વીરીતે આપણા આત્મ વિષયમાં યત્ન, આત્મ ગૌરવ જાણવો અને સ્વાધીનતામાં અનુરાગ ઇત્યાદિ નાના વિષય બજાવવાને માટે આત્માદર નામની વૃત્તિ અર્થાત્ પોતાને વિશે ઉચ્ચો અભિપ્રાય ઉત્પન્ન કર્યો છે. નિર્મિત્સા અર્થાત્ બનાવવાની ઇચ્છા, જુગોપિષા અર્થાત્ છૂપાવની ઇચ્છા, વિવિત્સા અર્થાત્ એક સ્થાનમાં રહેવાની ઈચ્છા અને આત્માદર અર્થાત્ પોતાને વિશે ઉચ્ચો અભિપ્રાય એ ચાર વૃત્તિ એ પારકાના હિતને માટે યત્ન કરવામાં આવી સકતી નથી, તે સ્પષ્ટ જણાય છે.

અર્જ્જન સ્પૃહા અર્થાત્ કમાવવાની ઇચ્છા—એ વૃત્તિ હોવાથી ધનાધિકારમાં અભિલાષ, પૈશા એકઠા કરવામાં સુખ જણાયછે, અને સંચય વિષયમાં ક્ષયથયાથી દુઃખોત્પત્તિ થાયછે, જગદીશ્વરે સંસારમાં વિવિધ

પ્રકારની ભોજ્ય ભોગ્ય સામગ્રી સર્વત્ર વિસ્તાર કરી રાખી છે, અને આપણને તે સર્વ સંગ્રહ કરવાને પ્રવૃત્ત કરવાને માટે હાવી પ્રવૃત્તિ આપી છે. આપણી બીજી પ્રકૃત્તિયોની પેઠે અર્જનસ્પૃહાઅર્થાત્ કમાવવાની ઇચ્છા પણ ઘણી ઉપકારી છે, ઉપાર્જ્જનશીલ નથયાથી દાનશીલ થવાતું નથી. પરન્તુ પોતે પરોપકાર કરવો એ પ્રવૃત્તિનો ધર્મ નથી. જે વ્હેપારી ઉપાર્જ્જનની વાસનામાં પરવશ થઈને પરસ્પર પ્રીતિ દેખાડે છે, તેઓમાંના એકના કુટિલ વ્યવહારથી બીજાના ઉપાર્જ્જનનો વ્યતિક્રમ થયાથી તરત વિચ્છેદનો સંચાર થાય છે અને પ્રીતિનાં અમૃતનો સંચાર થવાને બદલે થોડી મુદતમાં શત્રુની આગ પ્રજ્વલિત થઈ પડે છે. તેઓની મિત્રતા માળા અર્જન સ્પૃહારૂપ સૂત્રથી ગુથાયલી હોય છે; જ્યહારે તે સૂત્ર તુટી જાયછે, ત્યહારે બીજી કેઈ રીતે તેઓની બંધુતાની રક્ષા થઇ સકે? તેઓ અર્થલિપ્સુ થઇને મિત્રતા કરે છે, તેથી ત્હેમાં અન્યથા થયાથી પ્રીતિ તુટી જાય છે. સંસારમાં હેવી રીતના બનાવ ઘણા બને છે. તેઓ જો પક્ષપાત છોડીને ફરીથી પોતાના મનોગત ભાવ વિશે વિચાર કરીને જુવે તો તેઓ જરૂર જાણી સકશે કે ધનાકાંક્ષાજ તેઓનું મિલન થવાનું મૂલ કા-

રણ છે. તેથી તે આકાંક્ષા પૂર્ણ થવામાં રોકાણ થયાથી જે વિચ્છેદ થાય છે એ કોઇ રીતે અસંગત નથી, જેઓ કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિને ચરિતાર્થ કરીને સુખ મેળવવાની ઇચ્છા કરે છે, તેઓના ધર્મ વૃક્ષમાં હાવી રીત્યનું ફલ સર્વદા ઉત્પન્ન થાયછે.

લોકાનુરાગપ્રિયતા અર્થાત્ લોકોનાં માનનો લોભ—આપણને લોકાનુરાગ પ્રિયતા અર્થાત્ લોકોની પાસેથી માનનો લોભ મળેવવાની અભિલાષા છે, અને લોકો પણ પ્રશંસા કરીને તે અભિલાષને પૂર્ણ કરે છે. જગદીશ્વરે આપણા અન્તઃકરણની સાથે લોકોનો હાવો શુભકર સંબન્ધ નિરુપિત કરીને આપણને યશસ્કર કામમાં ઉત્સાહ વૃદ્ધિનો સુંદર ઉપાય કરી આપ્યો છે. હાવી યશો વાસનાના વેશથી રાજાઓ સારી રીતે પ્રજાનું પાલન કરે છે, ગ્રન્થ કર્તા ઘણા સદુપદેશથી ભરેલા પરમ હિતકર ગ્રન્થ રચે છે. અને બીજા કેટલાક ઘણા પ્રકારના કલેશ સહન કરીને પણ લોકોનું કલ્યાણ થાય હેવા કામમાં લાગે છે. યદ્યાપિ યશસ્કર કાર્યથી લોકોની મગળોન્નતિ થવી એ ઉક્ત પ્રકારે સંભવિત છે ખરી, પરન્તુ મંગળની ઈચ્છા રાખવી એ વૃત્તિનું કાર્ય નથી. લોકોની પાસેથી સુખ્યાતિ અને સમાદર મેળવોજ એ આ વૃત્તિનો એકમાત્ર વિષ-

ય છે. જ્યહારે આપણે યશોભિલાષાને વશ થઈને કોઈના હિતાનુષ્ઠાનમાં અનુરાગી થઈયેછિયે, ત્યહારે લોકોની આગળ સુખ્યાતિ-વાદ સાંભળીને આત્મસન્તોષ મેળવવો એજ આપણું ધ્યાન હોય છે. વરંચ જો કોઇનું હિત કરવા જતાં ત્હેનો અનુરાગ ઓછો થવાની સંભાવના હોય તો યશોલોભી માણસ ત્હેનાથી વિરત રહે છે. જો આપણો સગો કોઈ ખરાબ કામ કરે તો ત્હેના દોષ સિદ્ધ કરીને ત્હેની દુષ્પ્રવૃત્તિને દમન કરવાનો યત્ન કરવો જોઈએ. પરન્તુ જો આપણી લોકાનુરાગપ્રિયતા ઘણી બલવતી હોય અને ઉપકાર કરવાની ઈચ્છા વગેરે ધર્મ પ્રવૃત્તિ ત્હેની પાસે પરાભૂત થાય તો કોણ જાણે તે માણસ મ્હારા ઉપર રુષ્ટ થઈને ક્રોધ પ્રકાશ કરે હાવી આશંકાથી આપણે ત્હેના દોષ કાઢવાને યત્ન કરી સકતા નથી, ઉલટું ત્હેને સંતોષ કરવાને માટે ગુરુદોષનું લઘુ વર્ણન કરિયે. યશોલોભીનું કાર્ય સાત્વિક નથી એ પ્રસિદ્ધજ છે. તે જો કોઈ પુણ્યવાળું કામ કરે અને લોકો જાણી સકે કે, તે કેવળ યશ મેળવવાને માટે આ કામ કરેછે તો ત્હેની પ્રતિષ્ઠા રહેતી નથી; તેઓ કહેછે કે અમુક માણસ સાત્વિકભાવથી હાવું કામ કરતો નથી, અને ત્હેનું ત્હેને સારૂં ફળ મળનાર પણ નથી. પરમ

કારુણિક પરમેશ્વરનો કહેવો અનિર્વચનીય મહિમા છે! હાવું પરમ સુન્દર કૌશલ બીજા કોનાથી ઉદ્‌ભાવિત થઈ શકે?

સાવધાનતા—આપણી સાવધાનતા વૃત્તિ આ રોગ શોક દુઃખમયી પૃથ્વીમાં સમ્યગ્ ઉપયુક્ત છે, માનવ દેહ અગ્નિમાં દગ્ધ થઈ સકેછે, પાણીમાં ડૂબી સકે છે, પ્રહારથી ભાગી સકેછે, અત્યન્ત હિમ તથા પ્રચંડ ગરમીથી રોગી થઈ સકેછે, ઈત્યાદિ વિવિધ પ્રકારથી આહત તથા નાશ થઈ સકેછે; એટલા માટે, જગદીશ્વરે આપણને સાવધાન ગુણ આપ્યોછે, અને ત્હેનાથી હાવો ઉપદેશ મળેછે કે સદા સાવચેત રહો. હાવી વૃત્તિ રહ્યાથી આપણે થનાર વિપત્તિને નિવારણ કરવાને યત્નવાન્ થઈયે છિયે, અને ત્હેને સાધવાને માટે બીજી પુષ્કળ વૃત્તિને કામે લગાડિયે છિયે જે માણસમાં ઉત્તમ રૂપે સાવધાનતા હોતી નથી તે પગલે પગલે ભ્રમ અને પુનઃપુનઃ વિપદ્‌માં પડે છે. સાવધાનતા એ મનુષ્યનો સ્વાભાવિક ગુણ છે, અને તે પ્રાચીન માણસોમાં પણ એ ગુણ હતો ત્હેમાં સંશય નથી. એટલા માટે હાલની પેઠે તે વેળાના લોકોને પણ નાના પ્રકારની વિપદ્ પડવાની સંભાવના હતી; નહિતો તેઓને સાવધાનતા ગુણ રાખવાની કંઈ જરૂર નહો-

તી, અને માનસિક પ્રવૃતિ અને બાહ્ય વસ્તુની પરસ્પર ઉપયોગિતા રહેતી નથી. એટલા માટે વસુમતી હાલની પેઠે તે વેળાએ પણ દુઃખશાંતિની જગા હતી. સર્વ જાત્યના લોકો કહેછેકે, પ્હેલાં ભૂમંડળમાં નિરવચ્છિન્ન આનન્દનું ધામ હતું, પૃથ્વીમાં દુઃખનો લેશ પણ નહોતો, અને તે વેળાએ રોગ, શોક, જરા, મૃત્યુનો સંચાર પણ થયો નહોતો. આ સર્વ ભાવ મનમાં આવ્યાથી પરમ સુખનો ઉદય થાયછે ખરો, પરન્તુ ન્યાયની પાસે તે રહેતો નથી. જ્યહારે જિઘાંસા, પ્રતિવિધિત્સા, સાવધાનતા એ સર્વ મનુષ્યની સ્વભાવિક વૃત્તિછે, અર્થાત્ પ્રાચીન કાળના માણસોમાં જ્યહારે આ સર્વ ગુણ હતા ત્યહારે એ જરૂર માનવું પડશે કે, તે વેળાએ પશ્વાદિ હનનથી પોતાના બચવાને માટે અને વિપત્પાત ભયમાં સાવધાન રહેવાની જરૂર હતી. સાવધાનતા વૃત્તિ પણ મનુષ્યની આત્મ સંબન્ધિની છે. તે સ્પષ્ટ સિદ્ધ થાયછે.

મનુષ્ય જાત્યની જે સર્વ નિકૃષ્ટ પ્રવૃત્તિછે ત્હેનું ઘણુંખરૂં વિવરણ કરવામાં આવ્યું. જ્યહાંસુધી આ વૃત્તિયો ધર્મ પ્રવૃતિના કબજામાં ન આવે ત્હાં સુધી આત્મરક્ષા અને આત્મસન્તોષજ મનુષ્યના સર્વ કાર્યની જરૂર જાણીને જણાયછે આપણે આ વૃત્તિયોથી આ-

ત્મરક્ષા અને આત્મહિત કરીશું હેવા અભિપ્રાયથી જગદીશ્વરે ત્હેને બનાવીછે. એઓ દરેક જો બીજીબીજી વૃત્તિના વિરુદ્ધકારી ન થતાં પોતપોતાના વ્યાપારમાં નિયુક્ત રહે તો ત્હેનાથી અમંગળ ન થતાં પરમમંગળ સ્વરૂપનો મંગળાભિપ્રાય સિદ્ધ થાયછે. પરન્તુ જો હેની કોઇ વૃત્તિ બુદ્ધિ વૃતિ અને ધર્મ પ્રવૃત્તિયોનો પરાભવ કરીને પોતે શ્રેષ્ઠ થઈ પડે અને આપણા સર્વ કર્મના પ્રવૃત્તક સ્વરૂપ થાય તો તેથી ઘણું નુકશાન થવાની સંભાવના છે. આ દેશના લોકોના ચરિત્ર ઉપર વિચાર કરીને જોયાથી એ વિષયનાં ઘણાં ઉદાહરણો મળશે. લોકયાત્રા નિર્વાહને માટે પૈસા પેદા કરવા આવશ્યકછે; એ વાસ્તે પરેમેશ્વરે આપણને ઉપાર્જ્જન કરવાની પ્રવૃત્તિ આપી છે; પરન્તુ લોકો બુદ્ધિની મંત્રણા અને ધર્માનુશાસન છોડીને ધનલુબ્ધ થઈને પૈસાની ચોરી કરવામાં અને લાંચ લેવામાં અનુરક્ત થાયછે. પરમેશ્વરે જીવ-પ્રવાહ રક્ષાને માટે કામરિપુની સૃષ્ટિ કરી છે, લોકો ત્હેના આ તાત્પર્યની અવહેલા કરીને ત્હેના વિષયમાં યથેષ્ટાચારી થઈને પાપના કીચડમાં મગ્ન થાયછે. આપણી આત્મમર્યાદા માલમ પડે, આત્મ વિષયમાં યત્ન અને સ્વાધીનતામાં અનુરાગ સંચાર ઇત્યાદિ વિષયનાં સાધનને માટે પરમેશ્વરે આ-

પણને આત્માદર-વૃતિ આપીછે, હાલના વિદ્યાભિમાની યુવકો આ પ્રવૃત્તિને બુદ્ધિ અને ધર્મને તાબે ન રાખતાં વિદ્યામદથી ગર્વીત થઈને પ્રાચીન લોકોનો અનાદર તથા અવજ્ઞા કરે છે. શરીર પોષણને માટે ખાવાની શક્તિ અને પીવાની શક્તિ આપી છે, પુષ્કળ માણસો અપરિમિત ભોજનથી, અને કોઈ કોઇ મદીરા પીવાથી, શારીરિક અને માનસિક નિયમ ઉલ્લંઘન કરીને ભગ્ન-કાય, નિર્વીર્ય, અને હત-જ્ઞાન થાયછે અને પાપાસક્ત થઇને નાનાવિધ દુસ:સહ દુ:ખ ભોગવેછે, અને અકાલ-વાર્દ્ધક્ય પામીને મરી જાય છે. એટલા માટે પોતાની પ્રકૃતિ અને બ્હારચની વસ્તુની સાથે ત્હેનો સંબન્ધ નિરુપિત કરીને અર્થાત્ પરમેશ્વરના નિયમ જાણીને ત્હેના અનુયાયી વ્યવહાર નહિ રાખ્યાથી કદી પણ સુખ મેળવવું સંભવતું નથી.

હવે આપણી ઉત્કૃષ્ટ વૃત્તિયોનું વિવરણ કરવામાં આવેછે

ઉપચિકીર્ષા અર્થાત ઉપકાર કરવાની વૃત્તિ—આપણને જે'મ ઉપચિકીર્ષા અર્થાત્ જીવના ઉપર ઉપકાર કરવાની વાસનાછે, તે'મ ઉપકારના યોગ્ય પાત્ર પણ સર્વ જગાપર મળેછે. આ પરમ પવિત્ર પ્રવૃત્તિ કોઇ અંશમાં સ્વાર્થમાં પ્રવૃત્ત ન થતાં કેવળ પારકાના શુભ-ચિંતનમાં લાગેલી રહેછે, બીજાને સુખ આપવું, તા-

પિત હૃદયમાં કરુણા-મૃત વર્ષણ કરવું, અને સુખાર્દ્ર-ચિત્તનો પણ આનન્દ-પ્રવાહ પ્રબળ કરવો, એ ઉપલી પ્રવૃત્તિનું કામછે. આ મનોવૃત્તિ જેનું સારૂં કરવામાં લાગે છે, ત્હેનું મુખારવિન્દ જેટલું પ્રસ્ફુટિત થાય તેટલું હિતૈષી મનુષ્યનું અન્તઃકરણ પણ પ્રફુલ્લ થાય છે. જનમંડળમાં સુખનો વિસ્તાર કરી સકયાથી ત્હેને પરમ આહ્લાદ થાયછે અને તે કામ બજાવવાને માટે ત્હેના બન્ને પગ જલદી ચાલે છે, અને બન્ને હાથ સતત પ્રસ્તારિત રહે છે, ત્હેનું નિરાલસ્ય ચિત્ત પારકાની હિત ચિંતામાંજ સુખી રહે છે અને ત્હેની જીભ પારકાના મંગળ કીર્તનમાંજ પરમ પરિતોષ મેળવે છે. અને જ્યહારે ત્હેનો કોઇ કુશલાભિપ્રાય સંપન્ન થાય છે, ત્હારે ત્હેની અવસ્થા કહેવી થાય છે ત્હેનું વર્ણન શું કરીએ ? તે તે વેળાએ સુખાર્ણવમાં મગ્ન થાયછે, જેણે આપણો હાવો ઉત્કૃષ્ટ સ્વભાવ કર્યો છે-પારકાનું મંગળ કરવા જતાં ત્હેની સાથે પોતાનું મંગળ થાય છે, ત્હેનો અપાર મહિમા અને અનિર્વચનીય મંગળ સ્વરૂપને વિચાર કર્યાથી અન્તઃકરણ પ્રેમામૃત રસમાં એકીવારે આર્દ્ર થઇ જાય છે.

ભક્તિ—પરમેશ્વરે ધણાક મ્હોટા લોકો અને બીજા મહાન્ પુરુષોની સાથે આપણો ગુરુતર સંબન્ધ

નિરુપિત કરી મૂકયો છે, અને તેઓની સાથે આપણો ત્હેના યોગ્ય વ્યવહાર સંપાદનાર્થે આપણને ભક્તિરૂપ પરમ પવિત્ર પ્રવૃત્તિ આપી છે. મહત્ અને ઉત્તમ ગુણ મનમાં આવ્યાથી ભક્તિનો ઉદય થાયછે. જેને કદી જોયો નથી, જેની વાત કદી સાંભળી નથી, જેણે હજારો વર્ષ થયાં પ્રાણ છોડયો છે, ત્હેની પણ અસાધારણ ક્ષમતા અને ઘણા પ્રશંસનીય ગુણ સાંભળ્યાથી અનિવાર્ય ભક્તિરસ પ્રકટ થાયછે. ભક્તિના પ્રભાવથી જણાયછે કે જાણે ત્હેની પરમારાધ્ય મૂર્ત્તિ સામે રહેલી જોઈયેછિયે, પરન્તુ પરમેશ્વર પરાયણ ભક્તિમાન માણસો જુવેછે કે પરમેશ્વર જેવો ભક્તિનો વિષય છે, તેવો બીજો કોઈ નથી. જે અપ્રત્યક્ષ પરિદૃશ્યમાન જગતનો સૃજનકર્ત્તા છે, આ અપરિસીમ વિશ્વ-કાર્યમાં જેનું અચિન્ત્ય જ્ઞાન, મહીયસી શક્તિ અને પરમ કલ્યાણકર અભિપ્રાય દેદીપ્યમાન રહેલા છે, સંસારના પ્રત્યેક નિયમ વિશે વિચાર કર્યાથી અપરિવર્તનીયશુણકર કૌશલ સારીરીતે જણાયછે, ત્હેના જેવું પ્રેમ આસ્પદ અને ભક્તિ પાત્ર બીજું કોણ થઇ સકે? ભક્તિમાન્ મનુષ્ય સર્વ જગાપર અને સર્વ વખતે ત્હેનો અપાર મહિમા પ્રત્યક્ષ જોઈને પ્રીતિનારસમાં અભિષિક્ત થાયછે. ધન–વિજન–કાનન

અથવા તરુ-શૂન્ય મરુદેશ, ગભીર સિંધુ-ગર્ભ અથવા જનાકીર્ણ રાજધાની, પ્રખર-રશ્મિ-પ્રદીપ્ત મધ્યાન્હ સમય અથવા ઘોરાન્ધકાર દ્વિપ્રહરા તામસી વિભાવલી સુશીતળ સમીરવહ પ્રભાત સમય અથવા વિહંગ-કોલાહલ કલિત શ્રાંતિહર સાંયકાલ, અને સુલલિત તરુણ યૌવન અથવા પરિપક્વ પ્રવીણકાલ, સર્વ સ્થાનમાં, સર્વકાલમાં અને સર્વાવસ્થામાં પરાત્પર પરમેશ્વરના અપાર મહિમાનું અશેષ નિદર્શન જોઈને ત્હેનું ચિત્ત ભક્તિભાવમાં દ્રવીભૂત થઈજાય છે-

આશા—આશાવૃત્તિ કેવળ ભવિષ્યત્ સુખ શોધવાને હમેશાં લાગેલી હોય છે, જે પૃથ્વીમાં કાલે કરીને મનોરથ પૂર્ણ થાય છે, ઉપાર્જ્જન કરીને પેટ ભરવાને અન્ન એકત્ર કરવું થાય છે, ભવિષ્યત્ સુખ મેળવવાની પ્રતીક્ષાથી હાલ દુઃખાનુભવનો ન્હાસ કરવામાં આવે છે, તે પૃથ્વીમાં આશાવૃત્તિ સમ્યગ્ ઉપયુક્ત છે, જ્યહારે હૃદયાકાશ, વિષય વિપત્તિરૂપ મેઘથી ગોરતર આચ્છન થયલું હોય છે, ત્યહારે કેવળ પ્રબલ આશા-વાયુ પ્રવાહિત થઈને ત્હેને સ્વચ્છ કરે છે, જ્યહારે આશાની સાથે કોઈ નિકૃષ્ટ પ્રવૃત્તિ જોડાય છે, ત્યહારે અન્તઃકરણ સ્વાર્થ-પરાયણ થઇને આત્મ-સુખ સાધનમાં તત્પર રહે છે. અને જ્યહારે કો-

ઈ ધર્મપ્રવૃતિનો સંયોગ થાયછે, ત્હારેજ ઇચ્છા થા-
ય છે કે વિશ્વ સંસાર આનન્દમાં પરિપૂર્ણ થાય. આ
લોકમાં પરમેશ્વરના પ્રતિષ્ઠિત અપરિવર્તનીય અખંડ-
નીય નિયમાનુસારે કામ કર્યાથી અવશ્ય સારૂં થાય છે
હેવો વિશ્વાસ રાખીને આશાવૃત્તિ ચલાવવી અને પૂ-
ર્ણ કરવી કર્ત્તવ્ય છે. પરન્તુ કેવળ આ લોક તથા ભૂ-
મંડળ માત્ર આશાનો વિષય નથી જિજીવિષા વૃત્તિ-
ની સાથે ત્હેનો સંયોગ થયાથી સો વર્ષ સુધી આ-
યુષ્ય ભોગવ્યા છતાં તૃપ્તિ મળનાર નથી તે વેળાએ
ત્હેને સો વર્ષ પણ ઘણો થોડો કાળ જણાય છે, આ
આજીવન અતિ અકિંચિત્કર સમજાય છે ત્હારે મન-
માં આવે છે કે અનંતકાલ મ્હારું પરમાયુ, અને અ-
ખિલ સંસાર મ્હારું નિત્ય ધામ છે હું આ વાસ્તે દે-
હ-પંજરમાથી ઉડીશ, લોક લોકાન્તરમાં ગમન કરીશ,
સર્વત્ર ફરીશ, જ્ઞાન-તૃષ્ણાથી શાન્ત થઈશ, અને પૂર્ણ-
કામ થઇને અપર્યાપ્ત સુખ ભોગવીશ. જો કોઈ ભયં-
કર કાળ આવીને ભૂખંડળનો વિનાશ કરી નાખે, ચં-
દ્ર સૂર્ય એકી વારે અન્તર્હિત થઇ જાય, અને આ
સર્વ મ્હોટા મ્હોટા ગ્રહ નક્ષત્ર પોતપોતાના સ્થાન ઉ-
પર ખસીને દિગ્વિદિક્ ફરીને ભસ્મ અને ચૂર્ણ થઈ
જાય,—આ જાજવલ્યમાન જગત્ જો અસત્ થઈ

જાય તો પણ હું રહીશ. આશા વૃત્તિ મર્ત્ય લોકના વિષયોપભોગમાં પરિતૃપ્ત ન થતાં અલૌકિક સુખાશયમાં હાવી રીતે સંચરણ કરે છે. ત્હેને સંપૂર્ણ પાર કરી સકે એવી વસ્તુ આ બ્રહ્માંડમાં નથી.

શોભાનુભાવકતા—પરમેશ્વરે આપણને શોભાના પ્રિય કરીને ત્હેના ઉપયોગી ઘણીક જાતની રમણીય વસ્તુથી આખી પૃથ્વી વિભૂષિત કરી રાખી છે; દર્શન, શ્રવણ, મન અને અન્તઃકરણ પરમ આનંદિત થાય છે. સુંદર ચિત્ર, સુશોભન પાષાણમય મૂર્ત્તિ, મનોહર મ્હેલ, અને સુદૃશ્ય ભૂમિખંડ જોયાથી અન્તઃકરણ પ્રફુલ્લ થાય છે, અને કોઇનું મનોમંદિર જ્ઞાન તથા ધર્મથી શુશોભિત જોવાથી પવિત્ર પ્રીતિનો સંચાર થાય છે ત્હેનું કારણ પણ એજ છે. ગમે તો પોતાની વસ્તુ હોય અથવા ગમે તો બીજાની સુંદર વસ્તુ હોય તે સુંદર વસ્તુ જોવાથી સુખોદય થાય છે. એટલા માટે સર્વ વિશ્વજ આ શુભકરી વૃત્તિના ઉપભોગ્ય છે અને જેણે આપણા હૃદય રાજ્યમાં હાવા સુખનો ભંડાર ઉત્પન્ન કર્યો છે, તેજ આ સર્વોત્કૃષ્ટનો વિષયછે.

આશ્ચર્ય—આ વૃત્તિના ગુણથી, અદ્દ્ભુત, અસાધારણ અને ઉત્તમ વસ્તુ જોયાથી હર્ષોદય થાયછે. પૃથ્વીની સર્વ વસ્તુઓ પુરાતન વેશ પરિત્યાગ કરીને હ-

મેશાં નવું રૂપ ધારણ કરે છે, નાશ અને ઉત્પત્તિ પૃથ્વીનો પ્રકૃત ધર્મ છે, આ વૃત્તિ ત્હેના સમ્યગ્ યોગ્ય છે. જ્યહારે આપણને ઈશ્વરની સત્તા ઉપલબ્ધી કરવાની શક્તિ છે અને ત્હેના આશ્ચર્યકારક કાર્ય ઉપર વિચાર કરીને ત્હેનું યથાર્થ તત્વ જાણવાની શક્તિ છે, ત્યહારે આ પરમ સુખદાયિક વૃત્તિના ઉપભોગની વસ્તુનો બીજો અભાવ કયાં હોય ? જેટલી તપાસ કરવામાં આવે તેટલો આશ્ચર્ય વ્યાપાર અને અદ્ભુત કૌશલ પ્રકાશ થાયછે પરમેશ્વરની કૃપાથી આ વૃત્તિ સર્વત્ર અપર્યાપ્ત વિષય પ્રાપ્ત કરીને પૂર્ણ થાય છે, અને હેને પૂર્ણ કરવા માટે આપણી ઘણી મનોવૃત્તિ પણ પોતપોતાના વિષયમાં સંચારિત થઈને તૃપ્તિ મેળવે છે. સ્વાર્થ પ્રાપ્તિ આ પ્રવૃત્તિનું મુખ્ય પ્રયોજન ન હોવા છતાં ત્હેનાથી પુષ્કળ સુખનો ઉદ્ભવ થાય છે.

અધ્યવસાય અર્થાત્ દૃઢ નિયશ્ર—સપ્રતિજ્ઞ થઈને કામ ન કર્યાથી સંસારનાં કાર્ય થવાં મુશ્કેલ પડે છે, એ વાસ્તે પરમેશ્વરે આપણને અધ્યવસાયની અર્થાત્ દૃઢ નિશ્ચયની વૃત્તિ આપી છે. જે જગા ઉપર ઘણા વિષયનો પારકાના ઉપર આધાર રાખવામાં આવેછે, જે જગા ઉપર અભીષ્ટ સાધનમાં પ્રતિબંધક આવેછે,

અને જ્યહા કાલ વિલંબ સિવાય ઘણીખરી અભિલાષ પૂર્ણ થતી નથી, તે જગાપર અધ્યવસાય-વૃત્તિ સારી રીતે યોગ્ય છે ત્હેમાં સન્દેહ નથી.

અનુચિકીર્ષા અર્થાત્ અનુકરણ—જેઓની સાથે આપણને સહવાસ કરવો પડે છે, તેઓનાં આપણે આચરણ જોઈને આચાર વ્યવહાર શીખીશું હેવા અભિપ્રાયથી જગદીશ્વરે આપણને અનુકરણ વૃત્તિ આપી છે. સર્વ વિષયમાં નકલ કરવી એ આ વૃત્તિનું કામ હોય છે. બાલ્યાવસ્થામાં આ વૃત્તિ આપણો પ્રધાન ગુરુ થાય છે. તે વેળાએ આપણે ચારે તરફના માણસોના જે'વા વ્યવહાર જોઇયેછિયે તે'વો અભ્યાસ કરિયે છિયે. આ વૃત્તિ હોવાથી એક દેશના લોકો અનાયાસથી એક રીત્યના વ્યવહાર રાખવાને સમર્થ થાય છે. પરમેશ્વર નાના પ્રકારની બુદ્ધિ વૃત્તિ આપીને પણ ક્ષાન્ત થયો નથી. ત્હેણે આપણને જ્ઞાનશિક્ષા અને કાર્ય-સાધનને સુગમ અને સુસાધ્ય કરવાને માટે આ પરમ શુભકરી વૃત્તિ ઉત્પન્ન કરી છે.

પરિહાસપ્રવૃત્તિ.—કરુણામય પરમેશ્વર આપણને બીજી વિવિધ પ્રકારની સુખદાયક વૃત્તિ આપીને પણ તૃપ્ત થયો નથી, ત્હેણે આપણા અન્તઃકરણને નિરન્તર ખુશ તથા આસ્ય-મંડળ સતત હસતું રાખવાના અભિપ્રા-

યથી પરિહાસ પ્રવૃત્તિ સૃજન કરી છે. નિરવચ્છિન્ન આનન્દ ઉત્પન્ન કરવો એ આ પ્રવૃત્તિનો પ્રધાન ઉદ્દેશ છે. એટલા માટે પ્રણય-પવિત્ર મિત્ર મંડળીમાં બેસીને ઠઠ્ઠા મશ્કરી પરિહાસ-પ્રવૃત્તિ પરિચાલન કરીને દોષ વગરની ખુશીમાં કાળ ગાળવો એ વિહિત સિવાય કદાપી ગર્હિત નથી. ત્હેનાથી અન્તઃકરણને સુખ ઉપજે છે, પાચન-શક્તિ પ્રબલ થાય છે અને શરીર આરોગ્ય અને સ્વચ્છંદી રહે છે. પરિહાસની સાથે મીઠી વાણીથી લોકાનો દોષ પણ સુધારી સકાય છે, પરન્તુ વિષમય ક્લેશકર મશકેરીથી કોઇને મનની પીડા આપવી એ મ્હોટું દૂષણ છે ત્હેમાં સંદેહ નથી.

ન્યાયપરતા.—જ્યહારે મનુષ્યની કામાદિ કેટલીક પ્રવૃતિ કેવળ સ્વાર્થ સાધનમાં તત્પર હોય છે અને ઉપચિકીર્ષાદિ બીજી કેટલીક પ્રવૃત્તિ કેવળ પરાનુરક્ત હોય છે, ત્યહારે આ બંને જાત્યની પ્રવૃત્તિયોના આતિશય્યનિવારણને માટે અને તેઓને યથાનિયમથી ચલાવવાને માટે કોઇ જાત્યની જૂદી શક્તિની જરૂર હતી તેથી પરમેશ્વરે આ ન્યાયપરતા વૃત્તિ આપી છે. આ શુભદાયક વૃત્તિ માર્જ્જિત બુદ્ધિથી, જેનાથી પારકાની નુકશાની અને અકારણે આત્મ સુખમાં હાનિ ન થાય હેવી રીતે પ્રવૃતિયોને પોત પોતાના વિષયમાં લગાડે

છે. સર્વ મનુષ્યને આત્મવત્ સમજવા, આ પ્રસિદ્ધ પરમ ધર્મ પણ આ મહત્ વૃતિના ઉપદેશથી જાણવામાં આવેછે. પરમ ન્યાયવાન પરમેશ્વરે આપણને કર્ત્તવ્યાકર્ત્તવ્યનો ઉપદેશ આપવાને માટે આ આત્મ-પ્રતિનિધિ સ્વરૂપ વૃત્તિને આપણા હૃદયમાં સ્થાપી છે. ત્હેને અનુસરીને ચાલ્યાથી સર્વ કર્મમાં સુખોદય અને ત્હેનો ઉપદેશ અવહેલા કરીને અવિહિત કર્મમાં લાગ્યાથી તરત ત્હેનો દુઃખરૂપ દંડ ભોગવવો પડેછે. જેણે આપણા પરસ્પર બીજા વ્યવહાર નિવારણને માટે હાવી શુભકારી વૃત્તિ સૃજન કરી છે, ત્હેના સમાન બીજો ન્યાયવાન કોણ થઇ સકે ?

જે સર્વ ધર્મ-પ્રવૃતિને વિશે વિવરણ કરવામાં આવ્યું છે,* ત્હેમને પોતાના વિષય ભોગની નિર્દિષ્ટ સીમા ઉલ્લંઘન કર્યાથી અર્થાત્ માર્જ્જિત બુદ્ધિની મદદથી યથાનિયમે ન લગાડ્યાથી ઘણું અનિષ્ટ થવાનું સંભવે છે. જો બુદ્ધિ પુષ્ત ન થતાં ભક્તિ ઉપચિકીર્ષાદિનું અધિકપણું થાય તો કાલ્પનિક ધર્મમાં શ્રદ્ધા અને અ-

---

* ઉપચિકીર્ષા, ભક્તિ અને ન્યાયપરતા એ ત્રણ પ્રધાન ધર્મ પ્રવૃત્તિ છે. આશા, અધ્યવસાય વગેરે કેટલીક વૃત્તિને તેઓની અનુકૂળ વૃત્તિ સમજીને ઉલ્લેખ કરી સકાય છે.

તિ ખર્ચાલુ નાના પ્રકારના દોષમાં લાવેછે. એટલા માટે બુદ્ધિવૃત્તિને માર્જિત કરવી સર્વ પ્રકારે કર્ત્તવ્ય છે.

બુદ્ધિવૃત્તિ બુદ્ધિવૃત્તિ-* અતિ પ્રખર અસ્ત્ર સ્વરૂપછે. હેને જે વિષયમાં ચલાવવામાં આવે ત્હેમાં તે નિપુણ થાયછે. જે બુદ્ધિ દસ્યુ-વૃત્તિ, મિત્ર-દ્રોહ, વિશ્વાસઘાત અને નરવધ કરવાનો ઉપાય શોધે છે, તે બુદ્ધિજ આ

* બુદ્ધિવૃત્તિને ચાર શ્રેણીમાં વિભાગ કરી સકાય છે. ત્હેમાં ચક્ષુઃશ્રોત્રાદિ પંચ જ્ઞાનેન્દ્રિય પ્રથમ શ્રેણી-નિ દિષ્ટ છે, વ્યકિતગ્રાહિત, આકારાનુભાવકતા;ગુરુત્વાનુ ભાવકતા, વગેરે જે વૃતિયોથી બ્હાસ્યની વસ્તુની સત્તા તથા ગુણ જાણવામાં આવેછે, તે સર્વ બીજી શ્રેણીમાં ગ ણાયલી છે. કાલાનુભાવકતા, ઘટનાનુભાવકતા, સંખ્યા તથા ભાષાશકિત વગેરે જે વૃત્તિયોથી બ્હાસ્યની વસ્તુ- ઓનો પરસ્પર સંબન્ધ જાણવામાંઆવેછે, તે ત્રીજી શ્રે- ણીમાં ગણાયલી છે, અને અનુમિતિ અર્થાત્ કાર્ય કાર- ણનું જ્ઞાન એ ચોથી શ્રેણીમાં ગણાયલીછે. આ વૃતિયોની સંજ્ઞાથીજ એઓના પોતપોતાના વિષય કાર્ય જાણવામાં આવેછે, જેમકે જે વૃત્તિથી એક વસ્તુથી સત્તા ઉપલબ્ધ થાયછે, ત્હેનું નામ વ્યકિતગ્રાહિતા છે, જે વૃત્તિથી આકા- રનો અનુભવ થાય ત્હેનું નામ આકારાનુભાવકતા ઇત્યાદિ પરમેશ્વરે માણસને જે બુદ્ધિવૃત્તિ આપીછે ત્હેના ઉપ- યોગી જગતમાં ઘણા પ્રકારના વિષય ઉત્પન્ન કરીને ત્હેના સુખનો માર્ગ તૈયાર કરી મૂકયો છે.

ભૂલોકને સ્વર્ગ લોકના જેવું સુખનું ધામ કરવાની પણ સલાહ આપી સકેછે. પરન્તુ સર્વ વસ્તુની સત્તા અને ગુણ જાણવા, તેઓનો પરસ્પર સંબન્ધ નિરુપિત કરવો અને આપણી નિકૃષ્ટપ્રવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિયોને યથા નિયમથી લગાડવી એ બુદ્ધિવૃત્તિનું ખરેખરૂં કામછે. એટલા માટે આખી પૃથ્વી એના ઉપભોગનો વિષય છે; તેથી વિહિત વિધાને હેને ચલાવ્યાથી આપણી ચિત્તભૂમિ અપર્યાપ્ત સુખ-સલિલે પ્લાવિત થઇ સકેછે.

જગદીશ્વરે અતિ અદ્‌ભુત કૌશલ પ્રકાશ પૂર્વક આપણી માનસિક પ્રકૃતિની સાથે બ્હાસ્યની વસ્તુઓનો હેવો સંબન્ધ રાખ્યોછે કે, આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિનાં જે કાર્ય સઘળી બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિના અનુમત છે, તે આપણને ખરેખર ઉપકારક અને સુખદાયક થાયછે; અને જે સર્વ કાર્ય ત્હેના અનુમોદિત નથી, ત્હેનું પરિણામ અપકારક અને દુઃખદાયક થઈ પડેછે. જે ધર્મશીલ સુબોધ માણસની ધર્મપ્રવૃતિયો માર્જિત બુદ્ધિથી નિયોજિત થઇને પરસ્પર ઐક્ય ભાવમાં સંચરણ કરેછે, યદ્યપિ પારકાનું શુભ સાધનજ ત્હેનું મુખ્ય પ્રયોજન છે, પરન્તુ ગૌણ કલ્પમાં ત્હેનાથી આપણું પણ સુભ સંભોગ થાયછે. હેવા માણસોને પાપ પુણ્યનો બદલો અબોધથી આવે છે.

આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિની અને ધર્મ પ્રવૃતિની પરસ્પર જેવી ભિન્નતા જોવામાં આવી છે હેનો સવિસ્તારથી વિચાર કરીને જોયાથી આ નિચે લખેલા વિષય સિદ્ધ થાયછે.

પ્હેલું. આપણી જેવી માનસિક પ્રકૃતિ છે અને બ્હાસ્યની વસ્તુનો જે'વો સ્વભાવ છે, તેથી અન્તઃકરણની કોઈ વૃત્તિ અતિ પ્રબલ થયાથી હેની એકી વારે નિવૃતિ થતી નથી. વિષયોપભોગથી ક્ષણિક નિવૃતિ થઈ સકે છે, પરન્તુ થોડીવારમાં પાછી પ્રાદુર્ભાવ થાયછે. અન્નપાનથી બુભુક્ષા વૃત્તિની શાન્તિ થાયછે કોઇ વિષય વ્યાપારમાં પાર પડ્યાથી અર્જન સ્પૃહા થોડા વખતને માટે નિચેષ્ટ રહેછે, વિષય વિશેષમાં જય મેળવ્યાથી તે વખતે આત્માદર અને લોકાનુરાગપ્રિયતા ચરિતાર્થ થાયછે, અવિચ્છેદથી બુદ્ધિ ચાલના કર્યાથી થોડો કાલ વિચાર શક્તિનું માંદ્ય થાય છે, પરન્તુ થોડો કાલ વિશ્રામ લઇને પછી પુનરુદ્દીપ્ત થઇને પોતપોતાના વિષય મેળવાને વાસ્તે વ્યગ્ર થઇ પડેછે. એટલા માટે આપણી મનોવૃત્તિયો યથાવત્ નિયમિત ન થયાથી ઉત્તરોતર પ્રબલ અને અપ્રશાન્ત થાયછે. વિશેષતઃ દુર્દાન્ત નિકૃષ્ટ પ્રવૃત્તિયો ઘણી સ્વાર્થ-પરાયણ અને સદસત્ ફલ-વિવેક વગરની, અપ્ર-

યુક્ત તેઓ પરિમિત વિષયોપભોગ કરીને ક્ષાન્ત રહી સકતી નથી. જો આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિયો બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિનું શાસન અવહેલા કરી ત્હેના મુકરર નિયમ ઉલ્લંઘન કરીને હમેશાં વિષયોપભોગમાં રત રહે તો ત્હેનાથી પોતાનું અને પારકાનું ઘણું નુકશાન થવાની સંભાવના છે. જો લોકાનુરાગ લાભ માત્ર આપણા સર્વ કર્મનો ઉદ્દેશ હોય તો સ્થળ વિશેષમાં કુકર્મથી મનસ્તુષ્ટિને માટે કુકર્મ પણ કરવું પડેછે અને ત્હેનું પ્રતિફલરૂપ દુઃખ પણ પ્રાપ્ત થાયછે, અને જે સર્વ યશસ્કર વિષય સાધનની ક્ષમતા નથી, ત્હેમાં અતિશય યશોલોભથી પ્રવૃત્ત થઇને હતાશ અને ભગ્નોત્સાહ થવું પડેછે. સવિશેષ જ્ઞાનાભાવ અથવા ધર્મ પ્રવૃત્તિની ક્ષીણતાથી રિપુપરતંત્ર થઇને ન્હાની ઉમરમાં, અથવા શરીર અને મનની ખરાબ હાલતમાં સન્તાન ઉત્પાદન કર્યાથી, તે સન્તાન દુર્બલ અને વ્યાધિવાળાં તથા રિપુપ્રધાન થઈને પિતામાતાને ઘણા દુઃખનું કારણ થાયછે, હેવી રીતે આપણી અર્જ્જન સ્પૃહા હોય તો પૈસો એકઠો કરવામાં પ્રવૃત્તિ થાયછે, પરન્તુ બ્રહ્માંડ પતિના ખંડનીય નિયમથી વસુન્ધરા સંવત્સર કાળે પરિમિત ધન આપે છે; અને મનુષ્યની પણ બુદ્ધિ-શક્તિ અને કાયિક પરિશ્રમની નિયમેલી

સીમાછે, તેથી સર્વ ધનાઢ્ય થવા ઇચ્છે તો ઘણાકોને નિરાશ થવું પડશે. જેવો નિકૃષ્ટ પ્રવૃતિને વશીભૂત થઇને કેવળ વિષય પથમાં સંચરણ કરે છે, તેઓએ આ અકલ્પિત વાત ધ્યાનમાં રાખવી. નિકૃષ્ટ પ્રવૃત્તિયો બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિથી નિયમિત ન થયાથી ઘણા પ્રકારનું અનિષ્ટ આવે છે, એ પણ તેઓએ સર્વદા યાદ રાખવું વિધેય છે.

બીજું. આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિ સર્વ કરતાં પ્રધાન વૃત્તિ છે, એ વાસ્તે આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિનું કોઈ કાર્ય તેઓના અનુમોદિત ન થયાથી અન્તઃકરણ અપ્રસન્ન અને ગ્લાનિવાળું રહે છે. જણાય છે કે આપણી મનની શ્રેષ્ઠ વૃત્તિયો બીજી વૃત્તિના અનુચિત ભોગાતિશયથી અસમ્મત થઇને તિરસ્કાર કરે છે. જે તરુણ યુવાનનું સકોમળ સરળ ચિત્ત હજી સુધી પાપ રસમાં દૂષિત થયું નથી, જેની સાધુચિન્તાનું હજી સુધી સંસારના કુટિલ માર્ગ ઉપર સંચરણ થયું નથી, અધર્મના કઠોર હાથ જેની સુકુમાર નિર્મળ મતિને હજી સુધી અડકયા નથી, તે જો દુર્ભાગ્યથી દુષ્પ્રવૃત્તિરૂપ પિશાચને વશીભૂત થઇને મોહરૂપી સરોવર મગ્ન થાય તો ધર્મનું શાસન અવહેલા કરીને નિકૃષ્ટ પ્રવૃત્તિને ચરિતાર્થ કર્યાથી કહેવી યાતના

ભોગવી પડેછે, તે ઉત્તમ પ્રકારે જાણી સકે છે. તે વેળાએ ત્હેનું અનુતાપ તાપિત હૃદય શાન્તિરસમાં આર્દ્ર થતું નથી, અને મનની ગ્લાનિની હદ રહેતી નથી; ત્હેનું પોતાનું અન્તઃકરણ ગરળમય નરકના જેવું થાય છે, અને પ્રાણઘાતિની દુશ્ચિન્તા ત્હેના ચિત્તને હમેશાં પોષણ કરે છે, જો કોઇ વિષયાર્થી માણસ તરુણ વયથી ધન સંચય અને માન સંભ્રમ ઉપાર્જનમાં એકાગ્રચિત્ત થઇને કાળ ગાળે, અને પ્રાતઃકાલથી સાયંકાલ સુધી કેવળ લેવા દેવામાં, અને આવક જાવકના નિરુપણાદિ વૈષયિક વ્યાપારમાં હમેશાં ગુંથાયલો રહીને મનનું વીર્ય ક્ષય કરે, અને તે ભક્તિ, ઉપચિકીર્ષા અને ન્યાયપરતા વૃત્તિને સંચાલિત તથા ચરિતાર્થ ન કરતાં ત્હેના વિરુદ્ધ વ્યવહાર કરે અને જો વૃદ્ધાવસ્થા આવ્યાથી પોતાનાં ગયલાં જીવનની સર્વ ઘટનાનો વિચાર કરી જુવે તો તે દીર્ઘ-નિશ્વાસ મૂકીને પછી આ વાત જરૂર કંહેશે કે "કેવળ કલહ ગુસ્સાથી બોલવું મિથ્યાભિમાન પ્રકાશમાંજ મ્હારી આખી ઉમરગઇછે; મ્હેં મ્હારી ઉત્કૃષ્ટ મનોવૃતિયોને ચરિતાર્થ કરી નથી, અને ત્હેને માટે જ્ઞાનધર્મોત્પાદ્ય વિશુદ્ધ સુખ ભોગનો અધિકારી થઈ સક્યો નહિ. બુદ્ધિ વૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિયોના અનુશાસન ક્રમથી બીજી મનોવૃત્તિ-

યોને યથા નિયમથી ચાલના કર્યાથી પ્રચુર સુખોત્પત્તિ થાય છે, તે હું મેળવવાને સમર્થ થયો નહિ. કેવળ કર્મ કરી આખું જીવન ગાળ્યું. છેવટની અવસ્થામાં હાવો અનુતાપ થવો એ ઘણા દુઃખનો વિષય થાયછે.

ત્રીજું. આપણી પ્રધાન પ્રવૃત્તિયો જો એકમેકની સાથે મળીને માર્જિત બુદ્ધિથી નિયોજિત થાય તો ત્હેનું પોતપોતાનું વિષયોપભોગનું અશેષ ફલ મળે આ વૃત્તિયો યત્કિંચિત્ સ્ફૂર્ત્તિ થયાથી આનન્દ મળે છે, અને તેઓને અતિશય પ્રબળ રાખીને સારી પેઠે પૂર્ણ કરી સક્યાથી અન્તઃકરણ સુખાવર્ણવમાં મગ્ન થાય છે, આ સર્વે ધર્મ પ્રવૃત્તિના અનુવર્ત્તી થઈને ચાલ્યાથી પશ્ચાત્તાપથી તાપિત થવું પડતું નથી, અને સુખોભોગનો પુનઃપુનઃ વિચ્છેદ પણ થતો નથી. તેથી આપણે આખી ઉમર શાન્તિરસાર્દ્ર અને સ્થિર-સુખ-સંપન્ન થઈને કાળ ગાળી સકિયે છિયે. વિશેષતઃ ઉપલી પ્રધાન પ્રવૃત્તિયોના અનુગામી થઇને કામ કર્યાથી નિકૃષ્ટ પ્રવૃત્તિયો સ્વસાધ્ય સુખ ઉત્પન્ન કરી સકે છે. અને જે'મ આપણી ધર્મ પ્રવૃત્તિ માર્જિત બુદ્ધિથી નિયોજિત ન થયાથી ઘણી રીસનું અનિષ્ટ થવાની સંભાવના છે, તે'મ બુદ્ધિ પણ આપણી પ્રવૃત્તિયોના સ્વભાવનો વિચાર અને પ્રયોજન રક્ષા કરીને ન ચાલ્યાથી

મૂલ્ય વગરની થઈ સકતી નથી. વસ્તુત:, બુદ્ધિવૃત્તિ ધર્મ પ્રવૃત્તિને પ્રાધાન્ય માનીને સમસ્ત મનોવૃત્તિનું પ્રયોજન રક્ષા કરીને ચાલી સકેછે, હેવા આ પ્રાકૃત માણસનેજ યથાર્થ સાધુ કહી સકાય છે, અને હેવા માણસો હમેશાં સુખ ભોગવી સકે છે હવે પછી એ વિષયનું ઉદાહરણ દેખાડવામાં આવશે.

જો કોઈ માણસ પ્રથમ કહેલી રીતે પોતાનું કર્ત્તાવ્યાકર્ત્તવ્ય સમઝીને સંસારના માર્ગ ઉપર પગ મૂકે, તો ઉપચિકીર્ષાના ગુણથી ત્હેને હાવું જણાશે કે, બીજા માણસો પણ મ્હારા પ્રમાણે પરમેશ્વરનાં પ્રિય પાત્ર અને સંભોગના અધિકારી છે; મ્હારું ઈષ્ટસાધક કાર્ય જો તેઓનું અમંગળકારક હોય તો ત્હેનું અનુષ્ઠાન કરવું કદી ઉચિત નથી, ઉલટું યથાશક્તિ ત્હેનું ઉપકાર કરવું કર્ત્તવ્ય છે; ભક્તિ ગુણથી પરમેશ્વરના નિયમ પાળવામાં દૃઢ શ્રદ્ધા થશે, અને ત્હેનું અચિન્ત્ય જ્ઞાન, વિચિત્ર શક્તિ અને અપાર મંગળ સ્વરૂપના ઉપર આધાર રાખીને હાવો વિશ્વાસ કરવો જોઇએ કે હેવા વ્યવહારથી સર્વ મનોવૃત્તિ ચરિતાર્થ થઇને છેલ્લે અત્યન્ત સુખ સંપાદન કરીશ, મનુષ્ય વર્ગને સમ્યગ્ આદરણીય થઈને યથાશક્તિ તેઓનું ભલું કરવાથી ત્હેનો અનુરાગ ઉત્પન્ન થશે, અને ન્યાયપરતાના વશીભૂત

થઇને સર્વની સાથે ન્યાયવત્ વ્યવહાર રાખવામાં અને અન્યાય વ્યવહાર છોડવામાં પ્રવૃત્ત રહેશે. તે હેવું કર્ત્તવ્યાકર્ત્તવ્ય સમજીને ત્હેને અનુસરીને જે કાર્ય કરશે, ત્હેનાથી લોકોને પરમ સુખી કરશે, અને પોતે પણ પરમ સુખી થશે. પરમ રમણીય આનંદની જ્યોતિ ત્હેના અન્તરમાં સતત પ્રકાશ થશે.

હાવો સુશીલ મનુષ્ય કોઈની સાથે મિત્રતા કર્યાથી ઉપચિકીર્ષા ગુણથી સર્વ સ્વાર્થ પરિત્યાગ કરીને કેવળ મિત્રના કલ્યાણની કામના કરેછે. ભક્તિપ્રવાહથી .હેને હેવું જણાય છે કે ઉપર કહેલું મિત્રપણું જ્યહારે પરમેશ્વરના નિયમાનુગત છે, ત્યહારે એ યત્નપૂર્વક પાળવું એ સર્વ પ્રકારે વિધેય છે. એટલા માટે મિત્રના પ્રતિ ત્હેની પ્રીતિ-વૃદ્ધિ થાય, અને ત્હેનાથી મિત્રના ઉપર અનુરાગ કરવો અને ત્હેના સર્વ કાર્યમાં સુખાનુભવ કરવો એ એક રીતનો અભ્યાસ પડેછે. ન્યાયપરતા રહેવાથી ત્હેની પ્રતીતિ થાયછે કે મિત્રની સાથે પરસ્પર પ્રણયનો બદલો, શીળતાનો બદલો અને ઉપકારનો બદલો આપવો કર્તવ્ય છે. એટલુંજ નહિ પણ અનુચિત પ્રાર્થનાદિમાં કોઈ જાત્યનો કઠોર વ્યવહાર કરવો એ ઉચિત નથી. અને તે પ્રીતિસંચારની વેળાએ વિવેચના કરીને જુવે કે ત્હેના મિત્ર ધર્માંશથી

હીન ન થાય, કારણ દાંભિક, સ્વાર્થપર અને અધાર્મિક માણસની સાથે યથાર્થ પ્રીતિ થવી સંભવતી નથી, દુ-શીલ માણસની ઉપર કૃપા થઈ સકેછે, પરન્તુ ત્હેની સાથે કદી પ્રીતિ થઈ શકતી નથી. હેવી મૈત્રી થયાથી આપણી ઘણીક નિકૃષ્ટ પ્રવૃતિ પણ સમ્યગ્ ચરિતાર્થ થઇને પરમ સુખ આપેછે. જો બુદ્ધિથી નિશ્ચય થાય કે મ્હારો મિત્ર ધર્મ પરાયણ છે, તે કેવળ ધર્મ પ્રવૃતિનું પ્રાધાન્ય માનીને ત્હેને અનુસરીને કામ કરેછે, તો તેથી મ્હારી આસંગલિપ્સા મહોત્સાહથી અમૂલ્ય નિધિ સ્વરૂપ પ્રિય મિત્ર-રત્નમાં પ્રગઢરૂપથી અશક્ત થાયછે. હેવા ન્યાયવાન્ પરમહિતૈષી ભક્તિશીલ મિત્ર કદી પણ મિત્રનું અનિષ્ટ કરતા નથી, અને સસંભ્રમ આદરની અપેક્ષા છોડીને અત્યાલાપ અને ઈતર વ્યવહારમાં પણ પ્રવૃત્ત થતા નથી. હેવી પ્રીતિની જગા ઉપર અપમાન, પ્રલયના અને બીજી ખરાબી થવાની અસંભાવના જાણીને હૃદય-પદ્મ સર્વદા વિકસિત રહે છે આસંગલિપ્સાથી બીજી નિકૃષ્ટ પ્રવૃત્તિની મદદ હોવાથી અન્તઃકરણમાં કદી ત્હેવું પ્રીતિનું અમૃતસંચાર અને આનન્દવારિ નિકળી સકતું નથી. હેવી મૈત્રીલાભથી આપણી લોકાનુરાગપ્રિયતા પણ ચરિતાર્થ થાયછે; કારણ હેવા પરમહિતૈષી, ન્યાયવાન્, મર્યાદક

મિત્રના પ્રિય સંભાષણ આદરોક્તિ અને સૌહાર્દ પ્રકાશ અપેક્ષા અધિક અનુરાગ બીજા કોની પાસેથી મળી સકશે? હેવા દુર્લભ મિત્રની બ્હાસ્યથી સૌહાર્દ પ્રકાશ અને અન્તરમાં દ્વેષાનલ પ્રદીપન, સામે મધુરાલાપ અને પછવાડે નિંદાવાદ વાતમાં પરમોપકાર અને કાર્યમાં અવહેલા, એ સર્વ કંઈજ કરવું સંભવતું નથી. ફલતઃ બુદ્ધિ અને ધર્મ જેના મૂળમાં છે, હેવી પ્રીતિ થયાથી અન્તઃકરણ સર્વદા પ્રફુલ્લ રહેછે, સાધુકિરણ-સમ પરમ રમણીય પ્રેમામૃત ત્હેના ઉપર અવિશ્રાન્ત વર્ષણ થાયછે, અને બુદ્ધિવૃત્તિ ધર્મપ્રવૃત્તિ અને બીજી સમસ્ત મનોવૃત્તિ પરસ્પર ઐકયભાવાપન્ન રહીને અપર્યાપ્ત આનન્દ ઉદ્ભાવન કરેછે.

આપણી મનોવૃતિયો કહેવી રીતે સામંજસ્ય થઇ સકે, અને ત્હેનું ફળ શું થાય, તે ઉપલા ઉદાહરણથી સ્પષ્ટ જણાય છે. જે સ્વાર્થી માણસો બુદ્ધિ અને ધર્મ પ્રવૃતિના અનુવર્તી થઇને ચાલતા નથી, તેઓની મિત્રતાને વિશે પહેલાં લખવામાં આવ્યું છે, અને ધર્માપેત મિત્રતાના વિશે આ જગ્યાપર વિવરણ કરવામાં આવ્યું છે. આ બન્નેનું ફળ-તારતમ્ય અને તે'વી બીજી નિકૃષ્ટ પ્રવૃત્તિને વાસ્તે સુખના વિષય પર્યાલોચના કરીને જોયાથી આ નિશ્ચિત જણાય છે કે આ-

પણી મનોવૃત્તિયો પરસ્પર સામંજસ્યજ સુખનું કારણ છે, જે જગ્યાપર કોઈ વૃત્તિની સાથે બીજી કોઈ વૃત્તિનો વિરોધ ઉત્પન્ન થાય તે જગ્યાપર બુદ્ધિવૃત્તિનું અને ધર્મ પ્રવૃત્તિનું પ્રાધાન્ય માનીને તદનુયાયી આચરણ કરવું કર્તવ્ય છે. જે સાધુ માણસ આ નિયમાનુસારે કાર્ય કરેછે, ત્હેને આસન્ન મૃત્યુ પણ વિશેષ ક્લેશદાયક થતું નથી. જે મૃત્યુ શય્યાના ઉપર સૂઇને કહી સકે છે કે મ્હેં આખી ઉમર સુધી યથાસાધ્ય પરોપકાર કર્યો છે, લોકોની સાથે યથોચિત વ્યવહાર કર્યોછે, મનની સાથે પરમેશ્વરની આરાધના કરીછે, આ વખતે પણ તે સર્વ મંગળાલય આનન્દ-સ્વરૂપમાં ચિત્તને સમર્પણ કર્યું છે, તે પ્રાકૃત મનુષ્ય નથી! ત્હેનો મૃત્યુકાળપણ સુખનો કાળ છે, અને મૃત્યુ-શય્યા પણ સુખની શય્યાછે,



# પ્રકરણ ૩ જું.

## મનુષ્યની સુખોત્પત્તિ સંબંધી વિચાર.

મનુષ્યની પ્રકૃતિ અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેના સંબન્ધને વિશે ટૂંકામાં વિવરણ કરવામાં આવ્યું છે, હવે ત્હેની સુખોત્પતિનું મૂળ શોધવામાં આવેછે.

પ્હેલું. ત્હેવું સ્પષ્ટ જોવામાં આવે છે કે શરીર અને મન ન ચલાવ્યાથી સુખનો અનુભવ થતો નથી. શરીર અને મનોવૃતિયોને ચલાવે. તે ત્હેના શિવાય બીજો સુખ મેળવવાનો રસ્તો નથી આ શુભદાયક નીતિ પરમેશ્વરની સાક્ષાત્ આજ્ઞા સ્વરૂપ છે. મનુષ્ય સુપુપ્તના જે'વો આળસુ રહેત તો ત્હેનું જીવતર વૃથા થાત; મનુષ્યનું જીવતર અને વૃક્ષાદિના જીવનમાં કંઈજ વિશેષ રહેત નહિ. તેથી સર્વ પ્રકારે આળસુ રહેવું એ મનુષ્યના સ્વભાવ-વિરુદ્ધ છે. જો કોઈ બાળક ઘરમાં અપૂર્વ પલંગ ઉપ્પર સુકોમળ પથારી ઉપર સુઈ રહ્યું હોય અને ત્ય્હાથી ત્હેના રમતીઆળ બરાબરીઆની રમત સાંભળે અને તેઓ શું રમે છે તે પણ અનુભવ કરી સકે તો તે બ્હાસ્ય આવીને તેઓનો સોબતી થવાને માટે કહેવો આતુર થાયછે? જો ત્હેના માબાપ ત્હેને રોકે તો ત્હેના મનની દુઃખની સીમા ર-

હોતી નથી. હેવી રીતે જો કોઇ મ્હોટો માણસ ઘોરતર દુર્દિનથી ક્રમાગત ૫-૬ દિવસ ઘરથી બ્હાર ન જઈ સકે તો તે પણ વિરક્ત અને અસ્થિર થાયછે, ત્હે-માં સંદેહ નથી, જે સર્વદા પ્રસન્ન ચિત્તથી રહે છે, હેવી વખતે ત્હેનું પણ મુખ અપ્રસન્ન નજરે પડે છે. એટલા માટે, મનુષ્યનો સુખ લાભ કાયિક અને માનસિક પરિશ્રમના ઉપર આધાર રાખે છે કે નહિ, તે જ્યહારે સર્વદા નિશ્ચેષ્ટ રહે છે ત્યહારે તે સારી પેઠે જાણી સકે છે.

આપણે શરીર અને મન ચલાવીને આનન્દ મેળવીશું એ અભિપ્રાયથી પરમેશ્વરે આખા જગતની સાથે માનવ પ્રકૃતિનો ત્હેના ઉપયોગી સંબન્ધ નિરુપિત કરી મૂક્યા છે. ખાધા શિવાય શરીરની રક્ષા થઈ સકતી નથી, તેથી શારીરિક અને માનસિક પરિશ્રમ કરીને અન્ન મેળવવું જોઈયે. પશુઓને જેમ શરીર ઉપર વાળ છે, તે'મ આપણને તાઢ નિવારણને માટે કંઈ સ્વાભાવિક આચ્છાદાન નથી તેથી શરીર અને મનના પરિશ્રમથી વસ્ત્રો તૈયાર કરવા જોઈયે. આપણી મનોવૃત્તિયો પોતપોતાના વિષય લાભને માટે હમેશાં વ્યગ્ર હોય છે, પરન્તુ ચલાવ્યા શિવાય તેઓને ચરિતાર્થ કરવાનો ઉપાય હોતો નથી. એટલા માટે આ-

પણી શરીર અને મનને સારી રીતે પરિશ્રમમાં રાખવું એ પરમેશ્વરનો અભિપ્રાય છે, ત્હેમાં કંઈ સંદેહ નથી. ત્હેના નિયમાનુવર્તી થઈને જેટલા ચાલીશું તેટલા શરીરના અંગ સબળ થશે, મનની વૃતિયો સતેજ થશે, અને અન્તઃકરણ સુખાર્ણવમાં મગ્ન રહેશે.

આપણી જ્ઞાનાભિલાષા ઘણી પ્રબલ હોય છે. જ્ઞાન મેળવું એજ સર્વ બુદ્ધિવૃત્તિનું પ્રયોજન છે, અને કેવળ જ્ઞાનમૃત પાનદ્વારા ત્હેનો ચરિતાર્થ થાયછે. કોઇ સુંદર વસ્તુ જોતાંજ અન્તઃકરણ પ્રફુલ્લ થાય છે, ત્હેના સવિશેષ ગુણાગુણ જાણવાની ઇચ્છા અને ઉત્સાહ થાયછે અને ત્હેનો સ્વભાવ અને પ્રયોજન જેટલો જાણવામાં આવે છે, તેટલો સુખનો ઉદય થાયછે. તે વસ્તુથી આપણો કોઇ સાંસારિક ઉપકાર ન થાય તથાપિ ત્હેનો વિચાર કર્યાથીજ હેવો નિર્મળ આનન્દ અનુભૂત થાય કે ત્હેને માટે શારીરિક અને સાંસારિક ક્લેશ સહન કરીને પણ તે રમણીય જ્ઞાનાલોચનાનો પરિત્યાગ કરી સકતા નથી. એટલા માટે ઇચ્છા કર્યા છતાં ઘણું નિશ્ચેષ્ટ રહેવું સંભવતું નથી. પરમેશ્વરે આપણને સુખ આપવા માટે માનસિક પ્રકૃતિની સાથે બ્હાસ્યની વસ્તુનો જે સંબન્ધ નિરુપિત કરી મૂકયો છે, અને બન્નેને પરસ્પરના

જેવા ઉપયોગી કરી રાખ્યા છે, અને મનોવૃત્તિયોને સચેષ્ટ રાખવાને માટે જેવું કૌશલ કર્યું છે, તેનું આ ગ્રંથના અવતરણમાં ઘણા ઉદાહરણથી દેખાડયું છે. એટલા માટે, મનોવૃત્તિની ચાલનામાંજ સુખાનુભવ થાયછે અને તે સર્વની ચાલના કરવી એ પરમ કારુણિક પરમેશ્વરનો સંપૂર્ણ અભિપ્રાય છે, ત્હેમાં કંઈ સંદેહ નથી.

જો આપણે જન્મ-કાળથી બુદ્ધિવૃત્તિ-નિષ્પાદ્ય સર્વજ્ઞાન મેળવીને જન્મ્યા હોત, અને આપણી મનોવૃત્તિયો પોતપોતાના વિષય ભોગમાં એક વખતેજ ચરિતાર્થ થાત, અને તેઓને ફરી ચાલના કરવાની જરૂર કે સંભાવના ન રહેત તો તે વખતના કરતાં સુખની અલ્પતા શિવાય કદી પણ વધારે રહેત નહિ. જો એક વખત ખાધાથીજ ચિરકાળ પેટ ભરેલું રહેત, અને ભૂખ ન લાગત તો રોજ ભૂખ તરસ શાંતિ કરીને જેમ સુખ મળે છે તેમ ત્હેનાથી એકીવારે વંચિત થાત. ધન-લાભ થયાથી ધન લોભી માણસ આહ્‌લાદિત થાય છે, પરન્તુ તે આહ્‌લાદ થોડા વખતને માટે રહે છે. હાથમાં ધન આવ્યાથી ત્હેની તૃપ્તિ થતી નથી, ત્હેથી તે તરત અધિક ઉપાર્જનને માટે વ્યગ્ર થાયછે. જો લોકો ત્હેને અર્વાચીન

જાણે, પરન્તુ તે માણસ પોતાના સ્વભાવના વશવર્ત્તી થઇને કામ કરેછે. હ્હેની અર્જ્જન-સ્પૃહાવૃત્તિની ચાલનામાં સુખાનુભવ થાય અને કેવળ ધનની શોધ તથા ધનોપાર્જ્જનથી તે વૃત્તિ સવ્યાપાર અ-ર્થાત્ સચલ રહી સકે. એટલા માટે જો આ વૃત્તિ એકીવારે અપર્યાપ્ત વિષય મેળવીને હમેશાં સુષુપ્ત-વત્ વ્યાપાર શૂન્ય રહેત તો માનવવર્ગ હ્હેનાથી ઉત્પ-ન્ન થયલું સુખ ભોગવવામાં કદી અધિકારી થાત નહિં. હેવી રીતે બીજી મનોવૃત્તિયો પણ ઘણી નિશ્ચેષ્ટ થ-ઇ રહ્યાથી હાલ તેઓને પુનઃપુનઃ ચરિતાર્થ કરીને પ્રચુર સુખ ભોગવિયે છિયે, તે આપણા ભાગ્યમાં થા-ત નહિં. હેવું થયાથી એક વેળાએ આપણી મનશ્ચેષ્ટા નો અન્ત આવત, આપણી પ્હેલી ચેષ્ટાનોજ છેડો આવત, થોડી મુદતમાં સર્વે વસ્તુ જૂની જણાત. કો-ઈ વિષયમાં અજાયબી રહેત નહિ, કોઇમાં પણ ઉ-ત્સાહ થાત નહિ, અને કોઈ વિષયમાં આશાવૃત્તિ સં-ચરણ કરત નહિ. હાવો જે પરમ સુંદર વિચિત્ર સં-સાર તે પણ ઘણો નીરસ જણાત. એટલા માટે, પ-રમેશ્વરે જે વ્યવસ્થા કરી મૂકી છે, તેજ સર્વેથી શ્રે-ષ્ઠ છે; હ્હેના ઉપર કોઇને કહેવાની જરૂર પડતી ન-થી. જે'વી મનોવૃત્તિયો ઉત્પન્ન કરી છે, તે'વા તેન

ઉપયોગી વિષય સર્વ આપ્યા છે. આ સર્વ વિષયની જરૂર સમજીને ત્હેને યથોચિત કામમાં આણ્યાથી ઈ-ષ્ટ લાભ અને આનન્દનો સંચાર થાય છે, અને ત્હે-ના વિરુદ્ધાચરણ કર્યાથી અનિષ્ટ બને છે અને દુઃખ-ખની ઉત્પત્તિ થાય છે. પરમ મંગળાલય પરમેશ્વરે તેઓના ગુણાગુણ શોધવાનો ભાર આપણી ઉપર સ-મર્પણ કરીને આપણી મનોવૃત્તિયોને સદા સવ્યાપા-રમાં રાખવાનું કહેવું સુન્દર કૌશલ કર્યું છે!

પૃથ્વીમાં ઘઊં વગેરે અનાજ ઉત્પન્ન થાય છે, અ-ને ત્હેનાથી માનવ દેહની પુષ્ટિ થાય છે, પરન્તુ તે નિસ્તુષ અને સારી રીતે ન થયાથી સુસ્વાદુ, સુજીર્ણ અને બલાધાયક થતું નથી. પરન્તુ એ સર્વ તૈયાર ક-રવું હોય તો શરીર અને મન પરિચાલન કરવું જો-ઇયે. એટલા માટે, જગદીશ્વરે જે વેળાએ અનાજ ઉત્પન્ન કરીને ત્હેના યોગ્ય ગુણ આપ્યા, અને માન-વ શરીરને તન્નિષ્ટ ધર્મ અને શક્તિથી તે તૈયાર ક-ર્યા છે, તે વેળાએ ઘઊં વગેરેની સાથે માનવ દેહનો પરસ્પર સંબન્ધ અને બન્નેની પરસ્પરની ઉપયોગિતા નિરૂપણ કરી મૂકી છે, અને આપણે કાયિક તથા માનસિક પરિશ્રમથી જ્ઞાન લાભ અને સુખ સંભોગ કરીશું, તે વેળાએ ત્હેનો પણ આરંભ કર્યો હતો.

પૃથ્વીમાં ઘણા ઝેરવાળા ઝાડો છે, ત્હેનાં ફૂલ, મૂળ, પત્રાદિ થોડાં વ્યવહાર કર્યાથી રોગની શાન્તિ થાય છે, પરન્તુ વધારે ખાધાથી પ્રાણ જાય છે, હેમાં ગનુષ્યની બુદ્ધિવૃતિયોની પણ ઉત્તમ રીતે ઉપયોગિતા રહેલી છે. કારણ બુદ્ધિવૃતિયો સાવધાનતાથી ઝેરવાળા પદાર્થના ગુણ પ્રકાશ કરવામાં સમર્થ થયાથી મનુષ્યનું મંગળ કરે છે. જેણે મનુષ્યના શરીરને રોગવાળું કર્યું છે, ત્હેનેજ ત્હેના ઉપયોગી ઔષધ ઉત્પન્ન કરીને સર્વત્ર ફેલાવી રાખ્યું છે, અને ત્હેના ગુણ નિરુપણને માટે ત્હેના લાયક મનોવૃતિયો આપી છે. તેથી તેઓને ત્હેના વિષયમાં ચલાવવી એ પરમેશ્વરનો સમ્યગ્ અભિપ્રાય છે, ત્હેમાં કંઇ સન્દેહ નથી.

પાણી ગરમ કર્યાથી વરાળ થાય છે. તે વરાળની આશ્ચર્ય જનક શક્તિથી વરાળ યંત્રનું કાર્ય ચાલીને અત્યદ્દ્ભુત વ્યાપાર બનેછે. વરાળ તરણી અર્થાત્ સ્ટીમર કેવી રીતે પ્રબલ વેગથી દોડીને છ મહીનાનો રસ્તો એક મહીનામાં લઇ જાય છે, તે વિશે સઘળાઓ જાણે છે. પરમેશ્વરે સૃષ્ટકાલમાંજ તે સર્વ અદ્દ્ભુત બનાવના શુભ આરંભનો સંચાર કર્યોછે, અને મનુષ્યની બુદ્ધિવૃત્તિયો તે બનાવવાને ઉપયોગી કરીને પાણી તથા અગ્નિનો સ્વભાવ અને તેઓના પરસ્પર સંબન્ધ શોધ-

વાનો ભાર ત્હેના ઉપર સોપ્યો છે. જ્યહારે બુદ્ધિ ચાલનાની સાથે સાથે મનમાં વિમળ આનન્દ અનુભૂત થાયછે, અને ત્હેને માટે ચાલના પણ કરી સકાય છે તે સિદ્ધ થયાથી સુખની વૃદ્ધિ થાયછે, ત્યહારે જરૂર માનવું પડશે કે પરમ કારુણિક પરમેશ્વરે આપણા હિતને માટે હાવું કૌશલ પ્રકાશ કર્યુંછે।

કઈ જમીન શર્કરા, કઈ રેતવાળી, કઈ કઠણ, કઈ પંકિલ, કઈ ઊંચ્ચી કે નીચી, એ ત્હેના સર્વ દોષ જાણીને ત્હેના કારણ શોધીને ત્હેને દૂર કરવાનો ઉપાય કરવામાં આવેછે, અર્થાત્ ચીકડવાળી જમીનને સૂકી કરવાને માટે સખ્ત માટી નાખવી, અનુર્વરા જમીનને રસાળ કરવાનો ઉપાય અવધારણ કરવો એ આપણી બુદ્ધિવૃત્તિનું કાર્યછે. જે સર્વ નરજાતિ બુદ્ધિવૃત્તિ ચલાવીને જમીનનો ગુણ, ઉત્પાદિકા શક્તિ અને પાણી તથા અનાજની સાથે ત્હેનો સંબન્ધ નિરુપણ કરેછે, અને નિરાલસ્ય થઈને જમીનના દોષ સુધારવાને માટે અને ખેતીનું કામ કરવાને માટે માનસિક શક્તિયો ચલાવેછે, તેઓને પ્રચુર અન્ન મળેછે, સ્વદેશની ભૂમિ દોષ વર્જ્જિત થયાથી શરીરની સુખાકારી થાયછે, અને મનોવૃત્તિ ચાલના કર્યાથી અન્તઃકરણ સર્વદા પ્રસન્ન તથા પ્રફુલ્લ રહેછે. અને જેઓ આળસ્યના વશીભૂત

થઇને ત્હેનું કામ કરતા નથી, તેઓ ત્હેનું ફલ સ્વરૂપ તાવ, કંપવા અને બીજા ઘણા ક્લેશકારક રોગથી આક્રાન્ત થાયછે, હમેશાં અન્ન વસ્ત્ર વિના ક્લેશ ભોગવે છે અને કોઈ કોઇવેળાએ અનાજ ઉત્પત્તિમાં વ્યાઘાત પડ્યાથી અન્નાભાવે મુએલા જેવા થઇ જાયછે. આ ક્લેશ તેઓએ ઉપદેશ સ્વરૂપ જાણવો જોઈએ. તેઓ કર્ત્તવ્ય કર્મમાં અવહેલા કરીને સુખ સંભોગમાં વંચિત થાયછે, તે જાણવાને માટે જગદીશ્વરે હેવી જગ્યાપર દુ:ખ લગાડેલુંછે. જ્યહારે તેઓ પરમેશ્વરના નિયમાનુવર્ત્તી થઇને ઉપર કહેલી રીતે શરીર અને મનની ચાલના કરશે, ત્યહારેજ દારુણ દુ:ખના કઠોર હાથથી છુટીને સુખી થશે.

સમુદ્રનું અગાધ પાણી, પ્રબલ હવા, ભીષણ તરંગ આ સર્વ આપતત: દૂર દેશ જવા આવવાને હરકતવાળા જણાય છે. પરન્તુ પાણીની સાથે લાકડાનો સંબન્ધ અને પાણી–પ્લુત વસ્તુની સાથે વાયુનો સંબન્ધ નિરુપણ કરીને અને વરાળની અદ્ભુત શક્તિનો વિચાર કરીને મનુષ્યો હમણા સાગરના પાણી ઉપર મ્હોટાં મ્હોટાં વ્હાણ તરતા કરીને દેશદેશાન્તર જાયછે. પરમેશ્વરે કોઈ વખતે મનુષ્યમાં અને ત્હેના સંબન્ધવાળા બ્હાસ્યના પદાર્થમાં સર્વે ગુણ સંસ્થાપન કર્યાછે, પ-

રન્તુ આપણી બુદ્ધિ વૃત્તિની સ્ફૂર્તીથી એ સર્વ ધીરે ધીરે જાણિયેછિયે અને ત્હેના યોગે સંસારની સુખવૃદ્ધિ કરીયેછિયે. પરમેશ્વરે આપણી મનોવૃત્તિયોને સર્વદા સવ્યાપારમાં રાખવાને માટે પરમોત્કૃષ્ટ કૌશળ પ્રકાશ કરીને બ્હાસ્યની વસ્તુની સાથે તેઓનો હેવો શુભકર સંબન્ધ મુકરર કરી મૂક્યોછે, એ આપણે કેવળ હમણાંજ જાણિયેછિયે. હમણાં સ્ટીમર પૃથ્વીના અતિ દૂરના દેશોને પરસ્પર ઘણા પાસે કરેછે, બલુન યંત્રની મદદથી ભૂમંડલના માણસ ગગન-મંડળમાં ઉડેછે, અને દુરબીન ઉચા નક્ષત્ર–મંડળની ખબર એક પળમાં આ અધોલોકમાં લાવેછે. તે સર્વ પ્હેલાં અજ્ઞાત હતાં. પૃથ્વીના સર્વ ભાગમાં હેવા વિચિત્ર પદાર્થ છે, તેઓનું પરસ્પર સામંજસ્ય, અને પરમાશ્ચર્ય કૌશળ અવ્યક્ત રહેલું છે, તે પ્રકાશ કરવાને માટે અસાધરણ–ધી શક્તિ–સંપન્ન મનુષ્યોનો ઉદય થવાની અપેક્ષા છે. જગદીશ્વરે સૃજન કરતી વેળાએ સમસ્ત સંકલ્પ કર્યા છે, અને આપણી માનસિક પ્રકૃતિ અને ત્હેના સંબન્ધી બ્હાસ્યની વસ્તુઓને ત્હેને ઉપયોગી કરીને ઉત્પન્ન કરી છે. તે પરમ મંગળાલય છે, ત્હેના યોગે જે કંઈ ઉત્પન્ન થાયછે તેજ મંગળદાયક છે. ત્હેણે જ્યહારે આપણું સુખ-સંચાર શરીર અને મનને મ્હે-

નતના આધીન કર્યું છે, ત્હારે ત્હેના અનુયાયી વ્યવહાર નિશ્ચિત શુભદાયક છે, અને અતિશય આગ્રહ પ્રકાશ કરીને ત્હેમાં પ્રવૃત્ત રહેવું ઉચિત છે.

બીજું. સઘળી મનોવૃત્તિને પરસ્પર સંપૂર્ણ રીતે સંમંજસીભૂત કરીને ચરિતાર્થ કરવી કર્ત્તવ્ય છે, નહિંતો આ સંસારમાં જે પ્રમાણે સ્થાયી સુખ ભોગવાની સંભાવના છે તે પ્રમાણે સંપન્ન થનાર નથી. કેવળ ધન અથવા યશોલાભજ જીવનનું કાર્ય સાર જાણીને તે ઉપાર્જ્જનમાં આયુષ્ય ક્ષય કર્યાથી ભક્તિ, ઉપકાર કરવાની ઈચ્છા, અને ન્યાયપરતા વૃત્તિને તૃપ્ત કરી સકાતી નથી, તેથી અન્તઃકરણ સર્વે પ્રકારે સુખી થઇ સકતુ નથી. પરન્તુ જ્ઞાનાનુસન્ધાન પૂર્વક આપણા પ્રત્યે, આત્મીયના પ્રત્યે, સ્વદેશના પ્રત્યે, સમસ્ત મનુષ્ય વર્ગના પ્રત્યે, અને પરમેશ્વરના પ્રત્યે જે'વો વ્યવહાર કરવો. કર્ત્તવ્ય છે તે કર્યાથી, સમસ્ત મનોવૃત્તિ ચરિતાર્થ થઈને ધન, માન, ખ્યાતિ અને શારીરિક સુખાકારી વગેરે વિવિધ ફળ દેછે, અને અન્તઃકરણ સર્વદા સ્થિર સુખને પ્રાપ્ત થઇને પરમ સુખી થાયછે.

ત્રીજું.. મનુષ્યની સુખ-સ્વચ્છંદતાને બદ્ધ-મૂળ કરવી હોય તો, ત્હેની સર્વે મનોવૃત્તિ પરસ્પર સમંજસીભૂત રાખીને જેવો ઉપદેશ આપે ત્હેની સાથે

બ્હાર્યની વસ્તુ વિષયના નિયમનું ઐક્ય રાખવું જોઈયે, અને બુદ્ધિ જેનાથી બન્નેના સ્વરૂપ અને પરસ્પરનો સંબન્ધ નિરુપણ પૂર્વક ભ્રમ-પ્રમાદ વગરની થઇને સારે માર્ગે જઈ સકે ત્હેનો ઉપાય કરવો કર્ત્તવ્ય છે. વસ્તુતઃ પરમેશ્વરે હેવુંજ કરી મૂક્યું છે. ત્હેણે માનવ પ્રકૃત્તિની સાથે જગતના સર્વ નિયમનું ઐક્ય કરીને આપણી સુખોન્નતિ કરવામાં સુન્દર ઉપાય નિરધારણ કરી રાખ્યોછે, ત્હેણે આપણી બુદ્ધિવૃત્તિ અને બીજી સઘળી મનોવૃત્તિને આ લોકને લાયક કરી છે. ત્હેણે તે સર્વ શુભવૃત્તિને વિશ્વરાજ્યના નિયમ નિરુપણ પૂર્વક ત્હેને અનુસરીને કાર્ય કરીને સુખ ભોગવવામાં શક્તિ આપી છે. આપણે જ્યહારે ત્હેની પૂર્ણાવસ્થા કરવાને સમર્થ થઈને તેઓને યથા યોગ્ય નિયોગ કરી સકીશું, ત્યહારેજ ચરિતાર્થ થઇશું. એટલા માટે, આપણે જેટલું જ્ઞાન મેળવાશું અને યથા નિયમથી શારીરિક અને માનસિક શક્તિયોની જેટલી ચાલના કરીશું, તેટલું વિશ્વ-સ્રષ્ટાનું જ્ઞાન અને કરુણાનું અશેષ નિદર્શન પામતા રહીશું, ત્હેમાં કંઈપણ સંદેહ નથી.



# પ્રકરણ ૪ થું.

## પ્રાકૃતિક નિયમાનુયાયી વ્યવહારરાખવાની રીતિ.

મનૂષ્યની પ્રકૃતિ અને ત્હેની સુખોત્પતિના વિશે જે વિવરણ કરવામાં આવ્યુછે, ત્હેને અનુસરીને શરીર અને મનના નિયોગ વિશેમાં પછવાડે લખેલા અથવા ત્હેના જેવાં કોઇ વ્યવહારની રીતે કલ્પના કરી સકાય છે.

પ્હેલું—તંદુરસ્ત માણસોએ શરીર સંચાલનને માટે રોજ કેટલાક કલાક ત્હેના ઉપયોગી પરિશ્રમ કરવો જોઇએ. આ પરમ કલ્યાણકર નિયમ પાળ્યાથી શરીર સારૂં રહેછે, બલ અને વીર્ય વધેછે તથા શરીર હલકુ થયાથી અન્તઃકરણ પ્રફુલ્લ રહેછે.

બીજું.—બ્હાસ્યની વસ્તુના ગુણ, તેઓનો પરસ્પર સંબન્ધ, અને પ્રાણિઓનો સ્વભાવ તથા ભિન્ન ભિન્ન વસ્તુની સાથે ત્હેનો સંબન્ધ નિરુપણ કરવા દરરોજ કેટલાક કલાક અવિશેષ ધ્યાન લગાડીને બુદ્ધિવૃત્તિને ચલાવવી જોઇયે. માનોવૃત્તિને ચલાવ્યાથી પ્રબલ સુખનો પ્રવાહ પ્રવાહિત થાયછે, અને દરેક નિરુપિત તત્વ

લોકોના દુ:ખનો-હ્રાસ અને સુખવૃદ્ધિના પ્રતિકારણ થાય છે, એ ઉદ્દેશ રાખીને જ્ઞાનની આલોચના કરવી. એ નિશ્ચય સમઝી રાખવું કે દરેક બ્હાસ્યની વસ્તુની સાથે આપણી શારિરીક અને માનસિક પ્રકૃતિનો સંબન્ધ નિરુપણ કરવો, અને પરમેશ્વરે આપણને સુખ આપવાને માટે તે સઘળા સ્વભાવિક સંબન્ધને બંધન કરી મૂક્યા છે ત્હેને સમઝવા, એ આપણા જ્ઞાનાભ્યાસનું એક પ્રધાન પ્રયોજન છે. હેવો જ્ઞાનાભ્યાસ કર્યાથી ઘણી મનોવૃત્તિ ચરિતાર્થ થશે, અને હેવા અનુષ્ઠાનથી અભ્યાસની વેળાએ સુખાનુભવ થશે, અને જ્ઞાન-વૃક્ષના ફલ-ભોગ કરવાની શક્તિની વૃદ્ધિ થશે. એજ આપણું યથાર્થ ઇનામ છે.

હેના સિવાય બીજા નાના પ્રકારનાં વિજ્ઞાનશાસ્ત્રમાં અને શિલ્પ તથા વિષય કાર્યમાં બુદ્ધિવૃત્તિ ચલાવવી જોઇયે

ત્રીજું—થોડાક કલાક ધર્મ વિષયક પ્રવૃત્તિયોને સંચાલન કરીને ચરિતાર્થ કરવી જોઈયે. તેઓને માર્જિત બુદ્ધિથી ચાલના કરવી, ત્હેનાથી પરમાશ્ચર્ય સ્વરૂપ પરમેશ્વરના પ્રતિ શ્રદ્ધા અને ભક્તિ પ્રકાશ કરવી, ત્હેના અપાર મહિમાની પ્રશંસામાં ચિત્ત સમર્પણ કરવું, અને ત્હેની આજ્ઞાવહ થઇને ત્હેના નિયમ પ્રતિ-

પાલનની આવશ્યકતા જાણવી એ સર્વ પ્રકારે વિધેય છે. આ છેલ્લો કહેલો વિષય ઘણો મ્હોટો અને પરમ કલ્યાણદાયક છે. આપણી બુદ્ધિવૃત્તિ ગમે એટલી વર્દ્ધિત થઇ હોય પરન્તુ તે ધર્મપ્રવૃત્તિથી નિયોજિત અને ઉત્સાહિત ન થઈ હોય તો ત્હેનું સુમિષ્ટ ફલ મળતું નથી. વિદ્યારત્ન મહાધન છે ખરૂં, પરન્તુ ધર્મરૂપ ચંદ્રના પ્રકાશ શિવાય ત્હેની પરમ રમણીય અનિર્વચનીય શોભા પ્રકાશિત થઈ સકતી નથી. કેવળ બુદ્ધિવૃત્તિને પૂર્ણ કર્યાથી મનુષ્યનો પરમ પુરુષાર્થ સિદ્ધ થતો નથી; ધર્મપ્રવૃત્તિયોને ચલાવીને બુદ્ધિથી નિકળેલાં તત્વનું અનુષ્ઠાન કરવું અને તેથી નિકળેલા નિયમો પાળવા એ ઘણું જરૂરનું છે. જ્યહારે આ અખિલ બ્રહ્માંડ એક સુકૌશળવાળું યંત્ર સ્વરૂપ છે. અને એક અદ્વિતીય પરમેશ્વરજ ત્હેનો સ્રષ્ટા તથા પાતા છે, ત્યહારે એ અવસ્ય અનુભવ સિદ્ધ થાય છે કે આ જગતના સર્વ અંશનું પરસ્પર અતિ સુંદર સામંજસ્ય છે, અને હેની સાથે ઈશ્વરનું સ્વરૂપનું પણ ઐક્ય છે. મનુષ્યનું મન પણ આ અસીમ વિશ્વનું એક બિંદુ છે ખરૂં, પરન્તુ આખા જગતની સાથે ત્હેનું પણ અવશ્ય સામંજસ્ય છે. વિશ્વકાર્યની પર્યાલોચના કરીને વિશ્વાધિપના અભિપ્રાયને નિર્ણય કરવો અને ત્હે-

ના અનુયાયી કાર્ય કરવાં એ આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિનું પ્રધાન પ્રયોજન છે.

વિદ્યા અને ધર્મનું પરસ્પર અનૈક્ય સમજવું ઉચિત નથી. વિદ્યાની જ્યોતિથી જે સમસ્ત યથાર્થ તત્વ પ્રકાશિત થાય છે તે સાક્ષાત્ પરમેશ્વર-પ્રણીત છે. આ પ્રત્યક્ષ પરિદૃશ્યમાન વિશ્વરૂપ ધર્મશાસ્ત્રની આલોચનાદ્વારા સઘળા તત્વ નિરુપિત થાય છે, અને જે સઘળા નિયમ મુકરર થાય છે ત્હેજ યથાર્થ ધર્મ છે. પરમેશ્વરજ આપણો પરમ આચાર્ય છે અને આ અચિન્ત્ય વિશ્વકાર્યજ આપણું પરમ શાસ્ત્ર છે. આ શાસ્ત્રમાં ભૂલ્ય નથી, પ્રમાદ નથી, અને કોઇ રીત્યનું અવૈધ વિધાન રહેવું પણ સંભવતું નથી.

જેણે આપણી બુદ્ધિ ઉત્પન્ન કરી છે, ત્હેણેજ ધર્મપ્રવૃત્તિ આપી છે, એટલા માટે તેઓમાં પરસ્પર અનૈક્ય રહેવું કદી પણ સંભવતું નથી. પરમેશ્વરે તેઓમાં પરસ્પર સુન્દર સામંજસ્ય રાખ્યું છે, તે કેવળ આપણી મૂર્ખાઇથી તેઓમાં પરસ્પર અનૈક્ય થયું છે. મનુષ્યોએ જ્ઞાનોપદેશ અને ધર્માનુષ્ઠાન વિષયમાં હમેશાં બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિની ચાલના કરવી કર્ત્તવ્ય છે. તો તેથી હૃદય-ભંડાર જ્ઞાન-રત્નથી પરિપૂર્ણ થશે, અને સર્વે પરસ્પર નિમલ આનંદ આ-

પીને પ્રચુર સુખ. મેળવશે. જેનું ચિત્ત પરમ મંગળાકર પરમેશ્વરની ભક્તિ-રસમાં આર્દ્ર છે, અને ત્હેના પરમ કલ્યાણકર વિશ્વકૌશલના જ્ઞાનમાં પૂર્ણ છે, અને મનુષ્યવર્ગનું સુભ કરવામાં અનુરક્ત રહીને તેઓના પ્રીતિ-જળમાં મગ્ન થઈ રહેલું છે, તે ધર્મપરાયણ, પરમ દયાવાન્, શાન્ત સ્વભાવ, સચ્ચરિત્ર, સાધુ માણસની સોબતમાં જે એક દિવસ અથવા એક પળ પણ ગાળે છે, તે તરતજ નિર્મળ અનુપમ સ્થિર સુખ ભોગવેછે, તે સુખ અનિર્વચનીય છે. વિશેષતઃ હેવા અનુષ્ઠાનમાં લાગ્યાથી આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિયો વધારે ને વધારે પ્રબલ થશે, અને જગદીશ્વરનો નિયમ નિરુપણ અને પ્રતિપાલન કરવાની શક્તિ વધ થશે.

હજી સૂધી આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિના વિશે વિશેષ કંઇ કહ્યું નથી, પરન્તુ તેઓનું વૃત્તાન્ત એક રીતે ઉપર લખેલા પ્રકરણોના અન્તર્ભૂત રહેલું છે. અંગ ચાલનાની પ્રયોજન-સ્થાપનામાં જિઘાંસા, પ્રતિવિધિત્સા, નિર્મિત્સા, અર્જ્જન સ્પૃહા, આત્માદર અને લોકાનુરાગ પ્રિયતા વૃત્તિ વિશે એક પ્રકારે સિદ્ધ થયું છે, કારણ મનુષ્ય એ વૃત્તિયોના વશીભૂત થઈનેજ અંગ ચાલના કરે છે. સાંસારિક વિઘ્ન દૂર કરવું હોય તો જિ-

ધાંસા અને પ્રતિવિધિત્સા વૃત્તિ ચરિતાર્થ થાય છે. બલસાધ્ય શિલ્પ કર્મ કરવું હોય તો આ બે વૃતિ અને નિર્મિત્સા તથા અર્જ્જનસ્પૃહાની ચાલના કરવી જોઈયે. જિગીષા દ્વારા અર્થાત્ વધારે શુભ સાધનમાં કિયો માણસ સમર્થ નહિં થાય? હેવી પ્રતિજ્ઞા પૂર્વક કાર્યાનુષ્ઠાનદ્વારા આત્માદર અને લોકાનુરાગપ્રિયતાની વૃત્તિ ચરિતાર્થ થાય છે. ત્હેનાથી ઉલટું બુદ્ધિ અને ધર્મ-પ્રવૃત્તિ ચાલનાથી પણ ઉપર કહેલી કેટલીક પ્રવૃત્તિ અને બીજી નિકૃષ્ટ પ્રવૃત્તિયોની ચાલના થાય છે. કામ, અપત્ય-સ્નેહ, આસંગલિપ્સા, બુદ્ધિવૃત્તિ અને ભક્તિ, ઉપચિકીર્ષાદિ ધર્મ-પ્રવૃત્તિના તાબે રહ્યાથી સંસારાશ્રમ પરમ રમણીય સુખધામ થઈ પડે છે નિકૃષ્ટ પ્રવૃત્તિયોને ઉપર કહેલી પ્રધાન પ્રધાન વૃત્તિને વશીભૂત કરીને યથા નિયમથી ચાલના કરવી એ કોઇ રીતે અધર્મ મૂલક નથી. નિકૃષ્ટ પ્રવૃત્તિની પ્રબલતા દ્વારા પાપનો સંચાર થઇ સકે છે હેવું જાણીને ત્હેનો ઉચ્છેદ કરવો એ કદાપિ પરમેશ્વરનો અભિપ્રાય નથી. "તેઓને વશીભૂત રાખો, પરન્તુ કદાપિ પણ તેઓને વશીભૂત થાવ નહિ", એજ ત્હેનું શાસન છે. અધર્મને વશ થવાથી અથવા ધર્મની ભૂલ્યથી હેનું અન્યથાચરણ કર્યાથીજ દુઃખ છે. એટલા માટે જેઓ

ઈન્દ્રિયના ઉચ્છેદ સાધનને ઈન્દ્રિય સંયમ કહીને ઇન્દ્રિય દ્વારા રોકવાનો યત્ન કરે છે, સાંસારિક કાર્ય કરવામાં વિમુખ થઇને સંસારાશ્રમ છોડે છે, તેઓ પરમેશ્વરની આગળ અપરાધી થઈને અશેષવિધ સુખ ભોગવવામાં વંચિત થાય છે. વિશ્વ-નિયંતાનો નિયમ પાળવામાંજ ધર્મ છે અને સુખ છે, અને હેના નિયમ ઉલ્લંઘનમાંજ અધર્મ અને દુઃખ છે.

ચોથું—ખાવાપીવામાં, સુવામાં, ખુશી ખુશાલીમાં થોડોક કાળ ગાળવો જોઈયે.

ખુશી ખુશાલી, હસવામાં, કૌતુકમાં થોડો કાળ ગાળવો એ કંઈ ખરાબ કામ નથી, ઉલટું ઘણું ઉપકાર જનક છે. તેથી શરીર સુસ્થ અને મન પ્રસન્ન રહેછે. હમેશાં એક વૃત્તિને ચલાવ્યાથી થાકી જવાયછે. એટલા માટે જગદીશ્વરે આપણને ઘણી જાતની વૃત્તિ આપીને નાના પ્રકારના સુખ ભોગવવાના અધિકારી કર્યાછે. જ્યહારે આપણને સંગીત-રસાસ્વાદને માટે સ્વરાનુભાવકતા અને કાલાનુભાવકતા વૃત્તિ મળી છે, અને જ્યહારે ચિત્રમય પ્રતિરૂપ તથા પાષાણ નિર્મિત પ્રતિમૂર્ત્તિ તૈયાર કરવાને માટે અનુકરણ કરવાની વૃત્તિ, વર્ણાનુભાવકતા, આકારાનુભાવકતા વગેરે વૃત્તિ મળી છે, ત્યહારે તે વિષયને બનાવવામાં ઉ-

પલી વૃત્તિયો લગાડવી એ કોઇ રીતે યુક્તિ વિરુદ્ધ નથી- એટલુંતો છે કે ત્હેની સાથે દુષ્પ્રવૃત્તિને મેળવવી એ નિઃસંદેહ દૂષણીય છે. જે વ્યાપાર જોયાથી નિકૃષ્ટ પ્રવૃત્તિ ઉત્તેજિત થાય અને જે જોયાથી બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિની વૃદ્ધિ થાય, હેવી રીત્યની બે જાત્યની તસબીર થઈ સકેછે. જે કાનમાં ગયાની કામ રિપુ પ્રબળ થાય, અને જે શ્રવણ કર્યાથી ધર્મ ઉપર વિશ્વાસ અને પરમેશ્વર ઉપર પ્રીતિ થાય. હાવી બન્ને રીત્યના તાલમાન, રાગ, રાગિણીથી ગીત થઈ સકેછે. ત્હેમાંથી જે'ની નિકૃષ્ટ પ્રવૃત્તિ પ્રબળ હોય, તે ત્હેના ઉપયોગી વિષય દર્શન કરવાને અને સાંભળાને ચ્હાયછે, અને જે'ની બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિ બળવતી હોય છે તે સર્વ વૃત્તિ જેથી ચરિતાર્થ થાય, ત્હેનીજ વાંચ્છા કરેછે, જે દેશના લોકો અશ્લીલ-અકથ્ય-વિષય જોવામાં, સાંભળવામાં અને ઉચ્ચારણ કરવામાં લજ્જાયમાન થતા નથી તેઓની નિકૃષ્ટ પ્રવૃત્તિ ઘણીજ તેજસ્વિની છે, ત્હેમાં કંઈપણ સંદેહ જણાતો નથી. આપણા દેશમાં કેટલી રીત્યના અતિ ખરાબ નાચ અને ગીત પ્રચલિત જોવામાં આવે છે, તે જનસાધારણની નિકૃષ્ટ પ્રવૃતિ પ્રબળ ન હોત તો કદી પ્રચલિત થાત નહિં. પરન્તુ કુપ્રવૃત્તિવાળા નાચ ગીતનો નિષેધ જા-

ણીને જ્ઞાન વર્દ્ધક અને ધર્મ પ્રવર્ત્તક પવિત્ર ગાયન કોઈ રીતે અશ્રાવ્ય થનાર નથી.

જ્ય્હારે જગદીશ્વરે આપણને ખુશી ખુશાલી, હસવું, કૌતુક આદિને ઉપયોગી નાના પ્રકારની વૃત્તિ આપી છે, અને જ્ય્હારે તે વૃત્તિયોને સંચાલન કર્યાથી શરીરની સુખાકારી તથા માનસિક સુખ ઉત્પન્ન થાયછે, ત્ય્હારે ત્હેમાં થોડો કાળ ગાળવો એ ત્હેનું અભિપ્રેત જાણીને માનવું જોઇયે. તોપણ એટલું તો કહેવું જોઇયે કે ત્હેમાં પાપને સાહચર્ય રાખવું એ નિંદનીય છે, તેમાં સન્દેહ નથી.

આ જગ્યાપર મનુષ્યનાં સુખ સંપાદક બીજા એક વિષય ઉપર વિચાર કરવો આવશ્યક છે. દરેક મનુષ્યનું સુખ પોતાની સમાજના આચાર વ્યવહાર, મત અને ધર્મના ઉપર હેવી રીતે આધાર રાખેછે કે, સર્વ લોકો ત્હેના મતાવલંબી ન થયાથી અને ત્હેના અનુયાયી કામ ન કર્યાથી, તે આ લોકમાં પોતાનું જ્ઞાન અને ધર્મનું ફળ મેળવી સકતો નથી, ઉલટું ઘણીક જગ્યાપર ત્હેનું તે જ્ઞાન અને ધર્મનું અનુષ્ઠાન ત્હેના ક્લેશનું કારણ થઇ પડેછે, લોકો ત્હેની મર્યાદા સમજી સકતી નથી, તેથી સમાદર પણ કરતા નથી. અંધકારમાં રહેવાના તેઓનો એક રીત્યનો અભ્યાસ થઇ

ગયલો હોય છે, ત્હેનાથી સૂર્યની જ્યોતિ સહન થઇ સકતી નથી. તેઓ સ્વપ્નાને સત્ય જાણેછે અને જાગૃત કાલના ખરા બનાવનું સ્વપ્નુ સમઝે છે પુષ્કળ અસાધારણ–બુદ્ધિ પરમ સાધુ મહાત્માઓએ પણ સ્વદેશના દુર્દ્ધત્ત મૂર્ખોના જુલમથી અશેષ ક્લેશ તથા દુ:શય યંત્રણા ભોગવીછે. અને કોઈ કોઇ તો મૃત્યુના ગ્રાસમાં પણ પડ્યા છે. આ જગાપર રાજા રામમોહનરાયને કોણ સ્મરણ ન કરશે? ઈટાલીમાં સુપ્રસિદ્ધ પંડિત ગાલિલયોએ પૃથ્વીને સચલ કહ્યાથી, રોમ નગરની ખ્રિસ્તીઓની સભાના પ્રમુખોએ ત્હેને કેદખાનામાં બંદીવાન અને દેશનિકાલ કર્યો. બીજા દેશોમાં હેવા ઘણાક બનાવ બન્યા છે તે આ દેશના ઇંગ્લંડીય ભાષાધ્યાયી માણસો સવિશેષ જાણે છે. હાલ તેઓ પોતે આ વિષયના ઉદાહરણ–સ્થળ છે. તેઓમાંથી ઘણાક માણસો સાંસારિક આચાર વ્યવહારાદિનું યથાર્થ તત્વ જાણીને અને સુખ સૌભાગ્યના ઘણાક ઉપાય નિરુપણ કરીને પણ લોક-ભયથી તે કરવાને પરાઙ્‌મુખ્ય થાય છે. એટલા માટે, ધર્મને માટે અને સ્વાર્થને માટે સ્વદેશીય લોકને વિદ્યા આપવી અને તેઓના સુખ–લાભનો યથાર્થ માર્ગ દેખાડવાને યત્ન કરવો ઉચિત છે. પોત પોતાના નિત્ય કર્મ

સંપૂર્ણ કર્યા પછી થોડોક કાળ બાકી રહે તે જન-મંડળના સુખોન્નતિના ઉપાય યોજવામાં ગાળવો એ ઘણું શ્રેયઃકારક છે. જ્યારે માણસની સુખોત્પત્તિ બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિના પ્રાધાન્યના ઉપર સારીપેઠે આધાર રાખે છે, ત્હારે જ્ઞાનવાન્ તથા ધર્મ-નિષ્ઠ માણસ તે'વા ઉત્કૃષ્ટ સમાજસ્થ ન થયાથી કદાપિ સુખી થઈ સક્તા નથી. જે જગ્યાપર સાધારણ માણસો અન્યાયથી ધન એકઠું કરીને ઘણો ખર્ચ કરીને નામ અને આબરૂ મેળવે છે ત્હાં એક બે પરમ ન્યાયવાન્ ધર્મશીલ હોય તો તેઓને ઉદરાન્ન પણ મળવું મુશ્કેલ થઇ પડેછે. હેવું દુર્ભાગ્ય આપણા દેશની અવસ્થા જોયાથીજ જણાય છે.

આ ગ્રંથમાં જે સમસ્ત પરમ મંગળદાયક તત્વનો પ્રકાશ કરવામાં આવ્યો છે, તે જો અપર સાધારણ લોકો માને, જો રાજા ત્હેને અનુસરીને નિયમ સ્થાપન કરીને રાજ્ય ચલાવે, અને જ્ઞાનવાન્ પંડિતો તે સાક્ષાત્ પરમેશ્વર-પ્રણીત કહીને ઉપદેશ આપે તો થોડી મુદતમાં સર્વ સાધાણનું જ્ઞાન, ધર્મ સુખભોગની બિસ્તર ઉન્નતિ થાય, અને સર્વ મંગળાલય પરમેશ્વરનું અચિન્ત્ય જ્ઞાન તથા અપાર કરુણા પ્રત્યક્ષ પ્રમાણ સુસ્પષ્ટ જુએ. ભૂમંડળમાં આ સર્વ મતાનુયાથી આ

ચાર વ્યવહાર પ્રચલિત તથા ત્હેનાથી સુખ સૌભાગ્યની વૃદ્ધિ થવી કદી અસંગત નથી. સંસારમાં દુ:ખનો પ્રાદુર્ભાવ થતો આવ્યો છે એ કહીને કદાપિ હેતું અવધારણ કરવું ઉચ્છિત નથી કે, હમેશાંજ ભૂલોકની હાવી દુર્દશા રહેશે "મનુષ્યના સુખ તથા સભ્યતાની એટલીજ ઉન્નતિ થશે, ત્હેનાથી વધારે થશે નહિ." હેતું બતાવવું એ કોઇ રીતે સંભાવિત નથી. તે જે વેળાએ જેટલો બ્હાસ્યની વસ્તુનો સ્વભાવ અને ત્હેની સાથે પોતાનો સંબન્ધ જાણે છે, અને ત્હેના અનુયાયી કામમાં લાગેછે, તેટલી તે વેળા ત્હેની સુખ સ્વચ્છંદતાની વૃદ્ધિ થાયછે. ત્હેણે પ્હેલાં જંગલોમાં પશુની હિંસા કરીને પેટ ભર્યું, પછી ખેતીવાડીની ઉત્કૃષ્ટતર વૃત્તિ અવલંબન કરીને થોડીક સ્ફૂર્તિ મેળવી, અને ત્યહાર પછી શિલ્પ અને વેપાર વગેરેથી સાંસારિક સુખ સ્વચ્છંદતાની વૃદ્ધિ કરી. કોઇ પણ દેશના લોકો હજીસૂધી ઉપર લખેલી છેલ્લી અવસ્થા અતિક્રમ કરવાને સમર્થ થયા નથી. મનુષ્ય દીર્ઘ પથ ભ્રમણ કર્યા પછી છેલ્લી અવસ્થામાં આવશે, પરન્તુ હમણાંજ ત્હેના પ્રારંભનો પગ મૂકાયલો છે. એ નિશ્ચિત છે કે પોતાની પ્રકૃતિ તથા ત્હેની છેલ્લી દશા પ્રાપ્તિનું અન્તરંગ સાધન છે, પરન્તુ જ્ઞાન પ્રચારનો પ્રધાન ઉપાય

જે છાપખાનાં છે, તે ૪૪૮ વર્ષની પ્હેલા પ્રકાશ થયા નહોતાં, અને ગ્રન્થ વાંચવાની રીતિ હજીસુધી સમુચિત પ્રચલિત થઈ નથી. વિશેષત સર્વ પ્રકારે કાળ ગાળવાના કરતાં ગ્રંથ પાઠ અને વિદ્યાનુશીલનને વિશે કાળ ગાળવો એ સર્વોત્કૃષ્ટ તથા આવશ્યક છે, એ આપણા દેશના લોકો હજીસૂધી સમઝ્યા નથી. ન્યૂનાધિક ૬૫૦ વર્ષ થયાં, ખારવાઓને મહોપકારી કંપાસ્ યંત્ર અર્થાત્ હોકાયંત્ર સાધારણ રૂપથી જાણવામાં આવ્યું છે, અને ૩૯૨ વર્ષ થયાં, અર્દ્ધભૂમંડળ જે અમેરિકાખંડ છે તે પ્રકાશિત થયોછે, અને ત્હેનાં બીજાં સ્થાન હજીસૂધી વિચક્ષણ તત્વાનુસંધાયી પંડિતોને પણ અજ્ઞાત રહેલાં છે. કેવળ ૧૧૧ વર્ષ થયાં મુકરર રીતિથી રસાયન વિદ્યાની ચર્ચા આરંભ થઇછે અને હાવું મહોપકારી જે વરાળ યંત્ર, જે'નાથી સંસારની સુખ–સ્વચ્છંતાની વૃદ્ધિને વિશે યુગાન્તર આવ્યો છે, ત્હેની પણ ઉમર બસોથી વધારે નથી. ૮૦ વર્ષની પ્હેલાં વરાળ નૌકા અર્થાત્ સ્ટીમરની સૃષ્ટિ થઇ છે. હેવી રીતે જે સધળી વિદ્યા અને તત્વ નિરૂપણથી હાલ યુરોપખંડ હાવો સૌભાગ્યવાન્ થયો છે. બશો, એકશો, તથા પચાસ વર્ષમાં ત્હેમાંના ધણાકોનો આરંભ થયો છે. યદ્યપિ અતિ પ્રાચીન કાળથી ત્હેમાંની કોઈ કોઇ

વિષયની સૂચના થઈ હતી ખરી, પરન્તુ તે સર્વ વિષયની ઉત્તમ રૂપે ઉન્નતિ કરીને સર્વ દેશમાં સાધારણ રીતે પ્રચાર કરવાનો અને ત્હેનાથી લોકની સુખ સ્વચ્છન્દતા વધારવાનો યત્ન હાલમાં આરંભ થયોછે. રાજનીતિ તથા ધર્મનીતિ આ બે વિદ્યા યદ્યાપિ અતિ અપકૃષ્ટ અને અસંપૂર્ણ અવસ્થામાં અવસ્થિત રહેલીછે.

મનુષ્ય પોતાની પ્રગાઢ મૂર્ખતાના દોષથી હમેશાં હિંસા લોભાદિ દુર્દાંત રિપુસમૂહને વશીભૂત થઇને ચાલેછે, કોઇ અવસ્થામાં પોતાની પ્રકૃતિ તથા પ્રયોજનાદિનું યથાર્થ જ્ઞાન મેળવીને ત્હેના અનુયાયી સાંસારિક નિયમ સ્થાપવામાં સમર્થ થયો નથી. જે વસ્તુની જે શક્તિ છે. તે વસ્તુ તે મનુષ્યના ઉપર હમેશાં પ્રચાર કરે છે, પરન્તુ તે પોતાની મૂર્ખતાના દોષથી જગતના યથાર્થ નિયમ નિરુપણ અને ત્હેના અનુયાયી વ્યવહાર ન કરી સકવાથી ઘણો કલેશ ભોગવે છે. યદ્યાપિ સર્વ જાત્યના સાધારણ માણસો ઘોરતર અજ્ઞાનના અંધકારમાં ઢંકાયલા છે, સર્વ જાતિમાંજ ત્હેની સંખ્યા વધારે છે, તેથી તેઓની મૂર્ખતાથી બાકીના લોકોની અવસ્થામાં વ્યતિક્રમ થઈ પડેછે. વિશેષતઃ આ દેશના લોકોમાં કેવળ પુરુષમાંજ ઘણાખરા મૂર્ખ છે એટલુંજ નહિ પરન્તુ સર્વ સ્ત્રિયો

વિદ્યા-રસથી વંચિત રહેલી છે. તેઓ પોતાના સંસ્કારનેજ સુસંસ્કાર સમઝે છે, અને જો કોઈ વિષયમાં કોઈ ઉત્તમ રીતિ સ્થાપવાનો આરંભ જુએ, તે પરમ હિતજનક હોય તોપણ અધર્મ મૂલક સમઝે છે, અને કલિનો ઉપદ્રવ જાણીને ભયથી ધ્રુજેછે. એ વાસ્તે હાલ જેઓ સ્વદેશની કુરીતિ સુધારવાને તથા સુરીતિ સ્થાપવાને માટે યત્ન કરેછે તેઓ સર્વ પ્રકારે પરાભવ પામે છે. પ્રભૂત અજ્ઞાનના પ્રભાવથી તેઓનું વિદ્યાબળ પ્રકાશિત થતું નથી. અસીમ સમુદ્રના પાણીમાં થોડાક અગ્નિના અગારા પડ્યાથી તે અગ્નિ નિર્વાણ થઈ જાયછે. એટલા માટે સર્વ સાધારણજનની જ્ઞાન ચક્ષુ ઉઘડ્યા શિવાય આ સર્વ વિઘ્ન નિવારણનો બીજો ઉપાય જણાતો નથી. વિદ્યા ફેલાવવી એજ દુઃખ નાશ અને સુખવૃદ્ધિનો એક માત્ર ઉપાય છે. સ્વદેશનું શુભ કરવાનો જેનો અનુરાગ હોય, તેઓએ વિદ્યા-જ્યોતિઃપ્રકાશથી લોકોના ચિત્તને શુદ્ધ કરવા એ સર્વથી પ્હેલું કર્ત્તવ્ય છે, વિદ્યાભ્યાસજ સુખ-ભૂમિ ઉપર ચઢવાની પ્હેલી શીડી છે. આ પ્રધાન માર્ગને છોડીને બીજા ઉપાયો યોજવાનો યત્ન કર્યાથી ત્હેનું ફળ અસમયનાં ફળના પ્રમાણે અપૂર્ણ તથા વિસ્વાદ થશે. બીજી જાત્યના લોકોનું સુખ સૌભાગ્ય

જોયાથી પોતાની તે'વી શુભાવસ્થા મેળવવાની અભિલાષા થાયછે ખરી, પારકાના બગીચામાં કોઈ જાત્યના સુરમ્ય પુષ્પતરુ જોયાથી પોતાના બગીચામાં તે'વા વૃક્ષ રોપવાનો યત્ન થાયછે ખરો, પરન્તુ પોતાની જમીન તે'વી ઉત્કૃષ્ટ કરવી જોઇયે. જે કાર્યનું જે કારણ હોય તેના સિવાય તે કાર્ય કદી થઈ સકતું નથી. તેથી હમણા વિદ્યાનાં વિમળ પ્રકાશ પૃથ્વીમાં જેવી રીતે વ્યાપ્ત થાયછે શિલ્પ કર્મની જેવી રીતે ઉન્નતિ થાયછે અને જ્ઞાન પ્રચારના જે'વા ઉપાય નિધારણ કરવામાં આવેછે, ત્હેનાથી સ્પષ્ટ જણાય છે મનુષ્યના શારીરિક શ્રમ ધીરે ધીરે ઓછા થશે, વિદ્યાનુશીલનને માટે લોકોને અવકાશની વૃદ્ધિ થશે, અને ત્હેનાથી જગતના નિયમ નિરુપણ પૂર્વક તે પાળવાને વધારે યત્ન કરશે, ત્હેમાં સંદેહ જણાતો નથી. એટલા માટે, હાલ અનાયાસથી આ વાત કહી સકાશે કે ભૂમંડળમાં મનુષ્યના દુઃખહરણ અને સુખોન્નતિ વિષયમાં યુગાન્તર આવવાનો આરંભ થયોછે.

---

# પ્રકરણ ૫ મું.



## પ્રાકૃતિક નિયમ ઉલ્લંઘન કર્યાથી મનુષ્યને કહેવી રીત્યનું દુઃખ ઉપજે છે તેને વિશે વિચાર.

સર્વ મંગળાલય પરમેશ્વર ધણી જાત્યના મંગળદાયક નિયમ સ્થાપીને વિશ્વ રાજ્યનું પાલન કરેછે, અને સંસારની સઘળી વસ્તુને ત્હેણે ધીરે ધીરે આપણી સુખવૃદ્ધિને ઉપયોગી કરીને ઉત્પન્ન કરીછે. કેવળ મંગળજ તે સર્વ નિયમનું પ્રયોજન છે, અને સુખજ સઘળી વસ્તુનો ઉત્પાદ્ય છે. સંસારમાં હેવો કોઈ નિયમ નથી કે તે દુઃખોત્પત્તિને માટે સ્થાપન થયલો હોય, અને હેવો કોઈ પદાર્થ નથી કે તે જગતનું અશુભ કરવાને ઉત્પન્ન થયો હોય. યદ્યાપિ આ સર્વ વાત યથાર્થ છે ખરી, તથાપિ ભૂમંડળ કેવળ ક્લેશનું મકાન રૂપે જણાય છે એ માનવું પડશે. રોગની યાતના, દારુણ દૈન્યદશા, પારકાનો જુલમ, આકસ્મિક બનાવ, કુદરતી ઉત્પાત અને બીજા નાના પ્રકારની શારીરિક અને માનસિક પીડાથી પીડિત થઈને ઘણાક માણસો દુઃસહ દુઃખ ભોગવે છે. આ સર્વ દુઃખ પરમેશ્વરના

નિયમ પાલનાધીનથી થાય છે કે ત્હેના સુખદાયક નિ-યમ અવહેલા કર્યાથી મૃત્યે લોકમાં હાવી દારુણ દુર્દશા થાય છે ત્હેનો વિચાર કરવો કર્ત્તવ્ય છે.

## ભૌતિક નિયમ ઉલ્લંઘનનું ફળ.

પરમેશ્વર જે સઘળા નિયમ સ્થાપન કરીને આ અખિલ બ્રહ્માંડ શાસન કરે છે, ત્હેને વિશે વિચાર કરવામાં આવે તો પ્રથમતઃ તે સઘળા નિયમ કરવા-નું પ્રયોજન શું અને ત્હેને અનુસરીને કાર્ય કર્યાથી શો ઉપકાર થાય, અને દ્વિતીયતઃ કહેવું કાર્ય કર્યાથી ત્હેનું વિરુદ્ધાચરણ કરી સકાય, અને તેથી શું નુકશા-ન થાય, એ સર્વેનું અનુસન્ધાન કરવું એ સર્ર્વ પ્રકારે ક-ર્ત્તવ્ય છે. હાલની માધ્યાકર્ષની શક્તિનું ઉદાહરણ આ-પીને આ વિષયનું પ્રતિપાદન કરવામાં આવે છે.

એક માટીનું ઢેફુ હાથમાંથી અથવા કોઇ ઝાડનું ફ્લ ઝાડ ઉપરથી ઉપર ન જતાં પૃથ્વી ઉપર આ વાસ્તે પડે છે? આ પ્રશ્ન ઉપર વિચાર કર્યાથી નિઃ સંસય નિરુપિત થાયછે કે પૃથ્વીની હેવી કોઈ શ-ક્તિ છે કે ત્હેનાથી ઉપલું ફ્લ અને માટીનું ઢેફુ નીચે આકૃષ્ટ થઈને જમીન ઉપર પડે છે. જો કોઇ નૌકા નદીમાં તરે, અને કોઈ કિનારા ઉપર માણુસ દોરડાથી

ખેંચે તો તે હોડી જેમ કિનારા ઉપર જાય છે અને છેલ્લે કિનારે આવી પ્હોચે છે, તેમ પૃથ્વીની શક્તિ વિશેષથી ત્હેની પાસેના સર્વ જડ પદાર્થ પૃથ્વી ઉપર પડે છે. આ શક્તિનું નામ માધ્યાકર્ષ શક્તિ છે.

પ્રત્યેક પરમાણુમાં આ આકર્ષણ શક્તિ છે, સુતરાં જે વસ્તુમાં જેટલા પરમાણુ છે તે વસ્તુની તેટલી આકર્ષણ શક્તિ છે. પૃથ્વી પોતાની પાસેની સર્વ વસ્તુના કરતાં મ્હોટી છે અર્થાત્ અધિક પરમાણુવાળી છે, એ વાસ્તે સર્વ વસ્તુને પોતાની તરફ આકર્ષણ કરે છે. એટલા માટે જે સર્વ વસ્તુ નિરવલંબ રહે છે, તે પણ જમીન ઉપર પડીને ત્હેના ઉપર સ્થિતિ કરે છે. આ નિયમથી જીવલોકાનું ઘણું ઉપકાર થાય છે. આ નિયમ રહ્યાથી પૃથ્વીમાંની અથવા ત્હેની પાસેની સર્વ વસ્તુને યથોપયોગી આશ્રય મળ્યો છે, ત્હેના ઉપર સ્થિર થઈને રહેલી છે, ભીત અને સ્તંભ યથોપયુક્ત સ્થૂલ અને સીધા બનાવ્યાથી મજબુત અને ઉન્નત રહે છે, નૌકા પાણી ઉપર તરતી થઈને સ્થિરભાવે ચાલે છે. વૃક્ષલતાદિ પૃથ્વીમાં દૃઢ રૂપથી બદ્ધમૂળ છે, અને જીવ અભ્યાસ અને થોડાક યત્નની સાથે અનાયાસે પોતાનું શરીર સ્થિર રાખવામાં તથા ક્લેશ વગર ગમનાગમન કરવાને સમર્થ થાય છે.

આ પરમ શુભદાયક શક્તિની સાથે માનવ પ્રકૃતિનું સામંજસ્ય સ્થાપવાને માટે પરમેશ્વરે અતુલ કૌશળ પ્રકાશ કરીને માણસને હાવાં હાડકાં, માંસ, શિરા અને બુદ્ધિવૃત્તિ આપી છે. કે હ્‌હેનાથી તે સહજથી તે ગતિવિધિ કરી સકે છે. તે પોતાની બુદ્ધિની મદદથી આ નિયમની સત્તા, હ્‌હેને લગતા કાર્યનો ક્રમ, હ્‌હેની સાથે પોતાની પ્રકૃતિનો સંબન્ધ, તે પાળવાથી શુભ ફલ અને હ્‌હેના ઉલ્લંઘનથી અશુભ ફલ આ સર્વ જાણી સકે છે, અને હ્‌હેના અનુયાયી આચરણ કરીને દુઃખ નિવારણ અને સુખ સ્વચ્છંદતા મેળવવાને સમર્થ થાય છે. પરન્તુ આ આકર્ષણ-શક્તિ સંબન્ધીય નિયમ પાલન કર્યાથી જેમ ઘણીક રીત્યનું ઇષ્ટ થાયછે તેમ ઉલ્લંઘન કર્યાથી ઘણુંક નુકશાન થાય છે. ઘોડા, રથ, છત, પાયરી, વૃક્ષ, પર્વતાદિ ઉપરથી પડ્યાથી હાથ પગ ભાગીને પ્રાણ સુધા ચાલ્યો જાય છે. એટલા માટે પરમેશ્વરે હાવી સર્વ દુર્ઘટના નિવારણને માટે કહેવી રીત્યનો ઉપકાર કરી મૂક્યો છે હ્‌હેનું અનુસન્ધાન કરવું કર્ત્તવ્ય છે.

ઈતર જંતુ પણ આ પ્રબલ શક્તિને આધીન છે, પરમેશ્વરે તેઓની પ્રકૃતિ પણ હ્‌હેને ઉપયોગી કરી છે હ્‌હેણે તેઓને હાડકાં, માંસપેસી, આંખ કાન વગેરે

ઇન્દ્રિય, સાવધાનતા, અને બીજી નાના પ્રકારની શારીરિક તથા માનસિક શકિત આપી છે. તેઓની પ્રકૃતિ તથા આકર્ષણી શકિત બન્નેનું પરસ્પર સુંદર સામંજસ્ય રાખ્યુંછે. સામાન્યત: આ સર્વ પ્રબલ ઉપાય હોવાથી તેઓ સર્વદા વિપદમાં પડી સકતા નથી. હેનાથી વિરુદ્ધ આકર્ષણ શકિતથી જન્તુનું અનિષ્ટ થવાની અધિક સંભાવના છે, પરમેશ્વરે ત્હેની તે દુર્ઘટના નિવારણને માટે સુન્દર કૌશલ કરી મૂક્યું છે. વાંદરાને ઝાડ ઉપર ચઢવાનો સ્વભાવ હોય છે, એટલા માટે જગદીશ્વરે તેઓના હાથ પગ અને લાંગુળમાં વધારે બળ આપ્યું છે. ત્હેનાથી સ્હેલાઇથી તે નિર્વિઘ્ન એક શાખા ઉપરથી બીજી શાખાપર જાય છે. જે પક્ષિયો ઝાડની શાખા ઉપર સૂવે છે તેઓની હેવી જાતની માંસપેશી ઝાગના ઉપરથી થઈને પગ સુધી ગઈ છે કે ત્હેના શરીરના બોઝાથી સંકુચિત થઇને તેઓના બન્ને પગ વૃક્ષની શાખામાં સંયુકત કરી રાખે છે. એથી જે પક્ષીનું શરીર જેટલું ભારી હોયછે તદનુસાર ત્હે ન પડવાનીજેટલી સંભાવના રહે છે, તે તેટલો દૃઢ રૂપથી વૃક્ષશાખામાં સંશ્લિષ્ટ થઇને રહે છે. રેતીવાળી ગરમ જમીન ઉપર જવું એ ઊંટનું કામ છે, એ વાસ્તે ત્હેને વિસ્તૃત ખુર મળી છે. નહિં તો રેતીમાં ત્હેના પગ મગ્ન થઈને ધ-

ણું ક્લેશકર થાત. માછલીના પેટમાં એક વાયુકોષ છે, તેઓ હેનું શૈથિલ્ય અથવા સંકોચન કરીને પોતાની ઇચ્છા પ્રમાણે પાણીમાં નીચે ઉપર તરે છે.

આ સઘળા ઉદાહરણથી સ્પષ્ટ જણાય છે કે પરમ કારુણિક પરમેશ્વરે ભૂમિની આકર્ષણી શક્તિની સાથે નિકૃષ્ટ જીવની પ્રકૃતિનું અતિ સુન્દર સામંજસ્ય રાખ્યુંછે. કેવળ માણસજ શું પરમપિતાનો અપ્રિયપાત્ર છે? તે શું કેવળ આ દુર્દ્ધર્ષણીય શક્તિને આધીન રહીને દુઃખ ભોગવાને જન્મ્યો છે? પરમ મંગળાકર પરમેશ્વરના નિયમના ઉપર વિચાર કરી જોયાથી આ વાત એક પળ પણ મનમાં સ્થાન આપી સકાશે નહિ, હેની વિચિત્ર શક્તિ અને વિચિત્ર કાર્યછે. હેણે માણસને માટે પ્રકારાન્તર કૌશળ કર્યુંછે, હેનો મર્મ જાણીને હેને અનુસરીને કામ કર્યાથી અવસ્ય પશુની પેઠે માણસને પણ આ વિષયમાં દુઃખ-હ્રાસ અને સુખ મળેછે. મનુષ્યને પણ પશુની પેઠે હાડકાં, માંસપેશી, હૃદય દેહનું સમસંસ્થાનજ્ઞાન અને સાવધાનતા વૃત્તિછે, પરન્તુ તે વિષયમાં પશુના સમાન નથી, કારણ હેનો શરીરનો આકાર, સ્થૂલતા, અને ભારવત્ત્વ જેવો છે, હેમ હેનો વિષય મળ્યો નથી. પરન્તુ જગદીશ્વરે નિર્મિત્સા અને અનુમિતિ વૃત્તિ આ-

પીને તેઓને આ વિષયમાં પશુના સમાન વરંચ તેઓના કરતાં શ્રેષ્ઠ કર્યાછે. પ્હેલાં નિરુપણ કરવામાં આવ્યું છે કે મનુષ્યની બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિજ સર્વ કરતાં પ્રધાન વૃત્તિ છે અને સઘળી બ્હાસ્યની વસ્તુના સ્વભાવ પણ આ સર્વ વૃત્તિનું પ્રધાન્ય સ્થાપવાને સારી રીતે ઉપયોગી છે. આકર્ષણ શક્તિના વિષય ત્હેનું ઉદાહરણ સ્થળ છે, સવિશેષ વિવેચના કરીને જોયાથી એ સિદ્ધ થશે કે પૃથ્વીની આકર્ષણ શક્તિથી જેટલા ક્લેશ ઉત્પન્ન થાયછે, તે સર્વ આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિનું પ્રાધાન્ય અને બુદ્ધિવૃત્તિ ચલાવવાની ન્યૂનતાથી બનેછે. ગાડી ભાગીને અથવા ઘર પડીને લોકના અંગ ભંગ અથવા પ્રાણ વિયોગ થાય છે, ત્હેને વિશે જો શોધ કરવામાં આવે તો ઘણું કરીને જોવામાં આવશે કે તે ગાડી અથવા ઘર ઘણું જૂનુ અને જીર્ણ થઈ ગયલું હશે, અને ગાડીવાન અને ઘરના માલેકની અર્જનસ્પૃહાવૃત્તિ વધારે પ્રબળ હોવાથી ત્હેનો પ્રતિકાર થયો નથી. હાવી રીતે ઘણાક મનુષ્યો ઇન્દ્રિય ભોગના અતિશય્યથી દુર્બળ નિવીર્ય થઇને ઘરની છત, વ્હાણના શડના ડાંડા, મંદિરના ચૂડા અને ઝાડની શાખા ઉપરથી પડી જાયછે. અપરિમિત માદક સેવન કર્યાથી શારીરિક અને માનસિક

શક્તિનો હ્રાસ થયાથી હાવા ઘણાક દાખલા બનેછે.

હાવી જગ્યાપર કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિનું વધારાપણું થયાંથીજ મનુષ્યનો દોષ થાયછે હેમ પણ નથી. તે પોતાના શરીરનું બળ અને સમસંસ્થાપનજ્ઞાન માત્રના ઉપર આધાર રાખીને ચાલેછે, નિર્મિત્સા અને અનુમિતિ વૃત્તિની ચાલના કરતો નથી. દૈવાત્ પગ સ્ખલન થયું, જેથી એકીવારે જમીન ઉપર ન પડાય હેવો કંઈ ઉપાય કરતો નથી. વિશિષ્ટરૂપથી શોધવાથી અને વિવેચનાથી અવશ્ય નાના પ્રકારની કૌશળ કલ્પી સકાય. ઘરની છતના પ્રાન્ત ભાગમાં ઉભા થઈને કામ કરવું પડે તો જો એક બારીક સાંકળનો એક છેડો કમરમાં બાંધીને બીજો છેડો તે છતમાં કોઈ જગ્યાયે એક ખીલામાં બાંધી રાખવામાં આવે તો નિશ્ચિંતથી કામ કરી સકાય, અથવા પડવાની સંભાવના રહેનહિં.

એ ખરુ છે કે મનુષ્યનું અન્તઃકરણ હજી સૂધી જેવું ભ્રાન્તિવાળું અને હીનાવસ્થ રહ્યું છે, તેથી સઘળા પ્રાકૃતિક નિયમ પાળવામાં સારી રીતે સમર્થ થવું કદી સંભવતું નથી, તેથી આ વિવેચનામાં મનુષ્યને પશુ કરતાં દુર્ભાગ્ય કહેવો જોઇયે. પરન્તુ આપણી અસમ્યક્ બુદ્ધિ ચાલના અને અયથોચિત વિદ્યાનુશીલનજ એક માત્ર કારણ છે. મનુષ્યની મનોવૃત્તિયો

જ્યહાં સૂધી ચાલિત અને વર્દ્ધિત થઈ સકે, આ વે-ળાએ કિયાં પણ ત્હેનું અલલ્પ પણ થતું જોવામાં આવતું નથી. મનુષ્યની માનસિક અને શારીરિક પ્રકૃતિ જો બ્હાસ્યની જે વસ્તુની સાથે સંબન્ધ છે, તે સર્વ વસ્તુનો સ્વભાવ શારીરિક અને માનસિક શ્રમથી યથાર્થ સુખનો ઉદય થાય છે અને ઉત્કૃષ્ટ વૃત્તિની ચાલના કર્યાથી વધારે આનન્દ જણાય છે, આ સર્વ વિષય કિયા દેશના લોકો સુરીતિથી શીખે છે? ભૂમંડળનાં ઘણાં ભાગ કેટલીક મૂઢમાન જડવત્ બુદ્ધિથી પરિપૂર્ણ છે, અને ત્હેનાથી ઘણીક જાલના દુઃખથી ઘેરાયલા છે, એ કંઇ આશ્ચર્ય બનાવ નથી. જ્યહારે આપણી મનોવૃત્તિયો પરસ્પર સમંજસીભૂત રહીને યત્નવાન્ થયાથી સુખનો સંચાર થાયછે, ત્યહારે તેઓની અસામંજસ્ય અર્થાત્ બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિની હીનતા અને નિકૃષ્ટ પ્રવૃતિયોની પ્રબળતાથી દુઃખોત્પત્તિ થાયછે, એ સ્વભાવ-સિદ્ધ છે ખરું. આ સઘળા દુઃખ પણ આપણા સારાને માટે પેદા થયલાં છે. જ્યહારે આપણે વિશ્વ નિયતાનો કોઈ નિયમ ઉલ્લંઘન કરીને ક્લેશ ભોગવિયે, ત્યહારે તે પરાત્પર પરમ આચાર્યનો સાક્ષાત્ ઉપદેશ સ્વરૂપ સમઝીને ખરા અન્તઃકરણથી હેવી પ્રતિજ્ઞા કરવી જોઇયે કે "હે વિ-

શ્વાધિપ! હે કરુણામય! હું તમારા સુખાવહ નિયમ હવે ઉલ્લંઘન કરીશ નહિ" જેટલું આપણે આપણું કર્ત્તવ્ય કર્મ કરીશું તેટલું મંગળાકર વિશ્વપાતા આપણને સુખ આપશે, કેવળ મંગળજ આ સર્વ વિશ્વકૌશળનું પ્રયોજન છે, અને જેટલાં દુઃખ ઉત્પન્ન થાયછે, તે પરમ પ્રયોજન સાધનને માટે સંકલ્પિત છે. એટલા માટે નિયમ ઉલ્લંઘન કર્યાથી અનિષ્ટ થાયછે હેવું જાણીને નિયમ કદી પણ અશુભજનકછે હેનું કહી સકતા નથી. પૃથ્વીની આકર્ષણ શક્તિની આવશ્યકતા સમઝીને ત્હેના અનુયાયી કામ ન કર્યાથી વિપત્તિ પડે છે, એ કારણથી ત્હેને અકલ્યાણકરી શકિત કહેવી એ કદાપિ ઉચિત નથી. જો પરમેશ્વર આ શુભદાયક આકર્ષણ શક્તિને નાશ કરે તો તેથી મ્હોટાં મ્હોટાં ઘર કંપાયમાન થાય, ઝાડો શિથિલ થઈ જાય, મનુષ્ય-દેહ અત્યલ્પ કારણથી આકાશમાં ઉડી જાય, અને સંસારમાં હાવી રીતે બીજી ઘણીક વિશૃંખલા થઇ જાય. કાર્ય કારણની રીતિ-ક્રમથી જે કારણનું જે કાર્ય તે અવશ્ય થાયછે. આ જે પરમ સુન્દર નિયમ અવધારિત છે, તે પણ અન્યથા થઇને સર્વ વિપર્યય થઈ જાત. એટલા માટે જો પરમેશ્વર કોઇ પ્રિય ઉપાસકની આવેલી વિપદ્‌ને નિવારણ કરવાને માટે સાધા-

રણ નિયમ ભંગ કરે, તો પૃથ્વીમાં અમંગળની હદ રહે નહિં. હેવું થાત તો આપણા કોઇ ધર્મના નિયમ રહેત નહિ. ઘણીક જાત્યના ઉત્કૃષ્ટ આનન્દ પૃથ્વીમાં- થી ચાલ્યા જાત. અને અનુમિતિ વગેરે ઘણીક મનોવૃત્તિ ઘણી નિષ્પ્રયોજન થાત. જો કાર્ય કારણનો નિયમ ન્હોત, તો ત્હેના નિરુપણોપયોગી મનોવૃત્તિ રહ્યાથી શું કંઈ ફળ જણાત? હમણા ત્હેની ચાલનાથી વિપુલ સુખની સંભાવના છે, તે એકીવેળાએ રહિત થાત. હેવી રીતે આશા અને બીજી ઘણીક મનોવૃત્તિ ચરિતાર્થ થવાના પ્રતિ સમ્યગ્ વિઘ્ન નડત અને ત્હેનાથી હાલ જે'વું સુખ મળે છે ત્હેમાં પણ વંચિત રહેવું પડત.

આકર્ષણ શક્તિની પેઠે બીજા પ્રાકૃતિક નિયમને વિશે વિચાર કરીને જોયાથી હેવોજ સિદ્ધાન્ત થશે. તે સર્વ પ્રતિપાલન કર્યાથી સુખ લાભ થાયછે, અને ઉલ્લંઘન કર્યાથી દુ:ખ થાયછે. કોઇના ઉપર પરમેશ્વર કોઇ નિયમનો અવ્યાપ્તિ કરતો નથી. કોઇના ઉપર ત્હેનો પક્ષપાત નથી. સર્વ તે એક પરમ પિતાના સંતાન છે. સઘળાએ તે એક વિશ્વાધિપની પ્રજા છે તે સઘળાના ઉપર એકસરખો સ્નેહ કરેછે અને સર્વને સરખા નિયમથી પાલન કરેછે.

## શારીરિક નિયમ ઉલ્લંઘન કરવાનુ ફળ.

પ્રથમ લખવામાં આવ્યું છે કે શરીરની વસ્તુ શ-રીરમાંજ ઉત્પન્ન થાયછે, અન્ન ખાધાથી શરીર જી-વતુ રહેછે, અને ધીરે ધીરે ત્હેની વૃદ્ધિ, પૂર્ણાવસ્થા, -હ્રાસ અને ભંગ થાયછે. પરમેશ્વરે કહેવા અનિર્વચ-નીય અભિપ્રાયથી જીવોની સૃષ્ટિ કરી છે, ત્હેનો નિ-શ્ચય કરવો મુસ્કેલ છે. પરન્તુ તેઓ સુખથી કાળ ગાળે એ ત્હેનો અભિપ્રેત છે, એમાં તો કંઈ સંદેહ જણાતો નથી. ત્હેનો ઉપલો અભિપ્રાય માનવામાં આવે, તો આ પણ માનવું પડશે કે, ત્હેણે જીવોનું શરીર ઉપ-લો અભિપ્રાય પાર પાડવાને ઉપયોગી કરી રાખ્યું છે. કોઈ શરીરી વસ્તુની ઉત્તમતા મેળવવી હોય તો નીચે-ના ત્રણ શુભકર પરમ નિયમ પાળવા જોઇયે, પ્હેલું જે બીજથી ત્હેની ઉત્પત્તિ થવાની હોય, તે સર્વાંગ-સુંદર અને સર્વ રીતે સંપૂર્ણ હોવું જોઇયે, બીજું આખી ઉમ્મર સુધી યથોચિત પાણી, હવા, જ્યોતિ અન્ન અને બીજી આવશ્યક વસ્તુનું સેવન કરવું જોઈયે; ત્રીજું શારીરિક શક્તિ; અને માનસિક વૃત્તિયોને યથા નિય-મથી ચલાવવી જોઇયે. જે તત્ત્વવિદ્ મનુષ્યો પરમે-શ્વરને પરમ મંગળાલય જાણે છે, તેઓએ પણ વિ-

શ્વાસ કરવો જોઇયે કે ત્હેના નિયમ પાળવાથી જીવો પોતપોતાની પ્રકૃતિ-ગુણથીજ સુખની ઉત્પત્તિ કરે છે. અને એ પણ મનમાં રાખવું જોઇયે કે સમસ્ત જીવ પરમેશ્વરના નિયમ પ્રતિપાલનમાં સમર્થ થઈ સકેછે, ત્હેણે તેઓની પ્રકૃતિની સાથે બ્હાસ્યની વસ્તુનો ઉપયોગી સંબન્ધ નિરુપિત કરી રાખ્યો છે. ઉપલ્યા પરમ કલ્યાણકર વિષયના કેટલાક ઉદાહરણ મળેછે. ઘણાક માણસો જન્મથી વૃદ્ધાવસ્થા સુધી દ્રરિષ્ટ, બલિષ્ટ, અને તંદુરસ્ત જોવામાં આવેછે, અને તદનુસારે મનુષ્ય બાળ્યકાલથી મરણ સૂધી સબલ અને તંદુરસ્ત રહેવાની જે ઉત્તમ રીતે સંભાવના છે, એ એક રીતે અવધારિત થાયછે. નવ-જિલંડ-દ્વીપના લોકોનું જે વર્ણન છે, તે વાંચ્યાથી ચમત્કૃત થવાય છે. ભૂમંડળ પ્રદક્ષિણકારી કુક્ સાહેબ અને ત્હેના સાથીઓ નવ-જિલંડ-દ્વીપમાં જેટલી વાર ઉતર્યા હતા, તેટલી વાર આ બાળ-વૃદ્ધ-વનિતા સર્વ માણસો તેઓને જોવાને માટે એકઠાં થયાં હતાં, ત્હેમાંથી કોઇ માણસને રોગક્રાન્ત જોયો નહિં. જેઓનું આખુ શરીર દ્રષ્ટિગોચર થયું હતું, તેઓના કોઇ અંગમાં જખમ પણ નહોતો, અને પ્હેલાં પણ કદી કોઈ જખમ થયો હોય ત્હેનું પણ કંઈ ચિન્હ જોવામાં આવ્યું નહિં. તેઓના કોઈ અંગ

દૈવાત્ જખમ થયાથી ઔષધ વગર તે સારા થયા, એ પણ તેઓની શારીરિક સુખાકારીનું પ્રમાણ છે. ઉપલ્યા દ્વીપમાં કેટલાક વાળ વગરના અને દાંત વગરના વૃદ્ધ માણસો જોવામાં આવ્યાં હતાં, પરન્તુ ત્હેમાંથી કોઈપણ બળવિનાનો અને જરાગ્રસ્ત નહોતો તેઓ બળ અને પરાક્રમમાં તરુણવયનાં માણસોનાં જ્હેવા નહોતા ખરા, પરન્તુ તેઓના પ્રમાણે સ્ફૂર્તિવાળા અને પ્રફુલ્લ-ચિત્તવાળા હતા. પાણીજ તેઓની પીવાની વસ્તુ હતી. તે વખત સૂધી દારૂરૂપ વિષમ ઝેર પીવામાં તેઓની ખુશી આવી નહોતી.

ઘણું કરીને સઘળા દેશમાં હેવા ઘણાક માણસો જોવામાં આવેછે કે તેઓ તંદુરસ્ત શરીરે લાંબા વખત સૂધી જીવતા રહેછે. * હાલના દુર્ભાગ્યથી આપણા દેશના લોકો જેવા દુર્બળ અને રુગ્ન થયા છે, હેવી રીત્યના બીજે ક્યાં પણ જોવામાં આવતા નથી. મહાપાપ આપણા દેશમાં પેઠું છે. પરમેશ્વરની કોઇ

---

* જ. ક. પ્રિચાડ સાહેબે પોતાના માનવ વર્ગના પ્રાકૃતિક ઈતિવૃત્તાનુસન્ધાન નામના પુસ્તકના પ્હેલા ખંડમાં કેટલાંક લાંબું આયુષ્ય ભોગવનાર સ્ત્રી, પુરુષના વૃતાન્ત આપ્યા છે, ત્હેમાંથી ૧૧૦ વર્ષથી વધારે ઉમ્મરવાળા કેટલાક માણસોના વિષય લખવામાં આવ્યુંછે જેમકે.—

પ્રબળ આજ્ઞા ઉલંઘન થઇછે, આપણું દારુણ દુરદૃષ્ટ આવ્યું છે ત્હેમાં સંશય નથી. ઘણાકો કહેછે કે મ્હારા પિતામય બહુ બલવાન હતા, એંશી વર્ષની ઉમરમાં પણ બમણું ખાતા અને મ્હેનત કરી સકતા. કોઈ કોઈ કહેછે કે મ્હારા પિતામહ કોઈ વેળાએ પણ ગુરુતર રોગમાં પડ્યા નથી, હમણા ત્હેના સંતાન કહીને પરિચય આપતાં શરમ લાગેછે. વસ્તુતઃ એવું પ્રત્યક્ષ

યુરોપિયન.

| ઉમર વધારે | વર્ષના અનધિક. | માણસની સંખ્યા. |
|---|---|---|
| ૧૧૦– | ૧૨૦– | ૨૭૫ |
| ૧૨૦– | ૧૩૦– | ૮૭ |
| ૧૩૦– | ૧૪૦– | ૨૭ |
| ૧૪૦– | ૧૫૦– | ૯ |
| ૧૫૦– | ૧૬૦– | ૫ |
| ૧૬૦– | ૧૭૦– | ૪ |
| ૧૭૦– | ૧૮૦– | ૪ |
| ત્હેના સિવાય ૧૮૫ વર્ષની ઉમ્મરે. | | ૨ |

યુરોપિયન વંશના અમેરિકાના રહેવાસી.

| ઉમર | | માણસની સંખ્યા. |
|---|---|---|
| વર્ષથી વધારે– | વર્ષથી કમ– | |
| ૧૧૦– | ૧૩૦– | ૭ |
| ૧૩૦– | ૧૫૦– | ૧ |
| ત્હેના સિવાય ૧૫૧ વર્ષના– | | ૧ |

જોવામાં આવેછે, અને ઘણાકો પુનઃ પુનઃ હેવી ખેદો-ક્તિથી પણ કહેછે કે, યદ્યપિ ૭૦ વર્ષના વૃદ્ધ મા-ણસો જેટલું ખાયછે તેટલું હું યૌવન દશામાં પણ ખાઈ સકતો નહોતો. ૪૦-૫૦ વર્ષની અંદર કહેવી રીત હાલું વિષમ અમંગળ થયુ, ત્હેની શોધ કરવી સ્વદેશહિતૈષી મનુષ્યોની ફરજ છે. ન્હાની ઉમ્મરમાં સ્ત્રી સહયોગ ત્હેનું એક મ્હોટું કારણ છે ત્હેમાં સંશય નથી.

---

આફ્રિકાખંડના રહેવાસી.

| ઉમર | | માણસની સંખ્યા. |
|---|---|---|
| વર્ષથી વધારે- | વર્ષથી ઓછા- | |
| ૧૧૦- | ૧૩૦- | ૬ |
| ૧૩૦- | ૧૫૦- | ૪ |
| ૧૫૦- | ૧૭૦- | ૨ |
| ત્હેના સિવાય ૧૮૦ વર્ષની ઉમ્મર- | | ૧ |

અમેરિકાના આદિમ રહેવાસી.

૧૧૭ વર્ષની ઉમ્મરની (સ્ત્રી)—૧

૧૪૩ વર્ષની ઉમ્મરનો (ત્હેનો સ્વામી)—૧

ઉપર લખેલો પુરુષ ૧૩૦ વર્ષની ઉંમરે દરરોજ ૫-૬ કોશ ફરતો હતો.

ભારતવર્ષીય લોકોમાં પણ કોઇ કોઈ માણસ ૧૨૦ વર્ષ સુધી જીવતા હતા હેવું સાંભળવામાં આવ્યુંછે. હા-લમાં કેટલા માણસો ૧૨૦ વર્ષે મરી ગયલાનું ન્યુસપે-પરમાં આવેલું છે.

પછવાડે એ વિષયનું તત્વાનુસન્ધાન કરવામાં આવશે, હમણાં જે પ્રકરણનો આરંભ કરવામાં આવ્યો છે હેનું વિવરણ કરવું આવશ્યક છે.

મનુષ્ય આખી ઉમ્મર સૂધી તંદુરસ્ત રહી સકેછે તે એક રીતે સિદ્ધ થાયછે. પ્રાકૃતિક નિયમની કોઈ જગ્યાપર અવ્યાપ્તિ મળતી નથી. તંદુરસ્તીનું સુખ ભોગવવું જો આપણને સ્વભાવ-સિદ્ધ ન હોત તો કોઈ માણસના ભાગ્યમાંજ તે બનત નહિં. જો એક માણસને પણ નિરોગ અને લાંબી ઉમ્મરનો જોવામાં આવે તો એ નિશ્ચય જાણવું જોઈયે કે પરમ કારુણિક પરમેશ્વરનો નિયમ પાળવાથી સઘળાઓ હેના જેવું પરમ સુખ ભોગવી સકશે.

ઘણાકો સ્ત્રીઓની પ્રસવ-વેદનાનું દૃષ્ટાન્ત આપીને કહેછે કે આ સંસારમાં માણસ વગર કલેશે સઘળા શરીરના અને મનના* વ્યાપાર કરી સકે હેવો પરમેશ્વરનો અભિપ્રાય નથી, કારણ કે જો હેનો હેવો અભિપ્રાય હોત તો, પ્રસવની વેળાએ વેદના અને હેનાથી થતી દુર્બલતા તથા પીડા થાત નહિં. પરન્તુ એ વિશેમાં પણ જેટલું જાણવામાં આવ્યું છે હેના ઉપરથી જણાય છે કે એ દુઃખ પણ પરમેશ્વરના નિયમ ઉલ્લંઘન કરવાનું ફળ છે. યુરોપિયન ડાક્ટરો અને મુ-

સાફ્રોએ દેશ વિશેષની ઈતર-જાતિની સ્ત્રીઓની પ્રસવ-વેદના અને આન્તરિક ક્લેશની ઘણી ન્યૂનતા જોઈને ત્હેનું સવિશેષ વિવરણ લખ્યું છે. એ ક્રિસન્ સાહેબે કેટલાક દૃષ્ટાન્ત આપ્યાછે તે લખવામાં આવેછે, "ઈસવીસન ૧૮૨૦ માં સ્કાટલંડ માંહેલા એબર્ડિન નામની જગ્યાપર એક સ્ત્રી છોકરાને જન્મ આપીને ૨-૩ દિવસ પછી તે છોકરાને પછવાડે બાંધીને એક દહાડામાં ૧૪ કોશ ગઈ હતી. હેવી રીતે દરરોજ ત્હાં જોવામાં આવેછે. ઘણું કરીને હાવું તો હમેશાં જોવામાં આવેછે કે સ્ત્રીઓ અનાજના ખેતરો કાપતાં કાપતાં ત્હાંથી થોડે દૂર જઇને અને કોઇની મદદ વગર છોકરો પ્રસવ કરીને પાછી કામપર આવીને દિવસ આથમ્યા સુધી ત્હાં કામ કરેછે. થોડીક કૃશતા અને વિવર્ણતા સિવાય ત્હેના મ્હોઢા ઉપર યાતનાનું કંઈ પણ બીજું ચિન્હ જોવામાં આવતું નથી. ઘણીક સ્ત્રિયો પ્રસવ કર્યા પછી તેજ દહાડે ૩-૪ કોશ જાય છે, હેવા ઘણાક પ્રમાણ મળેછે. નિયમાતિચારી ધનવાન મનુષ્યોના કુટુંબમાં હેવા વિષય બનતા નથી, પરન્તુ દુઃખી લોકોની અન્દર હેવા બનાવ સર્વદા બનેછે, જ્યહારે હાવા અનાયાસ-સાધ્ય પ્રસવના કેટલાક દાખલા મળેછે, ત્યહારે અમેરિકાખંડના આદિમ

રહેવાસી સ્ત્રિયો પુરુષની સાથે જંગલમાં ફરતાં ફરતાં થોડીક પછવાડે પડીને સન્તાન પ્રસવ કરવા વિશેનું અને ત્હેને પછવાડે બાંધીને થોડીવારમાં સ્વામીની સાથે પાછી મળીને ચાલવા વિશેનું વૃત્તાન્ત મળે છે, તે પણ અવસ્ય વિશ્વાસ કરી સકાય હેમ છે."

લારેન્સ સાહેબ કહેછે કે મુસાફરો ઘણાક દૃષ્ટાન્ત આપીને કહે છે કે અમેરિકાના આદિમ રહેવાસી હબસી અને બીજી જંગલી જાતિની સ્ત્રિયોને ઘણીજ થોડી પ્રસવ વેદના થાયછે. સામાન્ય, હલકો ખોરાક અને હમેશાં પરિશ્રમથી તેઓનું શરીર દ્રિષ્ટ તથા બલિષ્ટ થાયછે. એ વાસ્તે તેઓને ઘણા ભોગશાલી આળસુ માણસોના કેટલાક ક્લેશ પ્રાપ્ત થતા નથી. અને ઇતર-જાતીય ઘણી મ્હેનત કરનારી સ્ત્રિયોના પ્રસવ સમયમાં ઉપર કહેલી જંગલી જાતીય અબલાઓની પેઠે થોડું દુઃખ થાયછે.

દક્ષિણ અમેરિકામાં આરોકેનિયા નામનો એક દેશછે, ત્યહાંની સ્ત્રિયો પ્રસવ થયાપછી તરત પાસેની નદીમાં જઈને પોતાનું અને છોકરાંનું શરીર ધુવેછે, અને ત્યારપછી પોતાના કામમાં લાગે છે.

પ્રસવથી કષ્ટ થાયછે તો યુરોપિયન ડાક્ટરો જે જે ઔષધ આપે છે, ત્હેની વેદનાની થોડીક નિવૃત્તિ થા-

યછે. કોઇ કોઈ સ્હજ પ્રસવની જગ્યાપર એક પ્રકારનું ઔષધ આપવાની સલાહ આપે છે. જો તેઓ આ વિષયમાં પાર પડે તો પ્રસવ વેદનામાં ઘણો લાઘવ થાય. મીસમેરીઝમનું અથવા બેભાનનું તત્વ પ્રકાશ થવાથી મનુષ્યનાં દુઃખ ઘણાં ઓછાં થયાંછે. પ્હેલાં રોગીને કંઇ કાપવું પડતું તો અસહ્ય યાતના ભોગવવી પડતી હતી, હમણાં ત્હેને બેભાન કરીને કાપેછે. એ સર્વેનો વિચાર મનમાં આવ્યાથી સર્વ-દુખ નિવારક અને સર્વ સુખ-દાયક પરમ કારુણિક પરમેશ્વરના ઉપર ભક્તિ રસથી કોનું ચિત્ત આર્દ્ર થતું નથી? આ સઘળાનો વિચાર કરીને જોયાથી માણસ પોતાની પ્રકૃત્તિ ગુણથી આખી ઉમ્મર સુધી બળ, તંદુરસ્તી અને શારીરિક તથા માનસિક સુખ મેળવી સકેછે, એ સારીરીતે સંભવતુછે. તથાપિ કિયા કાણરથી આ સર્વ શુભ સાધન થતું નથી, ત્હેનો શોધ કરવો કર્ત્તવ્ય છે.

આગળ લખી ગયાછિયે કે બીજ સર્વાંગ-સંપૂર્ણ અને સર્વ સુલક્ષણવાળું ન હોવાથી ઝાડ અથવા પ્રાણી સુન્દર રૂપથી સતેજ થતાં નથી. ક્ષત, અથવા નિસ્તેજ તથા જીર્ણ બીજ વાવ્યાથી ત્હેનાથી ઉત્પન્ન થયલાં ઝાડ પણ તેજ વગરનાં થાયછે અને ટૂંકી સુ-

દતમાં નાશ પામે છે. મનુષ્યાદિ સઘળા પ્રાણીને વિશે પણ આ નિયમમાં કંઇ ફરક પડતો નથી. મનુષ્યો શું ઉપલો નિયમ પાળે છે. ? પાળવા તો એક બાજુએ રહ્યો, પણ તેઓ આજસૂધી ત્હેની સત્તા પણ સ્પષ્ટ રીતે સમઝી સકતા નથી, જો અસ્પષ્ટ રૂપથી જાણે તો પણ પ્રતિપાલનની આવસ્યકતા સારીરીતે હૃદયગમ કરવાને સમર્થ થતા નથી. કેટલાક ન્હાની ઉમ્મરના, દુર્બલ, રોગવાળા, અને જરાગ્રસ્ત માણસ ઉપલ્યા નિયમને અવહેલા કરીને વિવાહ કરે છે અને ક્ષીણ જીવી સન્તાન ઉત્પન્ન કરે છે. તેઓ કહેવા મૂર્ખ છે! તેઓ એકવેળા પણ વિચાર કરતા નથી કે પોતાનાં છોકરાં પણ પૈતૃક તથા માતૃક દોષના અધિકારી થશે, રોગી થઇને અને નિસ્તેજ શરીરવાળાં થઈને હમેશાં અશેષ યંત્રણા ભોગવશે. અંતે થોડીવારમાં કાળ-ગ્રાસ પડશે. કેવળ મૂર્ખતા અને નિકૃષ્ઠ પ્રવત્તિનું પ્રાબલ્યજ હેનું મૂળ કારણ છે. વિવેચના કરીને જોયાથી જેઓ ઇશ્વરના નિયમ ઉપર અશ્રદ્ધા કરેછે, અને તે ઉપલ્યા નિયમ ઉલ્લંઘનનો બદલો દુઃખ નિયોગ કરીને ત્હેનાથી મનુષ્યના વિવાહ સંસ્કાર વિષયમાં જે'વી વિધિ તથા ઉપદેશ આપે છે, તેઓ પણ અવહેલા કરે છે, તેથી હાવા સર્વ વ્યાપાર સંભવિત થાયછે. અજ્ઞાન કામ તથા

લોભજ હાવા અવૈધ લગ્નનો મ્હોટો પ્રવર્તક છે. છોકરાંની ક્ષીણતા અને દુઃખ તથા માબાપની ઉત્કંઠા ને શોક આ અકર્તવ્ય કાર્યનું યોગ્ય ફલ છે. આપણો દુર્ભાગ્ય દેશ આ વિષયનું સંપૂર્ણ ઉદાહરણ-સ્થળ છે. જે જગ્યાપર માબાપ યત્ન કરીને દશ વર્ષની કન્યા અને અતિ ક્ષીણ જીવી ચિરરોગી છોકરાનું લગ્ન કરે છે, અને જે જગ્યાપર કન્યા ક્ષિપ્ત તથા મહારોગ ગ્રસ્ત હોવા છતાં કલંકના ભયથી ત્હેનું લગ્ન કરવામાં આવે છે, તે જગ્યાપરના માણસો હેવા નિવીર્ય અસમર્થ તથા અકર્મણ્ય થશે હેમાં વળી આશ્ચર્ય તે શું હોય ? ગમે તેમ હોય, સ્થિર જાણી લેવું કે પરમ કારુણિક પરમેશ્વરના નિયમ પાળવામાં સુખ થાય છે અને ઉલ્લંઘન કર્યાથીજ દુઃખ થાય છે.

અન્ન ખાવું, જ્યોતિ તથા હવા સેવન કરવી, યથાયોગ્ય વસ્ત્ર પ્હેરવાં, ઈત્યાદિકાર જડ પદાર્થ ઘટિત વ્યાપારથી શરીરને સબળ અને તંદુરસ્ત રાખવાનો યત્ન કરવો એ સર્વ પ્રકારે કર્તવ્ય છે. આ સર્વ વિષયને યથોપયુક્ત રીતે કરવા એ બીજો શારીરિકનો નિયમ છે. પરન્તુ મનુષ્યો કોઇ કાળે ઉપલ્યો નિયમ ઉત્તમ પ્રકારે પાળવામાં કદી સમર્થ થતા નથી. નિયમ ન જાણ્યાથી ત્હેને અનુસરીને કામ કરવું કદી સંભવતુ નથી.

આપણી શારીરિક પ્રકૃતિનું તત્વાનુસન્ધાન ન કર્યાથી ક્હેવી રીતે શારીરિક નિયમ જણાય ? શરીરસ્થાન અને શારીરિ વિધાન યથાનિયમથી ન શીખ્યાથી ક્હેવી રીતે શારીરિક પ્રકૃતિ જાણી સકાય ? બીજું બ્હાસ્યની વસ્તુની સાથે શરીરનો ક્હેવો સંબન્ધ છે તે પણ જાણવો જોઈયે, એ જાણવાને માટે સર્વ વસ્તુની સત્તા અને ગુણ જાણવા, અને પરીક્ષાથી માનવ શરીરની સાથે હેનો સંબન્ધ નિરુપણ કરવો જોઇયે. આપણે ઉપલ્યા સર્વ વિષય જેટલા જાણીશું, તેટલા પરમેશ્વરના સ્થાપેલા શુભદાયક શરીરના નિયમો નિરુપણ કરવાને સમર્થ થઈશું, અને તેટલા ત્હેના પરમ મંગળકર વિશુદ્ધ સુખ-સ્વરૂપ ઉપલબ્ધિ કરીને અપાર આનન્દ-નીરમાં નિમગ્ન થઈશું.

યથાનિયમથી શારીરિક શક્તિયોને ચલાવવી એ શરીરનો ત્રીજો નિયમ છે. મનુષ્ય બીજા નિયમની પેઠે આ નિયમને અવહેલા કરીને ત્હેનો બદલો ઘણું ક્લેશ ભોગવે છે. જુઓ હજારો માણસ કસરત તથા બીજી રીતે અંગની ચાલના ન કરતાં ભૂખ ઓછી થવી, દુર્બલતા, અસ્વચ્છન્દતા, સદા વિરક્તિ ઈત્યાદિ ઘણાક પ્રકારના દુઃખ ભોગવે છે. આતો પ્રસિદ્ધ છે કે આપણા દેશના ઘણાક ધનવાન માણસો આ વિ-

પયમાં સમ્યગ્ સાપરાધવાળા છે. વિશેષતઃ ઘણો ખેદનો વિષય છે કે આ દેશના અંગ્રેજી વિદ્યાલયના ઘણાક વિદ્યાર્થી શારીરિક કસરત છોડી દઇને તથા નિયમાતીત માનસિક પરિશ્રમ કરીને પોતાના શરીરને કેવળ વ્યાધિનું મંદિર તથા ઘણું નકામુ કરી મૂકે છે. આ વિશેનો ઉપદેશ આપવો સર્વ કરતાં જરૂરનો છે, તે વિદ્યાલયના શિક્ષકો કંઇ પણ વિચાર કરતા નથી.

અંગ ચાલના કર્યાથી શરીર તંદુરસ્ત રહે છે એ પુનઃપુનઃ સિદ્ધ કરવામાં આવ્યું છે, પરન્તુ નિયમિત મનોવૃત્તિ ચાલનાથી પણ શારીરિક સુખાકારી મળે છે. કપાળમાંનું મગજ મનના યંત્ર સ્વરૂપ છે. હેથી મનોવૃત્તિ ચાલના કર્યાથી મગજની ચાલના થાયછે. જ્યહારે જે અંગ સંમાચિત થાયછે, ત્યહારે ત્હેમાં રક્તનો પ્રવાહ પ્રબલ થાયછે, અને ત્હેના યોગે ત્હેની શિરાઓ ધીરે ધીરે મજબુત તથા બળવાન થઈને વધારે કામ કરવાવાળી થાયછે. સાધારણ નિયમાનુસારે મગજની ચાલના કર્યાથી રક્તનો પ્રવાહ વધે છે. *

* ઇસવીસન ૧૮૨૧ માં એક ફ્રેન્ચ સ્ત્રીના કપાળનો અડધો ભાગ ઉઘાડો થયાથી ત્હેનું મગજ દેખાતું હતું. પિયકુઈન્ નામનો ડાકટર ત્હેનું ઔષધ કરતો હતો

શરીરના બીજા અવયવોની સાથે મગજનો હેવો શુભકર સંબન્ધ નિરુપિત કરેલો છે કે તે સતેજ તથા તંદુસ્રત હોય, તો તે સર્વ અવયવની પણ સુખાકારી તથા શક્તિ મળે છે. એટલા માટે શરીરની સુખાકારીને માટે પણ મનોવૃત્તિયોની ચાલના કરવી જોઇએ. વિદ્યાચર્ચા, શિલ્પકર્મ, વિષય-કાર્ય, અને લૌકિક તથા સાત્વિક સર્વ પ્રકારનાં કર્ત્તવ્ય કર્મ યથોચિત અનુષ્ઠાન કર્યાથી આપણી મનોવૃત્તિયો સવ્યાપાર થઇને આખા મગજની ચાલના તથા તંદુરસ્તી આપે છે. તે વિષય બજાવવાને માટે મનુષ્યને બાલ્યાકાલથી યથાયોગ્ય શિક્ષણ આપીને ત્હેની મનોવૃત્તિયોને યથાયોગ્ય વધારવી તથા શાસનમાં રાખવી જોઇયે, અને જ્હેવી હાલતમાં રહ્યાથી ગુરુતર કલ્યાણકર ક-

---

ત્હેણે લખ્યુંછે કે ઉપલી સ્ત્રી જ્યહારે અકાતરથી સૂઈ જતી તે વેળાએ ન્હેનું મગજ પણ સ્પન્દ વગરનું રહેતું, જ્હારે ઉંઘમાં સ્વપ્નુ જોતી ત્યહારે ચંચલ અને સ્ફીત થતું, અને ત્યહારે તે શારી પેઠે જાગતી રહેતી અને વિશેષ કરીને જ્યહારે વિષય વિશેષમાં ઘણીજ ઉત્સાહિત થઈને વાતચીત કરતી ત્યહારે ત્હેનું મગજ આગળના કરતાં વધારે ઉચ્ચુ જતું. કુપર અને બ્લુમેનવેક નામના ડાકરોએ પણ ઘણી જગ્યાપર હેલુંજ જોયું હતું.

ર્ત્તવ્ય કર્મ થાય ત્હેવી હાલતમાં ત્હેને સ્થાપન કરવી જોઈયે. હેવા શિક્ષણથીજ બાળકનો ખરેખરો ઉપકાર થાયછે, અને હેવી સમ્પત્તિથીજ ત્હેના ખરેખરા સુખનો સંચય થાયછે.

મગજ રૂપ મનો-યંત્ર તંદુરસ્ત અને સ્ફૂર્ત્તિવાળું હોવાથી બીજો એક જાતનો ઉપકાર થાય છે મનોવૃત્તિ ચાલનાના પ્રકારાનુસારે શુભાશુભ ફલ પ્રાપ્ત થાય છે. આ વિષયના એક બે ઉદાહરણ દેખાડવામાં આવે છે વિપદ્ તથા અપમાન થયાથી આપણી સાવધાનતા, આત્માદર, લોકાનુરાગપ્રિયતા વૃત્તિયો ઘણી પ્રબળ થાય છે અને તે મહા ક્લેશાનુભવ કરેછે, અને ત્હેના યોગે હૃદય, હોજરી તથા ત્હેને લગતા બીજા અવયવ પણ અસુસ્થ થાય છે, ભૂખ મંદ પડી જાય છે, અને આખુ શરીર ક્ષયને પામે છે, પરન્તુ જ્યહારે મનોવૃત્તિ ચાલનાથી ક્લેશાનુભવ ન થતાં ખુશી ઉત્પન્ન થાય, ત્યહારે સર્વ શરીરની સ્ફૂર્ત્તિ તથા સુખાનુભવ થઈને સર્વ શરીરની ક્રિયા સારી રીતે થાય છે, અને ત્યહારે જે મનોવૃત્તિયોની યુગપત્ ચાલના કરવામાં આવે, ત્હેની સંખ્યા તથા પ્રાબલ્યાનુસારે દેહની સ્ફૂર્ત્તિ તથા સુખાકારી થાયછે. જો કોઈ દિવસે આળસુ તથા અવસન્ન શરીરે બેસિયે તથા નિર્જીવના

જેવા સૂઇયે, તે વેળાએ પ્રવાસી પુત્ર ઘણે દિવસે ઘરમાં આવે અથવા જો અકસ્માત હેવી ખબર સંભલાય કે કોઇ પરમ પ્રણયાસ્પદ મિત્ર ઘણો સંકટમાં પડ્યો છે અને હ્હેના ઉદ્ધારને માટે મને ઉદ્યોગી થવું જોઇયે, તો તરત આળસ્ય છોડી દેઇને અસામાન્ય આગ્રહ તથા ઉત્સાહ દેખાડીશું. આપણી બુદ્ધિવૃત્તિ, ઉપચિકીર્ષા, અપત્યસ્નેહ, આસંગલિપ્સા, લોકાનુરાગપ્રિયતા ઇત્યાદિ જે વૃત્તિયો પ્હેલાં વગર કામે પડેલી હતી, તેઓ સચેષ્ટ થઇને મનમાં ઉત્સાહ આપેછે તથા શરીરમાં બળ આપે છે. કોઇ પ્રફુલ્લચિત્તથી ઉત્સાહથી કોઇ વૈષયિક તથા ઉત્સવના વ્યાપારમાં, મન ઘણું લાગેલું છે હેવી વખતે જો અકસ્માત્ પુત્ર શોકના સમાચાર અથવા પ્રાણાધિક પ્રિય પતિના મૃત્યુની ખબર સાંભળે, તો તરત હ્હેનો સઘળો આનન્દ તથા સમુદાય ઉત્સાહ નાશ પામે છે, તે શોકથી પીડિત, વિવર્ણ તથા ઘણા બળ વગરનું થઇને જમીન ઉપર પડે છે, અને ધીરેધીરે અવસાદ તથા ક્ષયને પ્રાપ્ત થતો જાય છે. આ વિષયનું એક સુન્દર ઉદાહરણ આપવામા આવે છે. સ્પાર્મન્ નામનો એક માણસ વ્હાણમાં બેશીને દેશાન્તરમાં જતો હતો, રસ્તામાં માંસની ખોટય પડયાથી હ્હેમાંના માણસો ઘણો અસંતોષ દે-

ખાડવા લાગ્યા. પછી વ્હાણમાં જેટલા હતા તેઓએ વિચાર કર્યો કે આપણામાંથી કેટલાક માણસો પાસેના જંગલમાં જઇને શિકાર કરી લાવિયે, તે પ્રમાણે કેટલાક જમીન ઉપર ઉતરીને એક જંગલથી ભરેલા દુર્ગમ પર્વત ઉપર ચઢ્યા. પરન્તુ તેઓ ચઢતાં થાક્યા અને તાપ ઘણો હોવાથી ઘણા ક્લાન્ત થઈને ઘણો શ્વાસ છોડવા લાગ્યા, અને છેલ્લી વારે ગતિ-શક્તિ વગરના જેવા થઈ પડ્યા. પરન્તુ કહેવો આશ્ચર્ય ! હેવી વખતે છેટેથી એક હરણ જોતાંજ સર્વેનું આળશ્ય જતું રહ્યું અને શરીરમાં બળ આવ્યું અને તરત સર્વે દિગ્વિદિગ્ જ્ઞાન-શૂન્ય થઇને હરણની પછવાડે દોડ્યા, અને તે હરણ ઉપર નિશાન લગાડીને ઉપરાયાપરી બંદુક છોડવા લાગ્યા.

જો કોઈ પૈતૃક ધનાધિકારી માણસ ભોગાસક્ત અને આળશુ થઇને વિદ્યાના વિષયમાં તથા સાંસારિક હિતને માટે કોઈ મ્હેનતના કામમાં ન લાગે, અને કસરત કે શાસ્ત્ર ચિન્તાદિ કોઇ જાત્યનો શારીરિક તથા માનસિક પરિશ્રમ ન કરે, તો ત્હેને પરમેશ્વરના નિયમ ઉલ્લંઘન કરવાનો યોગ્ય બદલો મળે છે. શરીર સંચાલન ન કર્યાથી ત્હેને ક્ષુધા-માન્ધ વગેરે નાના પ્રકારના શરીરના રોગ થાય છે. અને માનાસક યત્ન

ન કર્યાથી, શરીરના ઉપર મનનો પ્રભાવ વ્યાપ્ત ન થતાં તે સર્વ રોગીની ધીરે ધીરે વૃદ્ધિ થાયછે. હેવી રીતે ધીરે ધીરે કાયિક ને માનસિક શક્તિ ક્ષીણ થતી જાય છે, કાર્ય ઉપર દ્વેષ, અસ્વાસ્થ્ય, અસ્થિરપણું, અવસાદ તથા બીજી ઘણીક જાત્યના દુઃખની ઉત્પત્તિ થાયછે, અને છેલ્લે હેને જીવન ધારણ કરવું એ કેવળ ક્લેશનો વિષય થઈ પડે છે. ઘણાક પૈસાદાર માણસોને હમેશાં ડાક્ટરની સોબત અને ઔષધ ખાતા જોવામાં આવે છે હેનું કારણ આ જ છે. આ વિષય ઉપર લખતાં લખતાં સ્વદેશીય કોઈ કોઈ ધની-સંન્તાનના દૂષિત ચરિત્ર અન્તઃકરણમાં સ્પષ્ટરૂપે અવભાસિત થવા લાગ્યાં. સર્વ પ્રકારના નિયમને ઉલ્લંઘન કરવાં એ હેમનો અભ્યાસ થઈ ગયો છે. સૂર્ય જ્યહારે ગગન મંડળમાં આરોહણ કરીને પ્રખર સૂર્ય કિરણ ફેલાવાને ચો તરફ પ્રકાશ કરેછે, ત્યહારે તેઓ પથારીમાંથી ઉઠે છે, પછી અતિ મૃદુ ભાવે થોડું થોડું અવશ્યનું કર્તવ્ય રોજની ક્રિયા પુરી કરતાં કરતાંજ સૂર્ય માથા ઉપર પ્રખરકર વર્ષણ કરે છે; ત્યહાર પછી યત્કિંચિત્ અનાયાસથી થનાર કામ અને સ્નાન ભોજન કરીને બીછાનામાં ગાત્રપાત પૂર્વક આળસ્ય-ત્યાગ કરતાંજ દિવસ જતો રહે છે. આહા! ભોજનથી તે-

ઓને તૃપ્તિ ઉત્પન્ન થતી નથી, અને શરીર પણ સુખદાયક જણાતું નથી. ઘણું કરીને ભૂખ મંદ પડેલી હોય છે, અતિ સુસ્વાદુ અન્ન પણ તેઓને વિસ્વાદવાળું માલમ પડેછે. હેવી રીતે કોઇ રીતે કાળ ગાળવો એ તેઓનું રોજનું વ્રત થઈ પડેલું હોય છે. તેઓ દાહાડે હાવી રીતે શારીરિક તથા માનસિક નિયમ ઉલ્લંઘન કરીને પાછું રાતે જાગરણ અને બીજાં અશેષવિધ અહિતાચરણ કરે છે. હા! તેઓ પરમેશ્વરની આજ્ઞા ઉલ્લંઘન કર્યાથી હાવા અશેષ રીત્યના ક્લેશ પામે છે! એ કહેતાં હૃદયના ટૂકડા થઈ જાય છે. આપણા દેશના સર્વ લોકો કોઈને કોઇ વિષયમાં પરમેશ્વરની આગળ સાપરાધ છે, નહિં તો આપણી હાવી દુર્દશા કેમ બનત?

મ્હોટી મ્હોટી મનોવૃત્તિની જેટલી ચાલના કરવામાં આવે તેટલો નિર્મળ તથા પ્રગાઢ સુખનો ઉદય થાયછે. એટલા માટે ઉત્તમમાં ઉત્તમ વિષયમાં ઉત્સાહની સાથે યથા નિયમથી બુદ્ધિવૃત્તિ તથા ધર્મ વૃત્તિયોને ચલાવ્યાથી માનસિક વીર્ય તથા શારીરિક સુખકારી મેળવવાના પક્ષે ઘણો ઉપકાર મળેછે.

નાના પ્રકારના પ્રાકૃતિક નિયમના ઉપર જે વિચાર કરવામાં આવ્યો છે. ત્હેમાં જહેની બુદ્ધિનો લેશ પણ

હશે તે હવે કદી પણ આળસ્યને સુખદાયક સમઝી કે બતાવી સકશે નહિં, અને નિયમાનુગત શરીર તથા મનોવૃત્તિ ચલાવવાને જગદીશ્વરના પ્રસાદ-લબ્ધ પરમ સુખના વ્યાપાર સિવાય બીજું કંઈ કહેવાને સમર્થ થશે નહિં. નિયમાતિક્રમ પૂર્વક શરીર અને મન ચલાવ્યાથી કલેશ થાયછે હેવું સમઝીને નિયમિત પરિશ્રમને ગર્હિત કહેવો કદી પણ ઉચિત નથી. નિયમિત પરિશ્રમને દુઃખકારક સમઝવો એ કેવળ મૂર્ખતાનુંજ કામ છે.

આપણે ચારે બાજુએ લોકોમાં રોગ, શોક, જરા વગેરે કલેશ જોઈયેછિયે, ત્હેનું જો દરેકનું કારણ શોધવામાં આવે તો એ સર્વ લોકોના અપરાધનું ફળછે, અર્થાત્ પરમ કારુણિક પરમેશ્વરે આપણા કલ્યાણને માટે જે સઘળા હિતકારક નિયમ સ્થાપેલા છે લ્હેને ઉલ્લંઘન કર્યાનું ફળ છે, એ ઘણાક પ્રમાણથી સાબેત થાયછે. એ જાણી રાખવું જોઇયે કે, પરમેશ્વર કોઈ અનિર્દય અલૌકિક કારણથી દુઃખ આપતો નથી, અને લૌકિકકાર્ય કારણ વિશે વિચાર ન કરતાં કોઈ અજાણતા મનઃકલ્પિત વ્યાપારને કલેશ નિવારણનો ઉપાય સમઝીને ત્હેનું અનુષ્ઠાન કર્યા છતાં આવેલા દુઃખની નિવૃત્તિ થતી નથી, અને સેંકડો વર્ષ સુધી

ત્હેની સ્તુતિ કર્યા છતાં તે કદાપિ નિયમનો ભંગ કરીને ભક્તની અનુચિત પ્રાર્થના પૂર્ણ કરતો નથી, આ વિષયના એક બે ઉદાહરણ આપવામાં આવેછે.

બેસો ત્રણસો વર્ષની આગમજ યુરોપમાં ઘણીક જગ્યાપર મરકી થતી હતી, વિશેષ કરીને બીજા ચાર્લસ રાજાની વખતે લંડનમાં ભયાનક મરકી થઈ હતી. તે વેળાએ લોકો સમજતા હતા કે પરમેશ્વરના કોપથી અથવા ધર્મના નિયમ ઉલ્લંઘનના ફળ રૂપે હાવી દુર્ઘટના થાયછે, પરન્તુ આ ગ્રંથમાં જે સર્વ પ્રકૃત તત્વનું વિવરણ કરવામાં આવ્યું છે ત્હેના અનુસારે સ્પષ્ટ જણાય છે કે લોકો શારીરિક નિયમ ઉલ્લંઘન કરવું એ તેનું મુખ્ય કારણ છે. તે વેળાએ લંડનના રસ્તા પ્હોળા નહોતા, લોકોની દુર્ગન્ધી દૂર કરવાનો તથા સારું પાણી મળવાનો ઉપાય નહોતો, લોકોને સ્વચ્છ રહેવાનો અભ્યાસ પણ નહોતો, અને તેઓને પુષ્ટિકારક ખોરાક પણ મળી સકતો નહોતો, મ્હોટી મરકી આવ્યાથી પછી આગ લાગી તેથી ત્યહાંનાં ઘણા ઘરો બળ્યા તેથી પ્હોળો રસ્તો કરવા મળ્યો, અને પછી લોકોએ ધીરે ધીરે વસ્ત્ર ઘર વગેરે સ્વચ્છ રાખવાનો આરંભ કર્યો. હેથી પ્હેલાં જેવી રીતે શારીરિક નિયમ ઉલ્લંઘન થતા આવતા હતા,

ત્હેનું થોડુંક નિવારણ થયાથી લંડનમાં પછી ત્હેના જ્હેવી મરકીનો ભય જતો રહ્યો.

પ્રથમ એડિનબરોની ત્રણ કોશ પશ્ચિમમાં કેટલીક જગ્યા હેવી અસ્વંસ્થ્યકર હતી કે દર વર્ષે વસન્તઋતુમાં ત્હાંના ખેડુતોને કંપજ્વર (તાવ) થતો હતો, તેથી તેઓ ધારતા હતા કે પરમેશ્વરનો કોપ ઉતર્યો છે. પછી જ્યહારે ત્યહાંના પ્રવાહ-શૂન્ય પીડા દાયક તળાવો સુધર્યાં, સુનિયમાનુસારે ખેતીવાડી થવા લાગી, ઘરો મ્હોટા અને સ્વચ્છ થવા માડ્યાં, અને દરવાજાની પાસેથી દુર્ગન્ધનો ઢગધો કાઢી નાખ્યો, ત્યહારે પ્હેલાંના સઘળા રોગ ત્યહાંથી જતા રહ્યા અને તે જગ્યા ઘણી સુખકારી થઈ પડી.

ઐશ્વરિક નિયમ ઉલ્લંઘન કર્યાથી કેટલી જાતનાં દુઃખ થાયછે- તે આપણા દેશમાં સારી રીતે જોવામાં આવેછે. ગામના કરતાં શહેરના માણસો વધારે દુર્બળ અને રોગી થાયછે, શહેરની વિષમ દુઃખદાયક દુરવસ્થા વિશે એકવાર વિવેચના કરીને જોયાથી ત્હેનું ખરું કારણ જણાશે, દુર્ગંધવાળી ગટરો, જગે જગે ઢગલાબંધ કચરો, ઘીચ વસ્તી અસ્વાસ્થ્યદાયક હવા સેવન ઈત્યાદિ ઘણાં કારણોથી શહેરના લોકો રુગ્ન અને જીર્ણ શરીરના થાયછે. શહેરના જે ભાગમાં દેશી

લોક વસેછે, ત્હેની મોરીમાંથી ત્હેમજ ગટરમાંથી પાણી કુવામાં આવેછે, અને તે પાણી પીધામાં આવેછે ત્હેમજ સંડાસની બદબો આખા ઘરમાં આવેછે તેથી લોકોમાં નાના પ્રકારની રોગોત્પત્તિ થાયછે.

આ સર્વ ભયાનક વ્યાપાર, મૃત-જીવાદિ-પરિપૂર્ણ જૂનાં ઘરો, બજારની વગર સાફ થયલી દુર્ગન્ધ જગ્યા, નરકના જ્હેવી ઉભા ન થવાય હેવા પશુઓને રાખવાની જગ્યા, ઘરો સાંકડાં અને અસ્વચ્છ, લોકનો ઇન્દ્રિય-દોષ, તેઓના નિયમાતીત પરિશ્રમ, કોઇનો તો અતિ આળસુ સ્વભાવ, દારિદ્રય-દશા, કુચિકિત્સા વગેરે ઘણાં પ્રત્યક્ષ કારણથી શહેરની ખરાબ દશા હોયછે, શહેરના ઘણા ખરા લોકોના શરીર ખરાબ નજરે પડેછે, કોઈને કોઇ જાતના રોગ ઘણું કરીને સર્વના શરીરમાં લાગુ અથવા અન્તર્ભૂત થઇ રહેલા હોયછે. હજારો માણસોનાં મ્હોઢાં શ્રીભ્રષ્ટ થયલાં, ભૂખ મંદ પડેલી, ઉદરામય, વા અને તાવના સ્પષ્ટ ચિન્હ દેખાય છે. લોકની દારિદ્રય દશામાં આ સર્વ વાતના સેંકડો અંશો વધેછે. હજારો નિર્દ્ધન નિરાશ્રય માણસો દવા વગર, પથ્ય વગર, જગ્યા વગર, સ્વજન વગર કાળ ગ્રાસે પતિત થાયછે. ટાઢથી શરીર અવશ થાયછે, તથાપિ એક પણ લુગડું હોતું નથી !

પ્રાણ્ જવાની તૈયારીમાં છે તોપણ પાણીનું ટીપુ પા-નાર માણુસ હોતા નથી ? અવ્યકુલિત સ્થિરચિ-ત્તથી એ સર્વનું વર્ણન કરવું કોની મગદુર છે ? ઉ-પલ્યા સર્વ ભયાનંક વ્યાપાર-વિષમ દુઃસહ યાતનાને મનમાં આણ્યાથી પણ અન્તઃકરણ શોકાકુલ થાયછે, હૃદય વિદીર્ણ થાયછે, અજસ્ત્ર અશ્રુપાત થાયછે કેવળ પરમેશ્વરના નિયમ ઉલ્લંઘન કરવાથીજ આ સર્વ દુઃખનો ઢગલો ઉત્તમ રીતે સાફ કરવાનું સાધ્યાતીત જણાય છે. આપણા દેશના લોકો પરમેશ્વરના નિયમ અને ત્હેને પાળવાનું ફળ સારી રીતે જાણુતા નથી, અને હાલ કેટલાક તે વિશે થોડું થોડું જાણેછે પણ તેઓ ત્હેને પાર પાડવાનો યત્ન કરતા નથી, પરન્તુ સરકાર હમેશાં માણસના હાવા ક્લેશ તથા મૃત્યુ જોયા છતાં ત્હેને દૂર કરવાનો પરિશ્રમ કરતી નથી એ બહુ ખે-દનો વિષય છે. જે નિર્દય રાજા પુત્રના જહેવી પ્રજાને મૃત્યુગ્રાસમાં પડતાં જોઇને શક્તિ હોવા છતાં ત્હેના પ્રાણુની રક્ષા કરતી નથી. ત્હેને કહેવી રીતે ઉત્તમ રાજા કહી સકાય! શક્તિ હોવા છતાં મરવા પડેલા માણ-સનો પ્રાણ ન બચાવો, અને પોતાના હાથમાં તર-વારના આઘાતથી કોઇનું માંથુ કાપવું એ બન્ને સરખા છે. સરકારે એ વિશેની શોધ કરવાને માટે કેટલાંક

કમિશન કર્યાંછે ખરા, પરન્તુ તે પણ વિફલ થયાં છે. કમિશનનો પોતાનું પદ લઇને કેવળ સર્વ સાધારણના હાસ્યાસ્પદ થયાછે, ગતાનુશોચના કરવી વૃથા છે. હાલ સરકારે આ વિષય ઉપર ઉત્તમ રીતે મન લગાડીને દર વર્ષ લાખો માણસનાં મૃત્યુ અને લાખો મનુષ્યના ક્લેશ નિવારણ કરવા સર્વ પ્રકારે કર્ત્તવ્ય છે.

કેવળ પોતાના શરીરના નિયમ ઉલ્લંઘન કર્યાથી ભૂમંડળ કેવી રીતે દુ:સહ દુ:ખાનલથી દગ્ધ થાયછે, ત્હેનું ટૂકામાં વિવરણ કરવામાં આવ્યું. હવે તે પ્રમાણે બીજી રીત્યના દુ:ખના ઢગલાનું કારણ અનુસન્ધાન કરવામાં પ્રવૃત્ત થઇયે છિયે.



## અસમાન વિવાહનું ફલ.

વિશ્વ-નિયન્તાના નિયમ ઉલ્લંઘન થયાથી, પરમ સુખોદ્દેશ ઉદ્વાહ-ક્રિયા પણ અશેષ યાતનાનું મૂળ થયું છે. એકમેકથી વિરુદ્ધ સ્વભાવ, અસમ બુદ્ધિ, અને વિપરીત-મતાવલંબી સ્ત્રી પુરુષનું લગ્ન થયાથી બન્ને જણા આખી ઉમ્મર સૂધી વિષમ દુ:ખ ભોગવેછે. માનસિકભાવ અને બુદ્ધિ-ચાલના વિષયમાં થોડુંક વૈલક્ષણ્ય હોવાથી ઘણાંક દંપતી મહા અસુખથી કાળ ગાળેછે. બન્ને જણા માનસિક વૈલક્ષણ્યજ છૂટા પડવાનું માત્ર કારણ હોયછે. પ્હેલા ઉદ્યમથી તેઓમાં પ્રણયનો સંચાર થઇ સકેછે, પરન્તુ તે વધારે કાળ સ્થાયી થતો નથી. પરમ સુંદર ભાર્યાના કુસુમના સરખું મનોહર લાવણ્ય પણ થોડી વારમાં અતિ મલિન જણાય છે, અને પ્રથમ જે અપ્રણયરૂપ અગ્નિ-કણા મોહરૂપ નિવિડ આવરણમાં આચ્છન્ન હતી, તે પણ ધીરે ધીરે પ્રજ્વલિત થાયછે.

જો સ્વામી ઘણો મિથ્યાવાદી, પ્રતારક અને વિશ્વાસ ઘાતક હોય અને સ્ત્રી જો સદાચારિણી, સત્યવાદિની, અને ઘણી ધર્મભીતા હોય તો પોતાના પ-

તિને પુનઃ પુનઃ અધર્માચરણમાં લાગેલો જોઈને તે સર્વદા ક્લેશાનુભવ અને ગ્લાનિ પ્રકાશ કરેછે. જે જગ્યાપર સ્વામી યદૃચ્છા લાભથી સન્તુષ્ટ થઈને કોઈ રીતે સંસાર યાત્રા નિર્વાહ કરી સક્યાથી પોતાને સુખી તથા ચરિતાર્થ જાણેછે, અને ત્હેની ચિર-સહચરી ભોગાભિલાષિણી પત્ની પરમ શોભાકર વેશભૂષા અને વૈષયિક આડંબર દેખાડવાને માટે સતત વ્યાકુળ હોય તે જગ્યાપર ક્હેવા અસુખના સંચારની સંભાવનાછે, તે ઘણાક સ્વામીઓ પ્રત્યક્ષ અનુભવ કરેછે. ટૂંકામાં વિદ્વાન્ ઉદાર-સ્વભાવ, મહાશય પુરુષની સાથે કોઇ વિદ્યા વગરની, કલહ પ્રિયા, ક્ષુદ્રાશય રમણીનુંલગ્ન થવું એ કેટલો ક્લેશનો વિષય છે, ત્હેનાં ઉદાહરણ એકઠાં કરવાને માટે વધારે યત્ન કરવાની જરૂર નથી; આ દેશના પુષ્કળ વિદ્યાર્થી માણસ આ વિષયનાં ઘણી ઉત્તમ રીતે દૃષ્ટાન્તની જગ્યા છે, વિદ્વાન્ પતિ માનવ જન્મના સાર્થક્ય-સાધક જ્ઞાન-રસનો રસિક થઇને ત્હેના વિષયના પ્રસંગમાંજ પરમ પરિતોષને પ્રાપ્ત થાય છે, એને મૂર્ખ સ્ત્રીના સહવાસથી કોઈ રીતે ત્હેનું મન સંતુષ્ટ થતું નથી, અને સ્ત્રી પણ પતિની અવળી મતિ જોઇને કદી પણ સન્તોષ પ્રકાશ કરતી નથી. સ્વામી જે વિષયને અલીક અને અપકારી જાણેછે, ત્હેને ત્હેની

કુસંસ્કારવાળી પત્ની અવશ્યનું કર્ત્તવ્ય સમઝીને કરેછે. ધર્મ વિષયમાં બન્ને અતિશય જાદા હોય છે, એકનો અતિ શ્રદ્ધાનો પરમ પૂજનીય પદાર્થ અને બીજાને ઉપયોગ અને અનાદરનો આસ્પદ થઈ પડેછે. આ-જકાલ આપણા દેશના વિદ્વાન જુવાનીઆમાં હેવા સેંકડો બનાવ બનેછે, અને તે ઘણાકોને મનસ્તાપ તથા દુષ્પ્રવૃતિનું કારણ થયાછે.

સર્વે વિષયમાં એકીભૂત થવું એ જેઓની પ્રતિજ્ઞા છે, તેઓમાં કોઇપણ વિષયમાં ઐકય જોવામાં આવતું નથી, તેઓનાં અન્તઃકરણ એકમેકથી એટલાં છેટે હોય છે કે તેટલું ભૂતલ અને અન્તરીક્ષમાં છેટું ન હોય, કોઈ અપરિચિત માણસની કોઈ અજ્ઞાન કુળશીલ મ-નુષ્યની—કોઇ વિદેશીય લોકોની પણ સાથે જે સર્વ વિષયમાં વાતચીત કરી સકાયછે, જેનું અર્દ્ધાંગ સ્વરૂપ-એક કામ સ્વરૂપ થવું ઉચિત છે, ત્હેની પાસે તે સર્વ વાતનો પ્રસંગ પણ કરવાની સંભાવના નથી! આહ! કહેવો ખેદનો વિષય છે! થોડીક સાંસારિક વાતચીત અને કોઈ ઈતિર સુખના પ્રસંગ શિવાય ત્હેની આ-ગળ બીજા કોઈ વિષયની વાત કરવાનો ઉપાય હોતો નથી! વિદ્યાનો પ્રસંગ, ધર્મનું યથાર્થ તત્વ, સંસાર સુખજનક કોઈ નવી રીતિ સ્થાપવા વગેરે હૃદયના

ભંડારનાં અમૂલ્ય રત્નો ત્હેની આગળ પ્રકાશ કરી સ-કાતા નથી. એટલુંજ નહિં પણ હાવું જે સુલભ સુખ સંસારધામ છે, તે પણ વિપદ્ રૂપ વિષમ-વિષદૂષિત થઈને સર્વદા દુઃખરૂપ દારુણ રોગની ઉત્પત્તિ કરેછે.

એ કારણથી સ્ત્રિયોને વિદ્યા શિખવાડવી એ કેટલું જરુરનું છે તે કહી સકાતું નથી, ત્હેના પક્ષમાં હજારો યુક્તિ છે ત્હેમાં હાને એક અખંડનીય યુક્તિ કહીને માનવું જોઇયે.

એટલા માટે આ વિશે માબાપની ઉપર કહેવો મ્હોટો ભાર સમર્પિત થયલો છે તે વિશે સર્વે વિચાર કરવો જોઇયે. જેઓ કન્યા અને પુરુષના શુભાશુભ ચરિત્ર ઉપર વિચાર ન કરતાં સંતાનનું લગ્ન કરેછે, તેઓ પગલે પગલે પરમેશ્વરનો નિયમ ઉલ્લંઘન કરેછે, તેથી સંસાર રૂપ અપાર સાગરનો દુઃખનો પ્રવાહ પ્રબળ કરેછે. અને પોતે પણ પોતાના છોકરાંના દુઃખથી દુઃખી થઈને તે અપરાધના બદલા રૂપે ઘણી યાતના ભોગવે છે. તેઓ પુત્ર કન્યાનો સંબન્ધ નિર્ણય કરતી વેળા-એ પલ્લાનો વિવાદ કરેછે, કુલવાનને આપવાનો વિ-ચાર કરેછે, અને બીજા તરેહવાર વિચાર કરેછે; કે-વળ જે માબાપનું કર્ત્તવ્ય છે ત્હેના ઉપર ધ્યાન આ-પતા નથી, તેઓ સમઝતા નથી કે પુત્ર અને કન્યા

બન્નેને શિક્ષણ આપવું અને તેઓનો જ્હેવો સ્વભાવ હોય ત્હેના યોગ્ય કન્યા તથા પુત્રની સાથે લગ્ન કરવું એ માબાપનું અવશ્ય પરિસાધ્ય ઋણ સ્વરૂપ છે, તે ઉત્તમ રૂપે નહિં બજાવ્યાથી પરમ ન્યાયવાન્ પરમેશ્વરની સામે સાપરાધ રહેવામાં આવેછે.

સવિશેષ અનુસન્ધાનથી અને હૃત્તત્વ વિવેક વિધાના મતાનુસારે માથાના ભાગ વિશેષના પરિણામથી લોકોના શુભાશુભ ચરિત્ર જાણી સકાયછે.

અવૈધ વિવાહનું ફળ કેવળ દંપતિનેજ દુઃખ ભોગવવું પડેછે એટલામાંજ તે પતતુ નથી, સંતાનનું મંગળામંગળ પણ ત્હેના ઉપર ઘણું આધાર રાખેછે.

## પિતા માતાના ગુણદોષથી છોકરાં વર્ત્તેછે ત્હેનું વિવરણ.

એક પ્રકારથી હાલું નિરુપિત થયું છે કે માબાનું શરીર તંદુરસ્ત અને સબલ હોવાથી છોકરાં પણ ત્હેના જેવા તંદુરસ્ત અને સબળ શરીરનાં થાય છે, અને ત્હેના વિપરીત થયાથી વિપરીત ફલની ઉત્પત્તિ થાયછે. સર્વ લોકોના જાણુવામાં છે કે ખહી, કોડ, ઉન્માદ, વા, હરસ વગેરે નાના પ્રકારના રોગ કોઈ

વંશમાં એકવાર પ્રવિષ્ટ થયાથી પુરુષાનુક્રમે થતા આવે છે, અને પ્રત્યક્ષ જોવામાં આવ્યું છે કે કોઈ કોઇ કુટુંબમાં અન્ધતા રોગ અને શરીરના અવયવ વધવાનો રોગ પુત્ર પૌત્ર દૌહિત્રાદિક્રમથી થતા આવે છે. આપણા દેશમાં ઘણાક માણસના હાથ પગનાં આંગળા વધારે અથવા ઓછાં જોવામાં આવે છે, તેઓનાં છોકરાંમાં પણ હેવુંજ અંગવૈલક્ષણ્ય થાય છે. એટલા માટે, છોકરાં માબાપના વિષય પ્રમાણે તેઓના શારીરિક રોગના અધિકારી થાય છે તેઓ ટૂંકામાં રોગાક્રાન્ત થઈને જન્મેછે, દુર્બલ પ્રકૃતિ અને સ્વભાવતઃ શારીરિક નિયમ થોડા મેળવેછે તે વ્યતિક્રમ થયાથી પીડા ઉત્પન્ન થાય છે. કોઈ કોઇ કુટુંબના માણસોનું પુરુષાનુક્રમથી લાંબુ આયુષ્ય અથવા ટૂંકુ આયુષ્ય થાય છે. ટામસ્પાર નામનો એક માણસ ૧૫૨ વર્ષે મરી ગયો. ત્હેનો એક છોકરો ૧૦૯, એક પૌત્ર ૧૧૩, ને એક પ્રપૌત્ર ૧૨૪ વર્ષ સૂધી જીવ્યો હતો. સ્કૉટલંડરમાંના ગ્લાસગો નગરની એક સ્ત્રી ૧૩૦ વર્ષની ઉમ્મર સૂધી તંદુરસ્ત શરીરે કાળ ગાળતી હતી. ત્હેનો પિતા ૧૨૦ અને પિતામય ૧૨૯ વર્ષે મરી ગયા હતા.

શરીરના બીજા અવયવની પેઠે કપાળમાંનું મગ-

જ અને ત્હેના અનુસારે મનોવૃત્તિયો પણ પુરુષાનુક્રમથી એક સરખી થતી આવે છે, હેવીજ રીતે, માબાપની જ્ઞાનજ્યોતિ પોતાના છોકરાંમાં જોવામાં આવે છે, અને એજ પ્રમાણે ત્હેનું પુણ્ય-બલ છોકરાંમાં પ્રકાશ આપે છે. જો માબાપ બન્ને ઘણાં દુ:શીલ અને બુદ્ધિનો અંશ ઘણો હીન હોય તો તેઓનાં છોકરાં કદી પરમ ધાર્મિક તથા ઘણા બુદ્ધિમાન જોવામાં આવતાં નથી. કોઈ કોઈ કુટુંબનાં ઘણા ખરા સર્વ માણસને ચોરીનું કામ, પ્રતારણ, જુઠું બોલવું, મદમત્તતા, આત્મહત્યા તથા બીજી જાતની દુષ્ક્રિયામાં આસક્ત જોવામાં આવે છે. ડાક્ટર ગોલ સાહેબે આત્મહત્યાનું એક આશ્ચર્ય ઉદાહરણ દેખાડ્યું છે, પારીસ નગરનો એક રહેવાસી સાત છોકરાં અને તેઓના ભરણ પોષણોપયોગી વિષય મૂકીને મરી ગયો; તેઓની ઘણી સંપત્તિ હતી, શરીર તંદુરસ્ત હતું, અને વ્હેપાર પણ મ્હોટો હતો, કોઇ રીત્યનો ખેદનો બનાવ બન્યો નહોતો. પરન્તુ તેઓને હેવી કંઈ દુર્દાન્ત દુષ્પ્રવૃત્તિ પ્રાપ્ત થઈ હતી કે સર્વે એક એકના પછી આત્મઘાત કરીને મરી ગયા. ઓ, સ, ફ્રૌબર સાહેબે લખ્યું છે કે સો વર્ષની વાત ઉપર એક માણસનો કોઇ રિપુ ઘણો પ્રબલ હતો; જ્ય્હારે ત્હેની ઉમર ૯૫

વર્ષની થઇ હતી ત્ય્હારે પોતાની ચાર સ્ત્રી હોવા છતાં પણ તે એક ગૃહસ્થની સ્ત્રી ઉપર આસક્ત થઇને ત્હેને ઘરમાંથી કાઢી લાવ્યો. હાલ ત્હેના વંશથી ઉત્પન્ન થયલો એક બુદ્ધિમાન માણસ લાંપટચ કર્મમાં દર વર્ષે હજારો રૂપિયા ખર્ચે છે, અને ઘણા દિવસથી પોતાની કામ રિપુને ચરિતાર્થ કરવાને માટે કેટલીક ભ્રષ્ટા સ્ત્રીનું પ્રતિપાલન કરતો આવે છે. ત્હેની બ્હેનોના વિવાહ ન થતાંજ છોકરાં ઉત્પન્ન થયાં છે. અને તેઓ ઘણા કામ-પરાયણ રૂપે પ્રખ્યાત થયાં છે. ત્હેની એક ભાણુજીએ ચઉદ વર્ષની ઉમ્મર ન થતાંમાંજ એક જારજ સન્તાન પ્રસવ કર્યો. આ વંશના પુરુષોમાં સઘળા અને સ્ત્રીઓમાં અધિકાંશ ઇન્દ્રિય-પરાયણ છે. ટૂંકામાં પિતૃ-ગત અથવા માતૃ-ગત ગુણ છોકરાંમાં આવે છે. ત્હેના કંઇ એક બે દૃષ્ટાન્ત મળતાં નથી પરંન્તુ શરીરનાં અવયવ, અંગ-વૈલક્ષણ્ય, બળ, પુષ્ટિ, દીર્ઘતા, -હ્રસ્વતા, કૃશતા વગેરેની પેઠે મનની સર્વ જાત્યની નિકૃષ્ટ પ્રવૃતિ, બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃતિ પુરુષાનુક્રમથી એક રૂપથી આવે છે, ત્હેનાં ઘણાં દૃષ્ટાન્ત સર્વ દેશમાં જોવામાં આવે છે. એટલુંજ નહિં પણ આ અખંડનીય નિયમથી જાતિ વિશેષના વિશેષ ગુણ અથવા દોષ ઉત્પન્ન થયા છે. બંગાળીઓ ભીરુ-

સ્વભાવના, શિખ લોકો વીર્યવાન્ અને હિંમતવાન, અંગ્રેજો દુર્જય અર્જ્જન સ્પૃહાવાળા, કાફ્રિયો બુદ્ધિ વગરના ઇત્યાદિ એક એક જાત્યના એક એક પ્રકારના સ્વભાવ હોય છે તે સર્વ જાણે છે. મનુષ્યોના સ્વજાતીય સ્વભાવ મેળવવામાં સંશય કરવો તો એક બાજુએ રહ્યો તે એક પ્રકારે સ્વાયી છે ત્હેને બદલવો ઘણો મુસ્કેલ છે. સર્વ જાતીય લોકોના ઇતિહાસ આ વિષયમાં સાક્ષી આપે છે. વિશેષતઃ યાહુદીઓના દૃષ્ટાન્તના જેવી બીજી કોઈ જાતિ નથી. તેઓ લાંબી મુદતથી ભૂમંડળના દરેક ભાગમાં રહે છે, પરન્તુ સર્વ જગ્યાપર તેઓની આકૃતિ અને સ્વભાવ ભક્તિ એક જાત્યના જોવામાં આવે છે. ત્રણસો વર્ષ ઉપરના અને ત્રણ હજાર વર્ષ ઊપરના યાહુદિયોનાં ચિત્રમય પ્રતિરૂપ મળ્યાં છે ત્હેની સાથે હાલના યાહુદિઓનાં મુખ સરખાવતાં કંઇ પણ ફરક જણાતો નથી. ત્રણ હજાર વર્ષની પ્હેલાંના એક મિશર દેશના રાજાની કબરની જગ્યાપર તેઓનું જે ચિત્રમય પ્રતિરૂપ હતું તે જોઇને ડાક્ટર એડોયાઇ સાહેબે કહ્યું છે કે "કાલે મ્હેં લંડનમાં જેવાં સર્વ યાહુદિયોને જોયા છે ત્હેવાજ હાલ તેઓનાં પ્રતિરૂપ જોઊંછું." તેઓના શરીરના પ્રમાણે મનનો ભાવ પણ સર્વ કાલે અને સર્વ સ્થના

માં એક સરખો થતો આવ્યો છે. તેઓનો ઇતિહાસ વાંચ્યાથી જણાય છે કે અતિ પ્રાચીનકાલમાં યાહુદિયોની અજજન સ્પૃહા અને જુગોપિષા વૃત્તિ ઘણી પ્રબલ હતી, હમણાં પણ તેઓની ઉપલી બે વૃત્તિ ઘણી બળવતી રૂપે પ્રસિદ્ધજ છે, તેઓ યુરોપ, એસિયા, કે અમેરિકા જે ખંડમાં જે જગ્યાપર રહેતા હોય ત્હાં અર્થોપાજર્જનનેજ પ્રધાન પુરુષાર્થ સમઝીને આખી ઉમ્મર સૂધી તદનુયાયી કામમાં પ્રવૃત્ત રહે છે. જો માબાપની પૈતૃક અથવા સ્વોપાર્જિત સમ્પત્તિની માફક તેઓના શારીરિક અને માનસિક ગુણાગુણ પણ છોકરાંમાં ન આવે તો એક એક દેશના સર્વ સાધારણ લોકોની એક એક પ્રકારની પ્રકૃતિ થવી કોઇ રીતે સંભવિત થનાર નથી. વસ્તુતઃ લોકોનો સ્વભાવ વાસ્તુ-ભૂમિનો ગુણ અને સન્તાનોત્પાદનના નિયમના ઉપર સારી રીતે આધાર રાખે છે. આપણા પૂર્વજો ઐક્ય શૂન્ય ભીરુ સ્વભાવના હતા, આપણે પણ ત્હેના જેવા અથવા ત્હેનાથી ખરાબ પ્રકૃતિને પ્રાપ્ત થયા છિયે, અને આપણાં છોકરાં પણ આપણો સ્વભાવ અને ચરિત્રના ઉત્તરાધિકારી થશે. જ્યહાં સૂધી પરમેશ્વરના પ્રતિષ્ઠિત નિયમો જાણીને તે પાળતા નથી, ને આ વિષયનો પ્રતિકારનો યત્ન કરવામાં આવતો ન-

થી, ત્હાં સૂધી આપણો હાવો સ્વભાવ તથા હાવા બીજા કેટલાક કુસ્વભાવ નિર્મૂળ થવાની સંભાવના જણાતી નથી.

માબાપના સ્વભાવમાં જે ગુણદોષ હોય તે પ્રમાણે છોકરાં ચાલે છે એ એક રીતે સિદ્ધ થયું. પરન્તુ હેથી હાવું સ્થિર કરવું ઉચિત નથી કે છોકરાં ઘણુંકરીને માબાપની મળેલી પ્રકૃતિ પ્રાપ્ત થઈને તેઓના દોષ ભાગ અને ગુણ ભાગના અધિકારી થાય છે, ટૂંકામાં આ પ્રામાણિક માલમ પડે છે કે માબાપના વિશેષ સ્વભાવિક ગુણ અને અપત્યોત્પાદનની વેળાએ તેઓની જે મનોવૃત્તિયો વધારે પ્રબળ હોય, ત્હેનો અધિકાર કરીને જન્મે છે. આ નિયમ સંસ્થાપનને માટે ૩–૪ વિષય ઉપર વિચાર કરવો જોઈયે.

પ્હેલું–કારણ વિશેષથી શારીરિક પ્રકૃતિનો અન્યથાભાવ થયાથી તે પણ સંતાનમાં આવે છે. માબાપના હાથ પગની અધિક આંગળી તથા લિપ્તાંગુલિ થયાથી, છોકરાં પણ ત્હેવાં અધિક આંગળીવાળા તથા વિકલાંગ થાય છે એ પ્રથમ લખવામાં આવ્યું છે. કોઈ માણસનો પ્હેલો પુત્ર યથાવત્ ધીર અને સ્થિરમનનો હોય ત્હાર પછી ઘોડા ઉપરથી પડ્યાથી ત્હેના માથામાં ઘા પડે તથા વિચલિત ચિત્ત થાય,

ત્હેવી અવસ્થામાં ત્હેને બીજા બે છોકરાં ઉત્પન્ન થાય તો તે બન્ને જડ બુદ્ધિના થાય છે, છેલ્લે ચિકિત્સાથી પ્રતિકાર કરવામાં આવે તો ત્હેના બીજા બે છોકરાં ઉત્પન્ન થાય તો ત્હેમાંના કોઇનું ચિત્ત-વૈકલ્ય અને બુદ્ધિભ્રંશ થશે નહિં.

બીજું—અભ્યાસથી ભેંશ, ઘોડા, કુતરા વગેરેને ખાવામાં, જવામાં, મૃગયાદિ વિષયમાં પ્રકૃતિ-સિદ્ધ વ્યવહારથી ઉલટા ચલાવ્યાથી તેઓના બચ્ચા પણ તે વિષયમાં માબાપના અનુવર્ત્તી થઇને ચાલેછે. ત્હેના ઉપરથી આ પણ સંભવતું જણાય છે કે મનુષ્યો પણ માબાપના અભ્યાસવાળા ગુણદોષ મેળવી સકેછે.

ત્રીજું—સ્ત્રિયો જ્યહારે ગર્ભવંતી રહેછે ત્યહારે તે વેળાના માનસિક ભાવાનુસારે છોકરાંની સારી નરસી પ્રકૃતિની ઉત્પત્તિ થાયછે, વસ્તુતઃ જ્યહારે જરાયુ શય્યામાં રહીને જીવનું અવયવ બંધાય છે ત્યહારે માના મનમાં કોઈ પ્રગાઢ ભાવનો ઉદય થયાથી ત્હેના દ્વારા સન્તાનના સ્વભાવમાં થોડો ફરક પડવાની સંભાવના છે. સ્કૉટલંડ દેશમાં એક મોચીની પત્ની ગર્ભાવસ્થામાં પોતાના ઘરમાં એક જડ પદાર્થને જોઈને ઘણા ભયથી ચમકી ગઇ હતી, તે કહેતી કે " જડની મૂર્ત્તિ મને એ પ્રકારે પ્રગાઢરૂપથી મનમાં

ફસી ગઈ કે હું તે ભૂલીને બીજી તરફ મનને લગાડી સકતી નથી” ત્હેને છોકરૂં અવતર્યું તે પણ જડ થયું.

એના સિવાય એ પણ જાણવામાં આવેછે કે જે કુટુંબમાં દૈવાત એક જણ મુગો તથા બ્હેરો થાય, તે કુટુમ્બમાં ત્હાર પછી બીજાં છોકરાં પણ વિકલેન્દ્રિયવાળા જન્મે છે, થોડો વખત થયો સવિશેષ અનુસન્ધાનથી જણાયું છે કે આયર્લેંડદ્વીપમાં ઘણાક કુટુંબમાં બે ત્રણ, અથવા ચાર મૂગા તથા બ્હેરા થયા હતા. કોઈ કોઈ કુટુંબમાં હેવા વિકલેન્દ્રિય પાંચ, સાત અને દશ સૂધી પણ હતા. અને યુદ્ધ-વ્યવસાઈ દરિદ્ર માણસના વંશમાં ઉપરાચાપરી મુગાં અને બ્હેરા દશ છોકરાં જન્મે છે. હેના સિવાય ઇંગ્લંડ અને સ્કૉટલંડ વગેરે બીજા ઘણાક દેશમાં હેવા વિષમ દુઃખદાયક ઘણાક બનાવ બનેછે.

સ્કૉટલંડ દેશમાં આંધળાના વિષયમાં પણ હેવુંજ બનેછે, ત્હાંના એક માણસને છ છોકરાં જન્મ્યાં, ત્હેમાંથી બે છોકરા અને ચાર છોકરી આંધળી ઉત્પન્ન થઇ. માબાપને આંખનો રોગ મુદલે નહોતો અને પ્હેલા બે છોકરા પણ સારી આંખ્યવાળા થયા હતા, પરન્તુ છોકરી સર્વે આંધળી થઇ હતી આ કુટુંબમાંના ચાર છોકરામાંથી ત્રણ છોકરા એક રીતે આંખ્યની પીડાથી

પીડિત થયા.

ગ્રંથકર્ત્તાઓ હાવાં ઘણાંક ઉદાહરણનો સંગ્રહ કરે છે ખરા, અને જો ત્હેને અનુસરીને એ પણ જુવે છે કે ગર્ભિણી સ્ત્રીને આંધળા બ્હેરાદિ જોયાથી ત્હેના માનસિકભાવ વિશેષની પ્રગાઢતા થઇને તે વેળાના છોકરાં પણ ત્હેના જ્હેવા વિકલેન્દ્રિય થાયછે, પરન્તુ માલમ પડેછે કે આ વિષયનો સર્વથી છેલ્લો સિદ્ધાન્ત કરવાનો વખત હજી સૂધી આવ્યો નથી. તોપણ સ્ત્રિયોની ગર્ભવંતી થવાની વેળાનું શરીર મન સંબન્ધીય અવસ્થાનુસારે છોકરાંની પ્રકૃતિમાં ફરક પડવાનો સંભવ છે. એટલા માટે આપણા દેશના લોકો ગર્ભવંતી સ્ત્રિયોને ત્રાસ થાય અથવા બીજી જાતનાં વિઘ્ન ઉત્પન્ન થાય એ વાસ્તે તેઓને કોઈ જગ્યા ઉપર અને વિશેષતા બંધુની ભૂમિમાં એકલી જવા દેતા નથી, આ વ્યવહાર પ્રમાણિક અને પ્રશંસનીય છે ખરો.

ચોથું—સન્તાન માબાપના શારીરિક અને માનસિક નૈમિત્તિક ગુણ મેળવે છે અપત્યોત્પાદનનીવેળાએ માબાપનું અને વિશેષતઃ માના શરીર અને મનના જ્હેવા ભાવ હોયછે, ત્હેવા સન્તાનને થોડાક મળે છે. એ કોઈને કહેવું પડે હેમ નથી, પાંચ ભાઈઓમાંથી કોઈ નમ્ર, કોઇ ઉગ્ર, કોઈ લોભી, કોઈ ભોગા

સક્ત, કોઈ પરમ ધાર્મિક શાન્ત સ્વભાવનો થાય છે. વિશેષાનુસન્ધાન કરીને જોયાથી સાબેત થાયછે કે સન્તાનોત્પત્તિની વેળાએ માબાપની માનસિક અવસ્થા વિશેષજ સન્તાનોને હાવી પ્રકૃતિ ભેદનું પ્રધાન કારણ છે. પ્રત્યક્ષ જોવામાં આવ્યું છે કે ઘણાક માણસો એ દારૂ પીને આશક્ત થઇને જેટલાં છોકરાં ઉત્પન્ન કર્યાં છે તે સર્વે દારૂબાજ થયાંછે, અને તે દુર્જય દુખવૃત્તિનો પરિત્યાગ કર્યા પછી તેઓનાં જેટલાં છોકરાં જન્મ્યાં છે તે સર્વે દારૂમાં નિસ્પૃહ જોવામાં આવ્યાં છે. ફ્રાન્સ દેશના ભુવન-વિખ્યાત મહાવીર બોનાપાર્ટના બાપે ઘોરતર યુદ્ધ વિગ્રહાદિની વખતે ભાર્યા પરિગ્રહ કરી, એ પરમ સુન્દરી સ્ત્રી પણ ઘણી વીર્યવત્તી હતી, સ્વામીની સાથે સઘળા ઉત્પાત અને કલહ વ્યાપારમાં વ્યાપ્ત થયલી હતી, હેવું કહેવાય છે કે ત્હેના અતુલ-કીર્ત્તિમાન પુત્રનો પ્રસવ થયા પ્હેલાં થોડીવાર ઉપર ઘોડે બેસીને સ્વામીની સાથે તે લડાઇમાં ગઇ હતી તે વેળાનું મહાબળ પરાક્રાન્ત બોનાપાર્ટનું અદ્વિતીત શૂરત્વ ભૂમંડળના ઘણાખરા ભાગમાં વિશેષ રૂપથી વિખ્યાત છે. ફ્રેન્ચ દેશના સુપ્રશિદ્ધ ભયાનક રાજવિપ્લવના થોડા વખત પછી દુર્બલ, ક્રુદ્ધસ્વભાવ અને અવ્યવસ્થિત ચિત્તના પુષ્કળ માણુસોએ

જન્મ લીધો હતો, અને ઉત્સાહવાળો કોઈ સામાન્ય વ્યાપાર આવ્યાથી તેઓ તરત ઉન્મત થઈ જતા. સન્તાન ઉત્પાદનની વેળાએ જેનો જે વિષયમાં અનુરાગ, ઉત્સાહ અને ચર્ચા હોયછે ત્હેનાં છોકરાં તે વિષયમાં લાગેલા અને કૃતકર્મા થાયછે ત્હેનાં પુષ્કળ પ્રમાણ મળેછે.

ઉપલ્યા સર્વ વૃતાન્તથી આ બહુ સંભવિત જણાય છે કે માબાપના પ્રાકૃતિક અને ઉપાર્જ્જિત ગુણના ઉપર સન્તાનના ગુણાગુણ અને મંગળામંગળ વધારે આધાર રાખેછે. એ કહેવો પરમ મંગળાકરનો મનોહર નિયમ છે! હેનાથી ભૂમંડળના સુખ સૌભાગ્ય સમુન્નતિની કેટલી આશા અને કેટલી સંભાવના રહેલી છે. આ નિયમના અનુવર્તી થઇને શારીરિક તથા માનસિક ઉત્કર્ષ સાધવાનો યત્ન કર્યાથી માનવ વર્ગની ક્રમાગત શ્રીવૃદ્ધિ થશે. વંશપરંપરા જ્ઞાન, શક્તિ અને સુખ સ્વચ્છન્દતાનું આધિક્યજ થશે.

પરન્તુ કર્તવ્યના શતાંશનું એકાંશ પણ કોણ કરે છે? મનુષ્યો ગાય, ઘોડા, મેંઢા વગેરે પશુઓની ઉન્નતિ કરવાને યત્ન તથા તદબીર કરેછે. પરન્તુ પોતાની કુલોન્નતિને માટે ત્હેમાંનું કંઈ પણ કરતા નથી. પાળેલા પશુઓની સારી જાત્ય કરવી હોય તો પશુ પા-

ળનારા કદી ત્હેને ખરાબ જાતનો સમાગમ કરવા દેતા નથી, અને ખેડુતો જ્યહાં સૂધી સંભવ હોય ત્યહાં સૂધી પોતાના ખેતરમાં ખરાબ બીજ વાવતા નથી. પરન્તુ મનુષ્ય ઉપલ્યા સર્વ વિષયમાં હેવો સ્વાર્થી થયા છતાં કેવળ પોતાના અજ્ઞાન દોષથી સ્વજાતિની ઉત્તમતા મેળવવાને તત્પર થતો નથી.

વિવાહની ક્રિયા કહેવી ગુરુતર છે તે કોઈ વિચાર કરતા નથી, લગ્નના કામ ઉપર ઘણું કરી ૫-૬ થનારા જીવનું મરણ, જીવન, રોગ, આરોગ્ય, દુ:ખ, સુખ સર્વ રીતે આધાર રાખેછે. એ ઘણું શુભકારક કામ છે ખરુ, પરન્તુ ત્હેનું પરિણામ અશુભકારક ન નીવડે પુત્ર-પીડક, સન્તાન-ઘાતક, ભ્રણઘાતી ન થાય એ વિચાર કરીને કેટલા મનુષ્ય વિવાહ કરેછે? હજારો માણસો અયોગ્ય કન્યા-પાત્રની સાથે પુત્ર કન્યાનો વિવાહ કરીને એકીવારે સ્વવંશ અને દૌહિત્રવંશના સુખ સૌભાગ્ય ઉપર પાણી નાખેછે, અથવા ત્હેની ઉચ્છેદ-દશા આણવામાં આરંભનો સંચાર કરેછે. હજી પણ સાવચેત રહેવું ઉચિત છે, અને લગ્નના વિશે ઐશિક નિયમ ઉત્તમ-રૂપે શીખીને સારી રીતે પાળવા કર્ત્તવ્ય છે. વિશેષત: નીચે લખેલા નિયમને સવિશેષ ધ્યાન લગાડીને પાળવા જોઇયે અને એ નિશ્ચય જા-

એવું જોઈયે કે જ્યહાં સુધી આપણે તે વિષયમાં ન્યૂનતા રાખીશું ત્યહાંસુધી પરમેશ્વરની સામે અપરાધી રહીને ઘણું દુઃખ ભોગવીશું.

## ન્હાની ઉમ્મરે, વૃદ્ધ ઉમ્મરે, ભયાનક રોગની અવસ્થામાં અને વિકલાંગ માણસોએ વિવાહ કરવું નહિં.

આગળ લખવામાં આવ્યું છે કે ન્હાની ઉમ્મરમાં અને વૃદ્ધવસ્થામાં વિવાહ કરવો ઉચિત નથી, અને ખહી, વા, કોડ, રગતપીત, ઉન્માદ વગેરે ઉત્કટ રોગવાળા અને વિકલાંગ માણસોએ કદી પણ વિવાહ કરવો કર્ત્તવ્ય નથી. પ્રાચીન હિંદુઓ એ વિષયમાં અજાણ્યા નહોતા* તેઓ આ વિષયમાં આપણા કરતાં ઘણા બુદ્ધિમાન હતા અને આપણા કરતાં યોગ્ય રીતે વિવાહ કરાવીને પરમેશ્વરના પ્રસાદને પાત્ર થઇને સ્વજાતિની શ્રીવૃદ્ધિ કરીને સુખથી કાળ ગાળતા હતા. આપણે ત્હેનાથી વિપરીત કામ કરીને વિ-

* મનુસ્મૃતિમાં લખ્યું છે કે ખહી, હરસ. અપસ્મા, શ્વિત્ર, કુષ્ઠ વગેરે રોગાક્રાન્ત માણસોના વંશમાં અને અધિકાંગી, રોગિણી, અતિલોમિકા વગેરે દોષવાળી કન્યાની સાથે લગ્ન કરવું નહિં.

પરીત ફળ ભોગવિયે છિયે.

જર્મની દેશમાં વિવાહ વિષયનો એક ઘણોજ સારો નિયમ પ્રચલિત છે. ત્ય્હાં પુરુષની ૨૫ અને સ્ત્રીની ૧૮ વર્ષની ઉમ્મર ન થઈ હોયતો વિવાહ કરવાનો અધિકાર મળતો નથી. અને જેઓ વિવાહ કરવાની ઇચ્છા કરેછે તેઓને સ્ત્રી કુટુંબને પ્રતિપાળવાનું સામર્થ્ય અને આશાછે કે નહિં, ત્હેના વિશે સરકાર અને ધર્મયાજકની પાસે ત્હેનું પ્રમાણ આપવું પડેછે. આ નિયમ હોવાથી ત્ય્હાંના લોકોની શીઘ્રવૃદ્ધિ થવામાં એક મ્હોટું કારણ થયુંછે ત્હેમાં સન્દેહ જણાતો નથી.

## નિકટ સંબન્ધીઓની કન્યાની જોડે વિવાહ કરવો નહિ જોઇયે.

પોતાના કુળની પાસેના કોઈ વંશની કન્યા લેવી કર્ત્તવ્ય નથી. જેવીરીતે એક ભૂમિમાં પુનઃ પુનઃ એક જાત્યનું અનાજ વાવ્યાથી સારી રીતે અનાજની ઉત્પત્તિ થતી નથી, તેમ સમકુળની ઉત્પન્ન થયલા માણસોનું એકમેક પાણિગ્રહણ કર્યાથી, તે કુળમાં ઘણા દોષ લાગેછે. ત્હેના છોકરાં સર્વાશની અશક્ત અને નિર્વીર્ય થાયછે અને ધીરે ધીરે ત્હેના વંશનો લોપ થવાનો આરંભ થાયછે. સ્પેન રાજ્યના રાજવંશીમાં

મણાકો ભાણુજી અને બાઇની છોકરીની સાથે લગ્ન કરીને અતિહીન થયાછે અને ઉપલ્યા ગુરુતર દોષથી ત્યહાંના પોર્ટુગિઝ ધનવાન લોકોના વંશમાં ઘણાજ-જડની ઉત્પત્તિ થઈછે. અંગ્રેજોમાં પણ હાવા પાસેના સંબન્ધીઓની કન્યાની સાથે લગ્ન કરવાની રીતિ છે. પરન્તુ આપણું પરમ સૌભાગ્ય છે કે સ્મૃતિશાસ્ત્ર પ્રયોજક મહાનુભાવ પંડિતો ઉપલ્યા અતુલ મંગલદાયી ઐશિક નિયમ ઉત્તમ રૂપની જાણુતા હત અને હજીસૂધી આપણે તેઓની સુખકારક વવ્યવસ્થાનુસારે લગ્નના નિયમ પ્રતિપાલનમાં નિયોજિત થયા છિયે. *તેઓના નિયમાનુસારે હજીસૂધી લાકમાં કહેવત ચાલેછે કે માબાપનાં સગોત્રા અને સપિંડા કન્યાની સાથે લગ્ન કર્યાથી કદી પણ વંશની વૃદ્ધિ થવી સંભવતી નથી. પરન્તુ મનુષ્ય કદી પણ યથા નિયમ પોતાનું કામ કરી સકતો નથી અને પરમેશ્વરની સમીપ એ પ્રત્યક્ષ જોવામાં આવ્યું છે કે હાવું પ્રબળ શાસન હોવાછતાં પણ આપણા દેશમાં કોઇ કોઇ માણુસ આ કલ્યાણુકર નિયમ ઉલ્લંઘન કરીને સ્વકુળની લોપોત્પત્તિ કરેછે.

* મનુસ્મૃતિ ૬ અધ્યાય. ૫ શ્લોક.

## ભિન્ન જાતિની કન્યાની જોડે વિવાહ કરવો અવિહિત નથી.

પરન્તુ બીજા સઘળા નિયમ પાળવા છતાં, જો કોઇ દેશમાં વિજાતીય સ્ત્રીની સાથે લગ્ન કરવું ઘણું વ્યવહાર-વિરુદ્ધ હોય તો ત્હાંના લોકોની ઉત્તમ રીતે વંશોન્નતિ થવાની સંભાવના નથી, કારણ તેઓના જે સઘળા મૂળથી પ્રાકૃત દોષ હોય છે તે કોઇ રીતે જતા નથી. કોઈ જાતિનો કોઈ ભાગ દોષવાળો હોય તો તે ભાગમાં સુલક્ષણવાળી બીજી જાતિની સાથે લગ્નમાં ન જોડ્યાથી ત્હેનાથી તે દોષ દૂર થઇ સકતાં નથી. હાવી વૈજાત્ય વિવાહની રીતિ ન હોવાથી આપણું કેટલું નુકશાન થયું છે તે કહી સકાતું નથી. અકલ્યાણનું બીજ આપણા માનસ-ક્ષેત્રને દૂષિત કરી નાખે છે, અને બીજા ઘણા કારણોથી આપણને ધીરે ધીરે નિર્વીર્ય અને નિસ્તેજ કરે છે, ત્હેને દૂર કરવાનો બીજો કોઈ માર્ગ નથી. પરન્તુ ભિન્ન દેશના લોકોની સાથે આપણો વિવાહનો સંબન્ધ રાખવો તો છેટે રહ્યો પરંતુ સ્વદેશના સર્વ વંશમાં સઘળાને વિવાહ કરવાની રીતિ નથી. પ્હેલાં તો વર્ણભેદ રૂપ વિષ-વૃક્ષમાં આ ઝેરવા-

ણું ફળ ઉત્પન્ન થાય છે. પછી પરસ્પરાગત કુલીન રીતિ ત્હેને વળી દૂષિત કરી નાખે છે. આ હરકત દૂર કરવી એ સર્વની પ્હેલી જરુર છે. એ થયાથી ઘણો ઉપકાર થશે. ભિન્ન ભિન્ન વર્ણની સાથે પરસ્પર વિવાહની રીતિ ન રહ્યાથી જે વર્ણનો જે પ્રકૃતિ-સિદ્ધ દોષ છે તે કોઇ રીતે જનાર નથી. પરન્તુ આપણા દેશમાં ભિન્ન જાતીની સ્ત્રીની સાથે લગ્ન કરવાની રીતિ ન હોવાથી આપણી ઉત્તમ રીતે વંશોન્નતિ થવી સંભવિત નથી. હિંદુસ્થાનીઓની સાથે વિવાહના સૂત્રમાં જોડાયાથી, જરુર આપણામાં બળ અને હિંમતની વૃદ્ધિ થશે. શિખ લોકની કન્યા ગ્રહણ કરી સકાયાથી આપણને કેટલો ઉપકાર થશે. આપણી પ્રખર બુદ્ધિની સાથે તેઓના બળ તથા વીર્યનો સંયોગ થયાથી, આપણે એક પ્રધાન જાતિરૂપમાં ગણાઇશું. પરન્તુ આ સર્વ કલ્પિત વાત નથી, આ સર્વ યથાર્થ તત્વછે તે પરમેશ્વરના સ્થાપેલા નિયમાનુસારે સાબેત થાય છે. જ્યહાં સૂધી આપણે વિશ્વાધિપના વિશ્વ રાજ્યના આ શુભદાયક નિયમ પ્રતિપાલન કરીને આ પરમ કલ્યાણકર અભિપ્રાય પૂર્ણ નહિં કરીશું, ત્યહાં સૂધી આપણી ઉત્તમ રૂપે શ્રીવૃદ્ધિ થવી સંભવતી નથી.

પ્રથમ ભારતવર્ષમા લગ્ન સંબન્ધી કઠણ હોવા નિ-

યમ નહોતા તે વેળાએ યદ્યપિ વર્ષાન્તરીય લોકોની સાથે આપણી વિવાહની રીતિ નહોતી પરન્તુ ભારતવર્ષની અંદરના વિભિન્ન દેશના લોકોની સાથે પરસ્પર વિવાહની રીતિ પ્રબલરૂપથી પ્રચલિત હતી, તેમાં તો સંદેહ જણાતો નથી. ત્હેનું પ્રમાણ જોવાની ઇચ્છા હોય તો રામાયણ, મહાભારત, પુરાણાદિ સંસ્કૃત શાસ્ત્રોમાં જુઓ. પ્રાચીન સંપ્રદાયી માણસો આ પ્રસંગને સાંભળીને કહેશે કે યદ્યપિ એ શાસ્ત્રના વિરુદ્ધ નથી તથાપિ વ્યવહાર-વિરુદ્ધ છે ખરુ. આ વાતથી યંત્રણાનલ ચતુર્ગુણ—ચાર હજાર દરજે—પ્રજ્વલિત થઈ પડે છે. સ્વદેશ-હિતૈષી દયાર્દ્ર મહાત્માઓ પર પીડા દૂર કરવાને માટે જેટલી શુભ સૂચના કરે છે, તે સ્વદેશના દ્વેષી પોતાનું અશુભ કરનારા-આત્મઘાતી નિર્દય લોકો કેવળ વ્યવહારનું બ્હાનું કાઢી તે સઘળી અગ્રાહ્ય કરે છે. સ્વદેશના શુભાનુરાગી માણસ પોતાના કુટુંબના જેવા દેશના લોકોની હીનતા અને દરિદ્ર દશા જોઈને જે'વી મર્મ વેદના અનુભવે છે તે'વી તેઓ અનુભવ કરતાં નથી. જે દિવસે જન્મભૂમિની દારુણ દુરવસ્થા મનમાં આવે છે તે દિવસ કેટલો અસુખથી ગાળવામાં આવે છે! હેવો દુઃખનો દિવસ કેટલો લાંબો જણાય છે! ત્હેની પ્રત્યેક પળ કેટલી દુઃસહ યાતના

આપે છે ! સર્વ દેશીય દયાળુઓને હાવી યંત્રણા થાય છે. પરન્તુ આપણા દેશના હિતૈષી માણસના દુઃખની બીજી હદ હોતી નથી; તેના અન્તઃકરણમાં કારુણ્ય-રસના ઉદયથી આંખોમાં અવિરલ અશ્રુજલ આવેલા જોવા છતાં બીજા લોકો ત્હેની તરફ આંખ આડા કાન કરે છે ! તેઓનું પાષાણવાળું ચિત્ત કોઇ રીતે પીગળતું નથી, તેઓએ કુવ્યવહારની આગળ દયાધર્મ સર્વ વિસર્જ્જન કર્યું છે ! તેઓ વ્યવહાર વિરુદ્ધ કહીને ઈશ્વરની સાક્ષાત્ આજ્ઞાને પણ તુચ્છ કરે છે ! હાય ! કુવ્યવહાર રૂપ દુર્ભેદ્ય લોખડની સાંકળમાં બંધાઈને આપણે જીવન-શૂન્ય-પ્રાય થયા છિયે ? આપણું મન જડ જેવું થવા માંડયું છે. મનુષ્યનો આત્મા સચેતન પદાર્થ છે, આત્માનો અધઃપાત જ્યહાં સૂધી થવો શક્ય છે ત્યહાં સૂધી તે થઈ ચુકયો છે. સ્વકપોલ-કલ્પિત કુતર્કને પ્રભાવે પરમ મંગળાલય પરમેશ્વરના નિયમનું ઉલ્લંઘન કરવું હેના કરતાં હતજ્ઞાન થવાનું વધારે સ્પષ્ટ ચિન્હ બીજું કિયું છે ? સ્વદેશના બંધુ ! એક વખત સ્થિર ચિત્તથી વિવેચના કરીને જુઓ; કુસંસ્કાર છોડીને પક્ષપાત વિનાના થઇને વિવેચના કર્યાથી ઉપલ્યા સર્વ પરમ મંગળદાયક નિયમ કદી યુક્તિ વિરુદ્ધ જણાશે નહિં.

જે'વી રીતે લગ્નના વિષયમાં કન્યા અને પુરુષના ગુણાગુણ ઉપર વિચાર કરવો કર્ત્તવ્ય છે, ત્હેવી રીતે નોકર મિત્ર વગેરે બીજા જેટલા માણસોની સાથે સંબન્ધ રાખવામાં આવેછે તે સર્વના દોષાદોષ વિશે વિચાર કરવાની આવશ્યકતા છે.

જે'ની અર્જ્જનસ્પૃહા અને જુગોપિષા વૃત્તિ અતિ પ્રબળ, તથા ન્યાયની વૃત્તિ ઘણી ક્ષીણ હોય, ત્હેને જો નોકર રાખવામાં આવે તો તે પોતાની ચોરીનો સ્વભાવ નિશ્ચય પ્રકાશ કરેછે, અને તે વેળાએ પોતાના અદૂરદર્શિત્વના દોષથી અનુતાપથી તાપિત થવાયછે.

આ નિયમના ઘણા ઉદાહરણ સર્વદા જોવામાં આવેછે. ઘણીક વાતચીતના પ્રસંગે નોકરનો ચોરીનો સ્વભાવ અને કાર્યાલય વિશેષના મ્હોટા મ્હોટા કર્મકારોના અન્યાય આચરણનો વિષય કાઢેછે. કર્મચારિયોના કુવ્યવહારથી પુષ્કળ વ્હેપારીનું ઘણું નુકશાન થયુંછે. એક કર્મચારી પુષ્કળ ધનહરણ કરીને અમેરિકાખંડમાં ભાગી જવાથી, લંડન નગરના એક ઘણી પૈશાદાર આબરૂદાર વેપારીની પેઢી બંધ થઈ ગઈ હતી. કાર્ય નિર્વાહને માટે ધૈર્ય, દાઢર્ચ અને સ્થિર બુદ્ધિની જરૂર છે, કોઈ અધ્યવસાય-હીન મૂર્ખ માણસના ઉપર કામનો ભાર અર્પણ કર્યાથી તે કામ

કોઈ રીતે સુંદર પ્રકારે થનાર નથી. હેવીજ રીતે ગમે તો મિત્ર હો, બીજો સ્વજન હો, નોકર હો અથવા ગમે તો વેપારમાં ભાગીદાર હો, અપાત્ર ઉપર વિશ્વાસ રાખ્યાથી અથવા ત્હેના ઉપર કોઈ ગુરુતર કામનો ભારાર્પણ કર્યાથી અનિષ્ટ થવાનું ઘણુંજ સંભવે છે. એટલા માટે બુદ્ધિવૃત્તિ ચલાવીને ઉપલ્યા સામાન્ય વિષયનો સોધ કરવો એ પણ સર્વ નિયન્તા પરમેશ્વરના નિયમને આધીન છે. તત્ત્વાન્વેષણથી તથા કૃત્તત્વવિવેક-વ્યવસ્થાયિયોના મતે માથાના ભાગ-વિશેષના પરિમાણથી આ વિષય સંપાદનનો યત્ન કરી સકાયછે.

આઘાત-ક્લેશ, શારીરિક પીડા, અવૈધ વિવાહથી સાંસારિક દુઃખની ઉત્પત્તિ અને નોકર વગેરેના દોષથી નાના પ્રકારના અનિષ્ટ બનાવ આ સર્વ વિષયનું વિવરણ કરીને હવે એક ભયાનક વ્યાપારનો વિચાર કરવામાં પ્રવૃત્ત થઇયે છિયે. એનું નામ સાંભળતાંજ શરીર કંપેછે,- ઇન્દ્રિય સર્વ અવશ પડી જાયછે,લોકોની આશા જતી રહેછે. હેનું નામ મૃત્યુ છે.

આ ગ્રંથની અવતરણમાં સિદ્ધ કરવામાં આવ્યું છે કે ભૂમંડળમાં મનુષ્યની વસ્તી થવાની પ્હેલાં પણ મૃત્યુની અધિકારી ભૂમિ હતી, અને તે વેળાએ પણ સઘળા પ્રાણી અને વનસ્પતિ હાલની પેઠે યથાક્રમે

વધતા અને નાશ પામતા હતા જગદીશ્વરે સૃષ્ટિ-પ્રક્રિયાની સાથે સંહારનો નિયમ સ્થાપેલો છે. કહેવા કારણથી હાવી વ્યવસ્થા કરવામાં આવી, ત્હેનો સારી રીતે વિચાર કરવો હેવી આપણી શક્તિ નથી.

મૃત્યુ થવું એ સઘળી શારીરિક વસ્તુનો પ્રકૃતિ-સિદ્ધ નિયમ છે. યુરોપના મ્હોટા મ્હોટા ડાક્ટરો એક મતથી માને છે કે મૃત્યુનું બીજ શરીર-માત્રમાં છે. શરીરના જીવનની શક્તિઓ પરમેશ્વરના સ્થાપેલા મુકરર નિયમાનુસારે થોડોક કાળ સંપૂર્ણ રહીને પછી ઉમ્મર વધવાની સાથે ધીરે ધીરે ન્યૂનતાને પામે છે, અને છેલ્લે નિશેષિત થઇને દેહ-ભંગ સામાધાન કરેછે. અર્થાત્ શારીરિક વસ્તુ પોતાની યથાર્થ દશામાં રહે એટલા સારૂ જ્યહારે સ્થાનની આવશ્યકતા છે ત્યહારે જન્મ અને વૃદ્ધિનો નિયમ હોવા છતાં મૃત્યુનો નિયમ ન રહેવો એ કોઇ રીતે યુક્તિ-સિદ્ધ જણાતું નથી. સૃષ્ટિથી લઇને જેટલા પ્રાણી અને જેટલી વનસ્પતિ ઉત્પન્ન થઈ છે, તે જો સર્વ વર્દ્ધિત અને પૂર્ણાવસ્થામાં આવીને આજ સૂધી સજીવ રહે, તો ભૂમંડળમાં ત્હેને હજારમાં ભાગના એક ભાગની પણ જગ્યા થાત નહિં.

યદ્યાપિ આપણી સ્વાર્થી અને દુર્જય જિજીવિ-

ષાથી હાલ એ નિયમ ઘણો અશુભદાયક જાણવામાં આવે છે,—મૃત્યુને આપણો સર્વ-સુખ-સંહારક જાણીને સમઝિયે છિયે, અને યદ્યાપિ આપણી બુદ્ધિના યોગથી ત્હેના વિષયનું સમ્યગ્ શોધી લેવાનું સામર્થ્ય નથી, તથાપિ મૃત્યુનો નિયમ ભૂમંડળની પરમશોભાની વૃદ્ધિ અને લોક રક્ષાના ઉપયોગી છે, ત્હેમાં કંઈ સન્દેહ નથી. વનસ્પતિ આ નિયમને તાબે રહ્યાથીજ નીરસ જૂના મ્હોટા ઝાડોને બદલે અભિનવ સુકુમાર મનોહર તરુ ઉત્પન્ન થાય છે, સરસ વસન્ત ઋતુમાં નવા પલ્લવ ધારણ કરીને અપૂર્વ શોભા વિસ્તાર કરે છે, અને સુગન્ધી સુવર્ણ રમણીય કુસુમ પ્રસવ કરીને ચારે બાજુ એને આમોદિત કરેછે. વિશેષત: આપણી આશ્ચર્ય અને શોભાનુભાવકતા વૃત્તિની સાથે આ સર્વ વિષયનું સુન્દર સામંજસ્ય રહેલું છે; કારણ પૃથ્વીની સઘળી વસ્તુ નાશવાન છે તેથી જે સર્વ અભિનવ અને શોભાકર વ્યાપાર બને છે તે સર્વ ઉપલી બે પરમ સુખાવહ વૃત્તિનો ઉપભોગ્યવિષય છે. પ્રાણિયોના પક્ષે પણ હેવાજ નિયમ છે. મૃત્યુ આ ધરણીરૂપ રંગ-ભૂમિમાંથી અસ્થિ-ચર્મસાર, જીર્ણ શ્રીહીન લોકોને અને ગતિતાંગ, લોલચર્મ, કદાકાર, કમ્પિત-કલેવર, પ્રાચીન સંપ્રદાયને ધીરે ધીરે લઈ જા-

ય છે, અને મનુષ્યની અપત્યોત્પાદિકા શક્તિ, ત્હેને બદલે, દૃષ્ટ પુષ્ટ સુન્દર નવતનુ પ્રવેશ કરીને પૃથ્વીની પરમ શોભા સાધન કરે છે. એટલા માટે, નાશ અને ક્લેશજ આ નિયમનો ઉદ્દેશ નથી. એ સુખદાયક પણ છે ખરો.

આપણી નિવાસ-ભૂમિ પૃથ્વી કંઈ અસીમ નથી, તેથી ત્હેમાં નિરુપિત-સંખ્યાના શિવાય વધારે પ્રાણીનું સ્થાન અને અન્ન મળવું અસંભવિત છે. વિશેષતઃ ઇતર પ્રાણિયોની અપત્યોત્પાદિકા શક્તિ એટલી તો પ્રબલ હોય છે કે નિયમાનુયાયી દેહ ભંગથી જેટલા જન્તુનું મૃત્યુ થાય છે ત્હેના કરતાં થોડાક વધારે પ્રાણીના ઉત્પત્તિ થાય છે તેઓની હેવી બુદ્ધિ હોતી નથી કે તે શક્તિને સંયમ કરી રાખે. એટલા માટે જગદીશ્વરે કેટલાક માંસ ખાનારા જન્તુની સૃષ્ટિ કરી છે, તેઓ ઉત્સાહની સાથે બીજાનું માંસ ખાઈને જીવ-સંખ્યાને નિવારણ કરેછે. પતંગીઆના વિષય વિચાર કર્યાથી આ વિશેનું પ્રમાણ મળશે. એક જાત્યના પતંગ બીજી જાત્યના પતંગોને ખાય છે, અને એ ખાનાર જાતિની વધારે સંખ્યા થયાથી બીજી જાતના પતંગ તેઓને ખાય છે. ઘાસ ખાનારા પશુઓના ઘણા સન્તાન જન્મે છે, તેઓનું અપઘાત મૃત્યુ

નહિં થાત તો આખા ભૂમંડળમાં પણ તેઓને રહેવાની જગ્યા રહેત નહિં. તેથી તેઓને ઘણું દુઃખદાયક અનાહાર મૃત્યુથી શરીર પરિત્યાગ કરવું પડત, અને જ્હેમ થાત તો તેઓની પ્રકૃતિ ધીરે ધીરે અપકૃષ્ટ થાત. * પરંતુ માંસ ખાનારા જન્તુની સૃષ્ટિ થયાથી સર્વ અમંગળ દૂર કર્યાછે ત્હેનાથી કેવળ માંસ ખાનારા જન્તુનુંજ સુખ થતું નથી, અન્ન અપેક્ષા કરીને જીવની સંખ્યા વધારે થયાથી, તૃણાહારી પ્રાણિયોનું પણ દુઃખ નિવારણ થાયછે પરન્તુ માંસ ખાનારા જન્તુઓને પોતાનો નિષ્ઠુર સ્વભાવ પ્રચાર કરવાની હદ મુકરર છે. તેઓ ઘણા થાય અને મુકરર નિયમને ઉલ્લંઘન કરીને પોતાની સંહાર-શક્તિ ચલાવવામાં પ્રવૃત્ત થાય તો તેજ ઘડીએ તેઓના ખાવાનો હાર અને ત્હેનું ફળ સ્વરૂપ અનાહાર મૃત્યુનો આરંભ થાયછે, અને તેથી તેઓની સંખ્યા ધીરે ધીરે ઓછી થઇને ભૂમંડળના સર્વ સામંજસ્ય-ભાવનીરેક્ષા થાયછે, કોઇ જીવનો અનાહારથી પ્રાણ વિયોગ થાય હેવો કદી જીવનદાતા જગદીશ્વરનો અભિપ્રાય નથી, એટલા માટે ત્હેણે સંસા-

---

* કારણ જેટલું જોઈયે તેટલું અન્ન ન હોવાથી માબાપનું શરીર ક્ષીણ થયાથી સન્તાન પણ ત્હેવીજ દુર્બળ પ્રકૃતિને પ્રાપ્ત થાયછે.

રના સઘળા નિયમથીજ તેઓનું પ્રતિવિધાન કર્યુંછે. આ પણ સર્વ રીતે યુક્તિ સિદ્ધ કહેવું જોઇયે કે માંસ ખાનારા જંતુઓની નૃશંસ-શક્તિ સંચારની પ્હેલાં ઘણા તૃણાહારી જીવ અવશ્ય હતા, કારણ તૃણાહારી જીવના દેહપાત ન થયાથી માંસ ખાનારા એક જંતુનું પણ હમેશનું પેટ ભરાઈ સકાતું નથી. જો પ્હેલાં એક મેંઢો એક વાઘ એકત્ર સ્થાપેલો હોત તો વાઘ તરત તે બકરાને ખાઈ જાત, પછી અન્નભાવે ત્હેનો પ્રાણ જાત એટલા માટે મૃત્યુ-વિધાન ભૂમંડળના મૂળીભૂત નિયમ છે, અને પૃથ્વીમાંના બીજા સઘળા વિષયની જ્હેવી વ્યવસ્થા છે, તે ઉપરથી મરણ ધર્મ એક પ્રકારનો આવશ્યકજ જણાય છે. એ વાસ્તે પરમેશ્વરે તેઓની સાથે સર્વ વસ્તુને પરસ્પર સમંજસીભૂત કરીને ઉત્પન્ન કરીછે.

મૃત્યુ વખતે ક્લેશ થાયછે ખરો, પરન્તુ તે પણ શરીરનો નિયમ ઉલ્લંઘન કરવાનું ફળછે. નિર્જીવ જડ પદાર્થ ભાગ્યાથી, ત્હે પોતાની મેળે પ્રતિકાર કરી સકતો નથી. દર્પણ હાથમાંથી પડીને ભાગી જાય તો તે હમેશાં ભાગેલી હાલતમાં રહેછે, પોતાની મેળે સંધાઈ સકાતો નથી. પરન્તુ પ્રાણી અને વનસ્પતિનો સ્વભાવ ત્હેવો નથી, તેઓને ભગ્નપ્રતિકાર અને ક્ષતિ-

પૂરવાનો સુન્દર ઉપાયછે કોઈ સતેજ ઝાડ પ્રબળ વાયુ વેગથી પડ્યાથી ત્હેનાં જમીનમાંનાં સર્વે મૂળ ત્હેની જીવન-રક્ષાને માટે પ્હેલાંના કરતા વધારે તેજ ધારણ કરેછે. કોઈ શાખાચ્છેદન કર્યાથી, તે જગ્યાપર નવ પલ્લવ ઉત્પન્ન થાયછે. કોઈ જન્તુની જંઘા ભાંગ્યાથી તે જગ્યાનું હાડકુ ધીરે ધીરે જોડાય છે. કોઈ રક્તવહા નાડીનો નાશ થયાથી ત્હેની પાસેની બીજી નાડી પૂર્વાપેક્ષા સ્થૂલતર થઇને પૂર્વોક્ત નાડીનું કામ પૂરૂં કરેછે. આવી રીતે શરીરમાં ઘણી જગ્યા આહત અને જખમી થઈને પાછી પૂર્વવત્ સારી થઈ સકે છે. જગદીશ્વરે કૃપા કરીને આ પરમ શુભદાયક શારીરિક નિયમ સ્થાપન કર્યોછે, અને આપણે આ કરુણાની ઉપર આધાર રાખીને અહિતાચાર ન કરીએ એ વાસ્તે સઘળા કાયિક નિયમ ઉલ્લંઘનનું દુઃખ નિયોજન કર્યુંછે, એ કારણથી કોઈ જખમ થવાની વળાએ ક્લેશનો અનુભવ થાયછે; તે ક્લેશને પરમેશ્વરની આજ્ઞા ઉલ્લંઘનનું પ્રત્યક્ષ ફળ જાણીને ત્હેને પ્રતિપાલનમાં સમગ્ સાવચેત રહેવું જોઇયે.

મૃત્યુકાળે જે દુઃખ થાયછે ત્હેનું પણ કારણ આજ છે. અકસ્માત્ મૃત્યુનો ક્લેશ ઘણોજ થોડો કાળ રહે છે. ન્હાની ઉમ્મરમાં તથા પ્રૌઢાવસ્થામાં રોગી થવાથી

ઘણા કષ્ટથી જ્હેનો પ્રાણ-વિયોગ થાયછે, ત્હેનેજ ન ખમાઈ સકાય હેવી યાતના ભોગવવી પડેછે, કારણ તે વેળાએ મૃત્યુ થવું એ ઐશ્વરિક નિયમથી ઉલ્ટું છે, તેજ શારીરિક નિયમના ઉલ્લંઘનનું ફળ છે. પરન્તુ પ્હેલાં જ્હેનું શરીર મજબૂત અને બળવાન હોયછે, અને જે આખા આયુષ્ય સુધી શારીરિક નિયમને અનુસરીને ચાલેછે, તે ઘણાં કાળ જીવતો રહીને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાયછે; અને ધીરે ધીરે ક્ષીણ થઇને થોડા ક્લેશથી કલેવર છોડેછે ત્હેને વધારે મૃત્યુની યાતના સહન કરવી પડતી નથી. એટલા માટે જ્ય્હારે માનવ વર્ગ પરમ કારુણિક પરમેશ્વરના પ્રતિષ્ઠિત સઘળા શારીરિક નિયમનું શિક્ષણ લઈને યથાવિધાને પાળવાને સમર્થ થશે ત્યહારે મૃત્યુ યાતનાનું પણ લાઘવ થતું આવશે.

વગર શિખેલા થોડી બુદ્ધિવાળા માણસો રોગ તથા મૃત્યુ કોઈ દૈવ-વિડંબના તથા પૂર્વે જન્મનું ફલ જાણીને માનતા નથી, તેઓ નિયમાનિયમનો કંઈ વિચાર કરતા નથી. પરન્તુ હાલના મહાનુભવ વિદ્વાન માણસો માનેછે કે આ ચરાચર અખંડ બ્રહ્માંડનું કોઈ કાર્ય નિયમથી બ્હાસ્ય નથી, ત્હેમાંનું એક અણુ પણ કોઈ નિયમને અવલંબન કર્યા શિવાય સ્થાનાન્તરે

જઈ સકતું નથી ગોમુખીમાંથી નિકળતું અતિ સૂક્ષ્મ પાણીનું ટીપું પણ મુકરર નિયમથી વેગળું નથી, તે વરાળ થઇને ગગનમંડળ ઉપર ચઢીને વાયુના વેગથી પરિચાલિત થઇને કોઈ દૂર દેશના ઉત્તમ અનાજના ખેતરમાં વરસશે અથવા કોઈ પાસેના ન્હાની તરુશાખામાં સિંચન થઈને ત્હેનું દર્શનીય કુસુમ દલમાંજ પાછું પ્રકાશિત થશે, અથવા કોઈ તરસ્યા જીવથી પીજવાઇને ત્હેના પરમાશ્ચર્ય દેહ-યંત્રના લોહીની નાળીમાં ભ્રમણ કરશે, એ સર્વ ગતિ અને સર્વ વ્યાપાર પરમેશ્વરના સ્થાપેલા અખંડનીય નિયમથીજ બને છે. જે મનુષ્ય યથાર્થ જ્યોતિષ્ શાસ્ત્ર જાણતો નથી, તે મનુષ્ય સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, વગેરે કેટલાક પરસ્પરથી અસંબદ્ધ પદાર્થ માત્ર જણાય છે, ત્હેના સંબન્ધી કોઈ અસાધારણ વ્યાપાર જોયાથી દૈવ વિડંબના તથા બીજી કોઈ રીતનું કુલક્ષણ જાણીને સમઝેછે પરન્તુ જ્યોતિષ-સિદ્ધાન્તમાં પારદર્શી સુપંડિત મનુષ્ય જ્યોતિર્મંડળીના ઉપર વિચાર કરીને તેઓની પ્રકાંડ આકૃતિ, ઉત્તમ રચના, ગતિવિધિની સુપ્રણાલી, અને ત્હેમાં પરમ શિલ્પકર વિશ્વ-નિર્માતાનું આશ્ચર્ય-કૌશળ જાણીને આનન્દાર્ણવમા મગ્ન થાયછે. તે હવે ચન્દ્ર સૂર્યને રાહુગ્રસ્ત તથા ધમકેતુના ઉદયને કુલક્ષણ ગણી

તે માનતો નથી. ત્હેનો નિશ્ચય થયો છે કે ચન્દ્ર સૂર્ય નો પ્રાત્યહિક ઉદય છે તથા તેઓનો નૈમિતિક ગ્રહણ થવાનો બનાવ બનેછે અથવા ધૂમકેતુનું પરિભ્રમણ છે, સર્વ ઇશ્વિરના સ્થાપેલા નિર્દિષ્ટ નિયમાનુસારે બને છે. હેવી રીતે વગર શિખેલા ભ્રાન્ત મનુષ્યો ભૂમંડળ-માંની વસ્તુઓના પ્રકૃત સ્વભાવ તથા યથાર્થે નિયમ નહિં જાણ્યાથી જાત્યજાત્યના કાર્યમાં નાના પ્રકારનાં દૈવકારણ કલ્પે છે, પરન્તુ જે પદાર્થ વિદ્યામાં પારદ-ર્શી છે, તે દુર્વાદલ ઉપર ઓસનું ટીપું અને હિમા-લયનો જલપ્રપાત, અને ચન્દ્ર શિખરની અગ્નિશિ-ખા તથા પ્રભાકરની પ્રચંડ જ્યોતિ એ સર્વ એક માત્ર મહાન્ પરમેશ્વરના નિયમાનુયાયી કાર્ય જાણીને પ-રિતૃપ્ત થાયછે, તે કદી પણ અગ્નિનું તેજ તથા પા-ણીના પ્રભાવ જોઈને ત્યહાં દેશ વિશેષનું અધિષ્ઠાન કલ્પના કરતો નથી. તે ભારતવર્ષની ગંગા નદીમાં અથવા અમેરિકાની મિસિસિપી નદીમાં અદ્વિતીય અ-નન્તસ્વરૂપ વિશ્વપતિનો અપાર મહિમા પ્રત્યક્ષ જુવે છે. હાવીજ રીતે જેણે ચિકિત્સા વિદ્યાનું યથાર્થ તત્વ જાણ્યુંછે તે નિશ્ચય જાણે છે કે શારીરિક નિયમ ઉ-લ્લંઘન ન કર્યાથી રોગની ઉત્પત્તિ થતી નથી. વાસ્ત-વિક રીતે જગદીશ્વરની આજ્ઞા અવહેલા સિવાય દુ:ખ

થાયછે એ વાત કહેવી કેવળ અજ્ઞાનીઓનું કામ છે. જો શરવેધથી કોઈની આંખ્ય આંધળી થાય, તો સર્વે સમઝશે, કે કેવળ શર વેધજ ત્હેના અન્ધાતાનું કારણ છે; પરન્તુ જો કોઈ શિલ્પકાર ઘણું આંખ્યનું કામ કરીને આન્ધળો તથા આંખના રોગથી પીડિત થાય તો હેવો જુલમ શરવેધના પ્રમાણે સ્પષ્ટ રીતે ન જણાયાથી અજ્ઞાન માણસો ત્હેને કારણાન્તર કલ્પે છે. પરન્તુ હાલના વિજ્ઞોત્તમ યુરોપિયન વૈદ્યો નિશ્ચિંત સમઝે છે, કે કેવળ શારીરિક નિયમ ઉલ્લંઘનથીજ રોગની ઉત્પત્તિ થાયછે, અને નિઃસંશયથી કહેછે કે ઈશ્વરના નિયમાનુસારે ઘણી અંગ ચાલના ન કરવી એ વિધેય છે, કેવળ આંખ્યને વધારે કામ આપ્યાથી કારીગરને આંખ્યનો રોગ થયોછે, ત્હેમાં સન્દેહ નથી, એટલા માટે આપણે ઘણી જગ્યાપર પીડાનો આરંભ નિશ્ચય નિરુપણ કરી સકતા નથી પરન્તુ શારીરિક નિયમ ઉલ્લંઘનજ પ્રત્યેક રોગનું કારણ છે ત્હેમાં સંશય નથી. કોઈને કોઈ મ્હોટો રોગ થાયછે તો ઘણીક રીસના કારણ કલ્પે છે; કોઈ પૂર્વે જન્મનું, કોઈ દેવ વિડંબનાને, કોઈ તો ખરાબ શકુનનું ફલ બતાવે છે. પરન્તુ જે કહેછે કે પરમ મંગળાલય પરમેશ્વરનો શુભદાયક નિયમ ઉલ્લંઘનજ યૌવન તથા પ્રૌઢાવસ્થાના

સઘળા રોગનું અદ્વિતીય કારણ છે. ત્હેનીજ વાત યથાર્થ છે, અને ત્હેનોજ ઉપદેશ આદર કરવા યોગ્ય તથા ગ્રાહ્ય છે. એટલા માટે અજ્ઞાની માણસોએ શરીરના રોગ તથા અકાળ મૃત્યુનું કારણ નિરધારિત નહિં કરી સક્યાથી પરમેશ્વરના સ્થાપેલા શારીરિક નિયમના યથાર્થ અને મહાન્ વિષયમાં સંશય કરવો કોઈ રીતે યુક્તિ-સિદ્ધ નથી. મનુષ્યનું લાંબું આયુષ્ય મેળવવાના સઘળા શારીરિક નિયમનો ઉદ્દેશ છે; જે કંઈ બાલ્ય તથા પ્રૌઢાવસ્થામાં રોગ અને મૃત્યુ નિપજે છે તે તે સર્વે નિયમ ઉલ્લંઘન કરવાનું ફળછે. અને આ પણ ઘણું સંભવિત જણાય છે કે આપણે તે વિષયમાં અત્યાચાર ન કરિયે એટલા માટે પરમેશ્વરે અકાળ-મૃત્યુને હાવું ક્લેશદાયક કર્યુંછે.

પરન્તુ આ અકાળ-મૃત્યુના વિધાનથી પણ કરુણાર્ણવ વિશ્વકર્ત્તાનો મંગળાભિપ્રાય પ્રકાશિત થાયછે, ત્હેના જીવગણ જીવન વ્રત ઉદ્યાપન કાળે પણ ત્હેનો અપાર મહિમા દેખાડી જાય. શરીર ઉપર અત્યાચાર થયાથી ત્હેનો પોતે પ્રતીકાર થઈ સકેછે, અને ત્હેને માટે ત્હેણે હજારો પ્રકારની ઔષધિ સૃજન કરી રાખી છે. પરન્તુ જે જગ્યાપર મગજ, પાકસ્થલ, હૃદયાદિ પ્રાણાશ્રય અવયવમાં ઘણો વ્યતિક્રમ થયો હોય અને

ત્હેનો પ્રતીકાર થવો સંભવતો ન હોય તો તે જગ્યાપર મૃત્યુજ મહૌષધ છે, અને તે વાસ્તેજ અકાળ-મૃત્યુની સૃષ્ટિ થઈછે. જો હથિયારના ઘાથી કોઇના માથાનું મગજ નિકળે તો બુદ્ધિ અને ધર્મ પ્રવૃત્તિયો વગર થઇને જીવવું એ કેટલું દુઃખ થાત! જો પ્રજવલિત આગથી ઘેરાઇને પશુ, પક્ષી તથા બીજા કોઈ પ્રાણીનું સર્વ શરીર બળે અને ત્હેને સારૂં થવાની બીજી કોઈ આશા ન રહે તો તે અવસ્થામાં હમેશાં દાહ-જ્વાળા સહન કરીને જીવવું એ કહેવું યાતનાદાયક છે, તે મનમાં આવ્યાથી દુઃખ જણાય છે. વ્હાણમાં બેઠેલા માણસને નદી તથા સમુદ્રમાં નિમગ્ન થઈને ત્યહાં આખી ઉમ્મર રહેવું એ કહેવું ભયાનક જણાત! હાવી જગ્યા પર મરવુંજ પરમ મંગળકારક છે, અને તે વખતે જે મૃત્યુને મોકલે છે તે પરમ બન્ધુછે.

અકાલ-મૃત્યુથી માનવવર્ગને બીજો એક મહાપકાર થાય છે. તેઓ અસાધ્ય રોગથી ઘેરાઈને જો દીર્ઘકાલ જીવતા રહીને સન્તાન ઉત્પાદન કરત, તો તેઓના સંતાનોને પિતા માતાની વિકૃત પ્રકૃતિ મલ્યાથી ચિરજીવન વિજાતીય દુઃખ ભોગવત, એટલા માટે, હેવી જગ્યાપર મૃત્યુ આવીને તેઓની સંભાવિત સન્તાન સન્તતિનો ઘણો ક્લેશ નિવારણ કરે છે,

એ મંગળનું કારણ માનવું જોઇયે. આ વિવેચનાનુસારે અસાધ્ય-રોગથી ઘેરાયલા ક્ષીણજીવી પીડિત બાળકનું મૃત્યુ પણ કલ્યાણદાયક કહેવું જોઇયે, કારણ ત્હેનાથી ઉત્તર-કાલે સઘળા નિષ્પ્રયોજનતા નિવારિત થાય છે, અને ત્હેના સન્તાનોને ભગ્ન પ્રકૃતિ મળ્યાથી જે દુઃખ ભોગવવાની સંભાવના છે તે પણ નિરાકૃત થાયછે.

એટલા માટે, રોગ, ક્લેશ અને અકાલ મૃત્યુ કેવળ શારીરિક નિયમ ઉલ્લંઘનનું ફલ છે, અને તે પણ ભૂમંડળના શુભાભિપ્રાયથી સંકલ્પિત છે. આ સર્વ સ્વીકાર કર્યાથી આપણે માનવું પડશે કે, માનવ જાતિનું સંપૂર્ણ વય થયા પછી ક્લેવર પરિત્યાગ કરવું એ-જ પરમેશ્વરનો અભિપ્રેત છે; શારીરિક નિયમ ઉલ્લંઘનથી ત્હેમાં અન્યથા થયાથી ક્લેશની ઉત્પત્તિ થાય છે. જ્યહારે ઈન્દ્રિયો નિસ્તેજ થાય છે, અને સુખ ભોગવવાનું સામર્થ્ય એકી વેળા નાશ પામે છે, ત્યહારે જો કોઈ પોતાની અજાણતાથી અને અનાયાસથી પરલોક પ્રાપ્ત થઈ સકે, અને ત્હેને બદલે ત્હેના ઉત્તરાધિકારી આવીને સુખ સૌભાગ્ય સંભોગ કરે તો પરાત્પર પરમેશ્વરના અપાર કારુણ્ય સ્વભાવનું કંઈ. પણ ઓછાપણું જણાશે નહિં. હાલમાં આપણે શા-

રીરિક નિયમ જહેવા જોઈયે ત્હેવા પાળી સકતા નથી, એટલા માટે જણાય છે કે, હાલ યૌવનાવસ્થા તો બાજુએ મૂકિયે, પ્રાચીનાવસ્થામાં મૃત્યુ નિપજ્યા છતાં ઘણું ક્લેશ ભોગવિયે છિયે. પરન્તુ હાલના કરતાં શારીરિક નિયમ પાળવામાં સમર્થ થયાથી મૃત્યુની યાતનાનો ઘણો લાઘવ થઈ સકશે; તો પણ તે કેટલો ઓછો થવાનો સંભવ છે ત્હેનું નિરૂપણ કરવાનો વખત હજી આવ્યો નથી. ટૂંકામાં ઉપર લખલાં સર્વ વૃત્તાન્ત ઉપર વિચાર કરીને જોવાથી એ સર્વે પ્રકારે સંભવતું જણાય છે કે જો કોઇ માણસ તંદુરસ્ત શરીર ગ્રહણ કરીને જન્મે અને પરમેશ્વરના નિયમાનુગત રહીને આખું જીવતર ગાળે તો મૃત્યુકાલે ત્હેને ઘણી ભારે યંત્રણા ભોગવવી પડશે નહિં; તે માણસ થોડો થોડો ક્ષીણ થઇને અને વિશેષ ક્લેશાનુભવ ન કરતાં આ લોકમાંથી જશે.

સુખનો વિષય એ છે કે એટલામાંજ આ વિષયના થોડાક પ્રમાણ મળે છે. ન્યૂનાધિક સો વર્ષની પ્હેલાં ઇંગ્લંડ દેશના માણસોના આયુષ્યની ગણતરી થયાથી દરેક માણસની રાસ ૨૮ વર્ષની નક્કી થઇછે. *પરન્તુ હાલ આ વિષયમાં જેટલું વિવરણ મળ્યુંછે.

---

* અર્થાત્ તે વેળાએ ૧૦૦૦ માણસોના આયુષ્યનાં

ત્હેના ઉપરથી જણાય છે કે સો વર્ષમાં યુરોપખંડમાંની ઘણીક જગ્યાપર લોકોનું આયુષ્ય ત્હેના કરતાં વધ્યું છે. ઇસવીસન ૧૮૪૬ માં સ્કૉટલંડમાના એડનબરો અને લીથ નગરમાં જેટલા લોક મરી ગયા છે ત્હેનું સવિશેષ વિવરણ પ્રકાશિત થયું છે, ત્હેના ઉપરથી નીચેનો હિસાબ સંગ્રહ કરીને પ્રકાશ કરવામાં આવે છે. જેમ કે—

પ્હેલી શ્રેણીના લોકો અર્થાત્ ધનવાન. અને મ્હોટા વેપારી માણસો (હજાર ભાગે) ૪૩॥

બીજી શ્રેણીના લોકો અર્થાત્ વેપારી અને વ્યવસાયી વગેરે. (હજાર ભાગે) ૩૬॥

ત્રીજી શ્રેણીના લોકો અર્થાત્ કારીગર, મજુર અને નોકર વગેરે. (હજાર ભાગે) ૩૭॥

યુરોપમાંના જિનિવા દેશના લોકોમાં જે રીતે આયુંવૃદ્ધિ થતી આવે છે ત્હેનું પછવાડે વિવરણ આપવામાં આવે છે.

| વખત. | સરાસરી આયુષ્ય. |
|---|---|
| ઇસવીસન | વર્ષ—મહીના. |
| ૧૫૬૦ થી ૧૬૦૦ સુધી | ૧૮—૫ |

---

વર્ષ એકંદર કરીને ત્હેને ૧૦૦૦ ભાગ્યાથી ૨૮ વર્ષ આવ્યા હતા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬૦૧ | ,, | ૧૭૦૦ | ,, | ૩૨—૬ |
| ૧૭૦૧ | ,, | ૧૭૬૦ | ,, | ૩૨—૮ |
| ૧૭૬૧ | ,, | ૧૮૦૦ | ,, | ૩૩—૭ |
| ૧૮૦૧ | ,, | ૧૮૧૪ | ,, | ૩૮—૬ |
| ૧૮૧૫ | ,, | ૧૮૨૫ | ,, | ૩૮—૧૦ |

જિનિવા દેશના લોકો સભ્યતા અને સુખ સ્વચ્છન્દતાની વૃદ્ધિની સાથે આયુષ્ય વધ્યું છે તે ઉપલ્યા વિવરણથી સ્પષ્ટ પ્રકાશિત થાય છે.

વિશેષતઃ યુરોપખંડમાં શીતલા મૂકવાની રીતિના આરંભથી ઉપલ્યા વિષયમાં ઘણો ઉપકાર જોવામાં આવ્યો છે, એટલુંજ નહિં પણ દર વર્ષે લાખો માણસો મરતા નિવારીત થયાછે. ઇ. સ. ૧૭૯૫ માં જે ગણત્રી થઇ હતી ત્હેના ઉપરની જોવામાં આવ્યું હતું કે તે વર્ષે બ્રિટિશ દ્વિપોમાં ૩૬૦૦૦ માણસો શીતળાના રોગથી મરી ગયા, અર્થાત્ તે વર્ષે ત્ય્હાં જેટલા માણસો મર્યા ત્હેના સો ભાગનો અગિયારમો ભાગ શીતળાના રોગમાં મર્યા, પરન્તુ હમણાં ૧ તથા ૧॥ ભાગના કરતાં વધારે મરતાં નથી એટલા માટે એ ધારી સકાય કે શીતળા મૂકવાની રીતથી દરવર્ષે ઘણા લોકોનું જીવન રક્ષા પામ્યું છે.

પૃથ્વીમાં એટલા અત્યાચાર અને એટલું દુઃખ હો-

વાંછતાં પણ સ્થાન-વિશેષનું આયુષ્ય વધતું જાયછે એજ ઘણું છે. પ્રથમ સ્કાટલંડના રહેવાસીઓની અવસ્થાના તારતમ્યાનુસારે પરમાયુના ન્યૂનાધિક્ય થવાના વિશે કહેવામાં આવ્યું છે, ત્હેનુ કારણ કેવળ શારીરિક નિયમ ઉલ્લંઘન તથા પ્રતિપાલનના ઇતર-વિશેષજ છે. જગદીશ્વરે ભિન્ન ભિન્ન લોકોને માટે ભિન્ન ભિન્ન નિયમ સ્થાપ્યા નથી, તે ધનવાન નિર્દ્ધન, અજ્ઞ, વિજ્ઞ, બાળક વૃદ્ધ સર્વના ઉપર સરખા નિયમથી શાસન કરેછે. મનુષ્ય માત્રનું અંગ-સંસ્થાન અને ઇન્દ્રિય સ્વભાવ એક જાતનો છે, અને પાણી, હવા, જ્યોતિ વગેરે ભૌતિક પદાર્થ સર્વત્ર એક સરખા ગુણ પ્રકાશ કરેછે. પૂર્વોક્ત વૃત્તાન્તમાં સર્વ લોકોનું વિવરણ છે, ત્હેમાંથી જેઓએ સર્વ કરતાં શારીરિક નિયમના વધારે અનુગામી થઇ કાર્ય કર્યા હતાં, તેઓનું આયુષ્ય સરાસરી ૪૩॥ વર્ષનુ થાયછે, અને જેઓએ તે સર્વાધિક અતિક્રમ કર્યું હતું, તેઓનાં ૨૭॥ વર્ષ માત્ર છે. એટલા માટે ઉપલ્યા સર્વ પ્રમાણ જોયાથી અવશ્ય હાવું મુકરર કરી સકાશે કે, જેટલા આપણે શરીરના નિયમ જાણીને ત્હેને પાળવામાં સમર્થ થઇશું-જેટલા પરમપિતા પરમેશ્વરની આજ્ઞાવહ થઇને ચાલીશું, તેટલું સુખ સ્વચ્છન્દતાની સાથે દીર્ઘ આયુષ્ય ભોગવીશુ.

મૃત્યુને વિશે જે અભિપ્રાય પ્રકાશ કરવામાં આવ્યા છે, તે સર્વનો ઉપસંહાર કરવામાં આવેછે, જેમકે–

પ્રથમ—વૃદ્ધાવસ્થાથી ધીરે ધીરે શરીર ક્ષીણ થઇને મૃત્યુ થવું એ પૃથ્વીમાંના જીવ માત્રનો સ્વભાવ સિદ્ધ નિયમ છે, અને ભૂમંડળમાંની સર્વે વસ્તુની જહેવી વ્યવસ્થા જોવામાં આવેછે ત્હેના ઉપરથી મૃત્યુ ઘણું અવશ્યનું જણાય છે.

બીજું—મનુષ્યની બાલ્ય તથા પ્રૌઢાવસ્થામાં પ્રાણનો વિયોગ થવો અને મૃત્યુકાળમાં ક્લેશ થવો એ બન્ને શારીરિક નિયમના ઉલ્લંઘનનું ફળછે. પરમ કારુણિક પરમેશ્વરે આપણને વધારેં દુઃખ ન થાય ત્હેને માટે થોડું દુઃખ ઉત્પન્ન કર્યુંછે, પરન્તુ આપણે પુનઃ પુનઃ ત્હેની મહાન્ આજ્ઞાને અવહેલા કરીને નિરન્તર યાતના ભોગવિયેછિયે. જો આપણે ત્હેના નિયમ પાળવામાં સારી રીતે સમર્થ થઇયે, તો સર્વ દુર્ઘટના ઉત્તમ પ્રકારે નિરાકૃત થાય, એટલુંજ નહિં પણ મૃત્યુની યાતના અને અકાળ મરણ પૃથ્વીમાંથી નિર્વાસિત થઇ સકે.

ત્રીજું—મૃત્યુ ઘણાંક વિષયમાં મનુષ્યનો કલ્યાણદાયક છે. ત્હેનાથી જરા-જીર્ણ, શ્રીહીન, વૃદ્ધ માણસને બદલે મજબૂત, બલવાન, તેજદાર યુવકો રહીને પૃ-

થ્વીની પરમ શોભા સંપાદન કરેછે. કામ અને સ્નેહ વગેરે કેટલી સુખદાયક વૃત્તિ યથોચિત્ ચરિતાર્થ થ-યાથી પ્રચુર આનંદ આપેછે, અને ધીરે ધીરે માનવ વર્ગના શારીરિકઅનેમાનસિકગુણુનો ઉત્કર્ષ થઈ સકેછે.*

ચોથુ—આ મૃત્યુના નિયમની સાથે આપણી ઉ-ત્કૃષ્ટ વૃત્તિયોનું સંપૂર્ણ સામંજસ્ય છે. સર્વ સાધારણના કલ્યાણને માટે ભૂમંડળમાંના જીવોને મરણ-ધર્મ ઘણો જરૂરનો સમઝીને આપણી બુદ્ધિવૃત્તિયો ચરિતાર્થ થાય છે. આ શુભકર વિધાનથી જરાગ્રસ્ત અશક્ત મા-ણસો પૃથ્વીમાંથી ચાલ્યા ગયાથી ભોગ-સમર્થ સબ-લેન્દ્રિય યુવક સંપ્રદાયને સુખ ભોગવાની જગ્યા આપે છે, અને તેઓ ધરણીરૂપ રંગભૂમિમાં આવીને પૂર્વ સંકલ્પિત શુભ કૌશલ સંપાદનનો માર્ગ પ્હેલાંના કરતાં વધારે સાફ કરી સકેછે, તેથી આપણી પરમ હિતૈ-ષિણી ઉપકાર કરનારી વૃત્તિ અવશ્ય પરિતૃપ્ત થવી ઉ-ચિત છે. જે માણસ થોડું ખાધાથી ગ્લાનિવાળો તથા જીર્ણેન્દ્રિયથી અન્ન પાણી લેવામાં અશક્ત થયોછે, ત્હેને સ્થાનાન્તર કરીને ત્હેને બદલે કોઈ સબલેન્દ્રિય ક્ષુધા-

* કારણ માબાપ નિયમ પાળવામાં જેટલા સમર્થ થશે, તેટલા તેઓના સન્તાનોની ઉત્કૃષ્ટ પ્રકૃતિ થશે. હેવી રીતે માનવ જાતિની ક્રમાગત ઉન્નતિ થઈ સકેછે.

તુર મુસાફરને બોલાવવો એ કદી અન્યાય નથી. એટલા માટે, ન્યાયવૃત્તિ તેથી કોઈ રીતે ક્ષુબ્ધ થઇ સકતી નથી અને સર્વ મંગળાલય પરમેશ્વરે પૃથ્વીના હિતને માટે જે નિયમ સ્થાપ્યા છે, તે ભક્તિ પૂર્વક અતિ આગ્રહ દેખાડીને વિનીતભાવે અંગીકાર કરીશ. જો કોઇ માણસની આ સર્વ બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ યથોચિત તેજસ્વિની થાય, અને બીજી સઘળી વૃત્તિ તેઓને તાબે રહે, અને તે બાલ્યકાળથી આ સર્વ શુભ તત્વમાં ઉપદિષ્ટ થઇ રહે, તો તેઓને મૃત્યુ ભયંકર જણાશે નહિ, તે જગદીશ્વરના બીજા નિયમના પ્રમાણે એ નિયમને પણ ખુલ્લા મનથી માની લેશે.

પાંચમુ—આ જગ્યાપર મૃત્યુથી આ લોકના શુભાશુભ બનાવનો વિચાર કરવામાં આવ્યોછે, પારત્રિક ફલાફલનો વિચાર કરવો આ પ્રકરણનો ઉદ્દેશ નથી.



# ભાગ ૨ જો.

## ધર્મના નિયમનું ઉલ્લંઘન કરવાનું ફળ.

# પ્રકરણ ૬ ઠું.

---

## ધર્મ સંબંધી નિયમ ઉલ્લંઘન કર્યાથી મનુષ્યને કેટલા દુઃખ ઉત્પન્ન થાય છે ત્હેને વિશે વિચાર.

આગલ્યા પ્રકરણોમાં ભૌતિક અને શારીરિક નિયમનું વર્ણન કરવામાં આવ્યું છે; હવે મનુષ્યના ધર્મ નિયમ ઉલ્લંઘન કરવાનાં ફળાફળ વિશે વિચાર કરવામાં પ્રવૃત્ત થઇયેછિયે. મ્હોટા મ્હોટા નીતિ-પ્રદર્શક તથા ધર્મ-પ્રયોજક પંડિતોના એકમેકના મત-ભેદને વિશે વિચાર કરીને જોયાથી, અજાયબી ઉપજે છે. આજસુધી ધર્માધર્મ તથા કર્ત્તાવ્યાકર્ત્તવ્ય નિરુપણને માટે ઘણા તર્ક વિતર્ક ઉત્પન્ન થયેલાછે, ઘણા મતામત પ્રકાશિત થયાછે. અને દેશ-ભેદથી તથા કાળ-ભેદથી ઘણાંક ધર્મશાસ્ત્ર કલ્પિત થયાંછે. વિવેચના કરીને જોયાથી જણાયછે કે શાસ્ત્ર પ્રકાશકોના એકમેકના જ્ઞાનનું તારતમ્ય તથા પ્રકૃતિમાં ફેરફાર એજ મત-ભેદનું મ્હોટું કારણ છે.

પ્હેલાં મનુષ્યજાતિ ઘોરતર અજ્ઞાનના અંધકારમાં છવાયલી હતી. અને તેથી આ સુકૌશલવાળા પરમ સુંદર વિશ્વ-યત્નનો મર્મોદ્‌ભેદ જાણવાને સમર્થ ન થયાથી આ સંસારને કેટલીક અસંબદ્ધ વસ્તુ-રાશિ માત્ર સમજતા હતા. જે વસ્તુમાં ઘણો પ્રભાવ તથા વિશેષ ઉપકારનો ગુણ જોતા ત્હેનુંજ દેવત્વ તથા પ્રધાનત્વ સ્વીકારતા. મહાન્ શક્તિ પ્રભાવ તથા મંગળના અદ્વિતીય ભંડાર સ્વરૂપ પરમેશ્વરના જ્ઞાન લાભમાં અસમર્થ હોવાની તેઓ ગંગા, સરસ્વતી, સિંધુ વગેરે મ્હોટી મ્હોટી નદી, મેઘ, વાયુ, સમુદ્ર વગેરે ફેલાયલી વસ્તુ; સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર, અગ્નિ, વગેરે તેજવાળી વસ્તુ; ઈત્યાદિ જે જે પદાર્થની પ્રત્યક્ષ શક્તિ, પ્રભાવ, તેજ તથા ઉપકારનો ગુણ સ્પષ્ટ રીતે જોતા, ત્હેં તે વસ્તુની અર્ચના કરવામાં પ્રવૃત્ત થતા. પ્હેલાં સઘળા દેશોમાં હાવીરીતે ધર્મની ઉત્પત્તિ થઈ હતી, ત્યહાર પછી લોકોની બુદ્ધિ-વૃત્તિ જેમ માર્જિત થવા તથા વધવા લાગી, તેમ ઉત્કૃષ્ટતમ ધર્મ ધીરે ધીરે ફેલાયો. ભક્તિ વગેરે મનોવૃત્તિયો ધર્મોત્પત્તિનું મૂળ કારણ છે, તે સર્વકાળે, સર્વ માણસમાં હોયછે; યથાયોગ્ય બુદ્ધિ નહિં ખીલ્યાથી સર્વ-મંગલાલય પરમેશ્વરમાં નિયોજિત તે થતી નથી.

ધર્મ-પ્રયોજક પંડિતોની પ્રકૃતિને વિશેષભેદ એક-મેકના મતાન્તરનું બીજું કારણ છે. જેઓની જિ-ઘાંસા, આશ્ચર્ય અને સાવધાનની વૃત્તિ સ્વભાવત; પ્રબળ હોયછે, અને ઉપચિકીર્ષા તથા ન્યાયની વૃત્તિ સ્વભાવતઃ ક્ષીણ હોયછે, તેઓ ઉપાસ્ય દેવતાનાં ભી-ષણ સ્વરૂપ બતાવીને લોકોને ઉપાસના કરવાનો વિ-ચિત્ર વિધિ શીખવી ભયમાં નાંખી સકેછે. પરન્તુ ઉપાસ્ય તથા ઉપાસકના દયા તથા ન્યાયના ગુણ વિશે ત્હેની સમ્યગ્ દૃષ્ટિ રહેવી અસંભવિત જણાયછે. હેવાં માણસોજ ઈષ્ટદેવતાને ખુશ રાખવાને માટે બળિદાન આપવાનો ઉપદેશ આપી સકેછે, અને કહી સકેછે કે વિવિધ ઉપચારથી ઉપાસ્ય દેવની અર્ચના કર્યાથીજ, તે સઘળા દોષની ક્ષમા કરેછે, તથા જે ધાર્યું હોય તે સિદ્ધ કરેછે, તંત્ર-શાસ્ત્ર પ્રકાશકોની કામ, જિઘાંસા તથા બુભુક્ષા વૃત્તિ ઘણી પ્રબલ હતી ત્હેમાં સંશય નથી. પરન્તુ જેની ભક્તિ, ઉપચિકીર્ષા, તથા ન્યા-યની વૃત્તિ તેજસ્વિ હોય તથા નિકૃષ્ટ પ્રવૃત્તિયો ત્હેને તાબે હોય ત્હેનાં કરેલાં ધર્મશાસ્ત્ર અવશ્ય બીજી જાતનાં થાયછે.

પરમેશ્વરે આપણી માનસિક પ્રવૃત્તિની સાથે બ્હા-સ્થની વસ્તુઓનો જ્હેવો સંબંધ બાંધી મૂકયોછે, ત્હેનું

વિવેચન કર્યાથી જણાશે કે આપણી કોઈપણ મનોવૃત્તિ નિરર્થક ઉત્પન્ન કરી નથી. મનોવૃત્તિયોનું પ્રયોજન રક્ષા કરીને, અને બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિનું પ્રાધાન્ય માનીને તદનુસાર વ્યવહાર કર્યાથી સુખી તથા સ્વસ્થ રહેવાયછે; અને ત્હેનાથી અન્યથાચરણ કર્યાથી ઘણો કલેશમાં થાયછે. જ્યહારે બીજી મનોવૃત્તિયોની સાથે બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિને વિરોધ થાય ત્યહારે બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિનો નો ઉપદેશ માનવો જોઈયે. બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિના અમૃતમય ઉપદેશનું અવલંબન કરીને ત્હેના અનુયાયી આચરણ, કર્યાથી, અન્તઃકરણ પ્રસન્ન તથા પ્રફુલ્લ થાય છે, અને ઘણીક રીતે સાંસારિક ઉપકાર પણ થાય છે. પરન્તુ ત્હેનાથી વિપરીત વ્યવહાર કર્યાથી ઉપલ્યા વિશુદ્ધ સુખથી વંચિત થઇને આન્તરિક યાતના તથા સાંસારિક કલેશ સતત ભોગવવું પડે છે.

બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃતિના આદેશનુયાયી કાર્ય કર્યાથી પછી તરત મનમાં પરમ પરિતોષ ઉત્પન્ન થાય છે. જ્યહારે આપણી કોઈ જાત્યની મનોવૃત્તિ બીજી જાત્યની વૃત્તિનીસાથે એકત્ર થઈને પોતાના વિષય ભોગમાં ચરિતાર્થ થાય છે, ત્યહારે તે ઘણા સુખના પ્રવણ સ્વરૂપ થઈને અનર્ગલ આનન્દ-નીર નિકળે છે. અ-

પત્ય સ્નેહ, આસંગલિપ્સા, અર્જ્જનસ્પૃહા, લોકાનુરાગપ્રિયતા વગેરે નિકૃષ્ટ પ્રવૃત્તિયો ધર્મપ્રવૃત્તિના વશીભૂત થઇને ચરિતાર્થ થયાથી સુખસાગરમાં મગ્ન થવાય છે. તેજસ્વિ ઉપચિકીર્ષા વૃત્તિને પરિતૃપ્ત કરીને અર્થાત્ ભૂખ્યાને અન્ન આપવું, તરસ્યાને પાણી આપવું, અજ્ઞાનને જ્ઞાન આપવું, નિરાશ્રયને આશ્રય આપવો, અને ભાઇના જેવા સ્વદેશીય લોકોનાં દુઃખ દૂર કરવાં તથા સુખ વધારવા,—દયાવાન્ દાતાનું ઉદાર ચિત્ત આનન્દામૃત રસથી અભિષિક્ત થાય છે. અશેષ ગુણાશ્રય, અત્યાશ્ચર્ય તથા મહિમા વિશે વિચારવડે ભક્તિવૃત્તિ ચરિતાર્થ કરીને, પરમેશ્વર-પરાયણ ભક્તિમાન માણસ પરમ પરિશુદ્ધ અનિર્વચનીય આનંદનો અનુભવ કરે છે. બુદ્ધિવૃત્તિ ચલાવ્યાથી કેટલા સુખની ઉત્પત્તિ થાય છે. જગતની સ્વાભાવિક શોભા જોવી, સુમધુર-સંગીત સાંભળવું. અને કાવ્યામૃત-રસાસ્વાદન કર્યાથી અન્તઃકરણ કહેવું પ્રફુલ્લ થાય છે! મેધાવી બુદ્ધિમાન્ માણસો જ્ઞાન રત્નના અક્ષય ભંડાર સ્વરૂપ વિવિધ વિદ્યાના અનુશીલનમાં પ્રવૃત્ત થઇને કહેવું સુનિમળ સુખ ભોગવે છે! તે સુખનો બીજાથી અનુભવ થઇ સકતો નથીઃ સર્વ-મંગળાલય પરમેશ્વરે આપણી મનોવૃત્તિના ઉપયોગના ફળસારૂ ઉપર કહેલાં

પ્રચુર સુખ નિર્દિષ્ટ કરી મૂકયાં છે; આપણે આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિયોને બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિની સાથે સમંજસીભૂત કરીને ચલાવ્યાથીજ તે મેળવી સકીએ છિયે, નહિં તો ત્હેમાં વંચિત થવું પડે છે. હાવી રીતે પ્રગાઢ સુખ સંભોગમાં વંચિત થવું એ કંઈ જ્હેવી ત્હેવી નુકસાની સમઝવી નહિં. એ આપણી યથાયોગ્ય ચિત્ત ચલાવવાની ન્યૂનતાને માટે દંડ સ્વરૂપ સમઝવું જોઈયે. જો ધર્મ નિયમ ઉલ્લંઘન કર્યાથી બીજું કાંઈ નુકસાન ન થાય, તો પણ ધર્મોત્પાદ્ય વિશુદ્ધ સુખની અપ્રાપ્તિનેજ ત્હેની યોગ્ય સજા જાણવી. પરન્તુ હાવી રીત્યના સુખ ભોગવવામાં વંચિત થવું એ દારુણ દુર્ભાગ્યનો વિષય છે, તે વિશે ઘણાકો વિચાર કરતા નથી. હમેશાંનો રોગી માણસ જેમ શરીરનું સુખાકારીથી ઉપજતા અપૂર્વ સુખનો સ્વાદ મેળવવામાં સમર્થ થતો નથી, ત્હેમ ધર્મરૂપ નિર્મલ નીરમાં ચિત્તને ધૌત કરીને ધર્માત્મા મનુષ્ય જ્હેવી રીતે અનિર્વચનીય આનન્દ અનુભવે છે, ત્હેવો અનુભવ ઈતર મનુષ્ય કદી મેળવી સકતા નથી. કારણ ત્હેનું અપવિત્ર ચિત્ત અધર્મરૂપ રોગમાં આક્રાન્ત થઇને ચિર-જીવન અસુસ્થ થઈ રહેલું છે. મનુષ્યો પોતાના સ્વભાવ સિદ્ધ ધર્મના નિયમોનું યથાર્થ તત્વ જાણી સકતા નથી, તેથી ત્હેનું

પાલન કર્યાથી કેટલી સુખની ઉત્પત્તિ થઈ સકે છે, અને ત્હેનું ઉલ્લંઘન કર્યાથી કેટલા સુખથી વંચિત થવાય છે તે જાણવાને સમર્થ થતા નથી. તે ઉતમ રીતે જાણવું હોય તો પોતાની પ્રકૃતિ, બ્હાહ્યના વિષયનો સ્વભાવ, આ બન્નેનો એક બીજાનો સંબન્ધ, અને પરમેશ્વરની સાથે આપણો જે રીત્યનો સબંન્ધ રહેલો છે, એ સઘળું શિખવું જોઇયે. આ સર્વ વિષયનું અનુસન્ધાન કર્યાથી જે સમસ્ત યથાર્થ તત્ત્વ જાણવામાં આવે તેના ઉપર દૃઢ વિશ્વાસ ન થવાને લીધે આપણી મનોવૃતિયોની સ્ફૂર્ત્તિની મદદવડે અપ્રતિહત ભાવે પોતપોતાના વિષય ભોગ સારૂ યત્ન થઈ સકતો નથી, અને આપણી ચરિતાર્થતા થવાનું યથેષ્ટ સ્થળ પણ મળતું નથી. લોકોના શારીરિક નિયમ ઉલ્લંઘન થવાથી કોઈ દેશમાં મરકી થાય તો, ત્યહાંના અજ્ઞાની મનુષ્યો, ત્હેને પરમેશ્વરના સ્થાપેલા નિયમો ઉલ્લંઘનનો બદલો નહિં સમજતાં, ત્હેને અનિર્દિશ્ય વિડંબનાનું ફ્લ જાણે છે. હેવી દુર્ઘટનાનું કારણ તથા ત્હેને દૂર કરવાનો ઉપાય નહિં કરતા તેઓની બુદ્ધિવૃત્તિ ક્ષુબ્ધ રહે છે, તેથી પરમેશ્વરની અસીમ કરુણા ઉપર સન્દેહ ઉત્પન્ન થઈને ભક્તિ-વૃતિ પૂર્ણ કરવામાં હરકત નડે છે, અને વિશ્વાધિપની વિશ્વ-રાજ્યની શાસ-

ન પ્રણાલીમાં નાના પ્રકારના નિયમ તથા વિશૃંખાલ ની કલ્પના કરીને ન્યાય-વૃત્તિ અતૃપ્ત થાય છે. જેઓ-એ જગદીશ્વરના સુકૌશળવાળા પરમ સુન્દર નિયમોનું શિક્ષણ મેળવ્યું નથી, અને તે ફરી ફરીને ઉલ્લંઘન કરીને ત્હેના ફલ સ્વરૂપ ઘણી યાતના ભોગવે છે, તથા જેઓ પોતાના ઉપાસ્ય દેવતાને ભયંકર સ્વરૂપ તથા કોપી સ્વભાવ માને છે, તેઓને પરમેરની અસીમ કરુણાનો પ્રત્યય થવો એ કહેવી રીતે સંભવે ? ઈશ્વરનું યથાર્થ સ્વરૂપ જાણ્યાથી, અને ત્હેના નિયમાનુસાર કાર્ય કર્યાથી, મનુષ્યના જ્ઞાન તથા ધર્મરૂપ ગંભીર પ્રવાહમાંથી કેટલી સુખધારા નિકળી સકશે તેઓ ત્હેનો આભાસ પણ જાણી સકતા નથી. પરન્તુ તેઓ એ જાણતા નથી તેથીજ કદાપિ ઈશ્વરી નિયમ અન્યથા થઈ સકતો નથી. જન્મથી આંધળા માણસને જોવાની શક્તિ નથી તેથી કાંઈ આંખ્યોવાળા માણસોને જોવાનું સુખ ભોગવવામાં હરકત થઇ સકતી નથી.

જગદીશ્વરના નિયમ ન જાણ્યાથી, ત્હેના નિયમાનુયાયી કાર્ય થઈ સકતાં નથી એ સ્વતઃ સિદ્ધ છે. આ અખિલ સંસારરૂપ ભ્રમ શૂન્ય પ્રગાઢગ્રંથની આલોચનાજ પરમેશ્વરનું સ્વરૂપ તથા નિયમનું જ્ઞાન મે-

ળવવાનો અદ્વિતીય ઉપાય છે. એટલા માટે તે જે સર્વ નિયમ સ્થાપીને વિશ્વ-રાજ્યનું પાલન કરે છે, તે વિશ્વ કાર્યની અપર્યાલોચનાવડે તે સર્વ ઉત્તમ રીતે શિખવા જોઈયે. જેઓ ઘોરતર અજ્ઞાન-તિમિરમાં ઢંકાઈને જે પરમેશ્વરના સ્થાપેલા પરમ શુભકર નિયમોનું હમેશાં ઉલ્લંઘન કરીને દુઃખ ભોગવે છે, તેઓના અન્તઃકરણમાં જગદીશ્વરનું યથાર્થ સ્વરૂપ પરિસ્ફુટરૂપથી પ્રકાશિત થવું કોઈ રીતે સંભવતું નથી. ઉલટું જે માણસો જ્ઞાનવાન્ થઇને ઈશ્વરના નિયમ પ્રતિપાલન પૂર્વક દુઃખ-વર્જ્જન અને સુખોપાર્જ્જન કરે છે, તેઓને પરમ મંગલાલય પરમેશ્વરના અપાર માહાત્મ્ય તથા નિર્મલ સ્વરૂપ વિશે વધારે વિશ્વાસ ઉત્પન્ન થાય છે ત્હેમાં કાંઇ સંદેહ નથી. વિશ્વસ્રષ્ટાના વિશ્વકાર્ય વિશે નિયમો જે પ્રમાણમાં નિરુપિત થાય, તે પ્રમાણમાં ઈશ્વરનું મહત્ત્વ તથા પૂર્ણતા સ્પષ્ટ રીતે સમઝાય. આપણા દેશના સાધારણ લોકો અહિંના પ્રચલિત ધર્મને અનુસારે પરમેશ્વરને અતિ પરિચ્છિન્ન તથા અપૂર્ણ સ્વભાવ સમઝી હેતું માને છે કે, તે મનુષ્યની પેઠે મૂર્તિવાળો છે, ભૂલોકનો ભાર દૂર કરવાને માટે મધ્યે મધ્યે અવતાર લે છે, અવતાર લઈને કોઇ વખતે પાપાસક્ત માણસની પેઠે અસદાચરણમાં લા-

ગે છે, જઘન્ય દુષ્કર્મ કર્યા છતા ત્હેની પૂજા તથા સ્તુતિ પાઠ કર્યાથી તે પ્રસન્ન થઈને ક્ષમા કરે છે અને અર્ચ્ચના નહિ કર્યાથી, ક્રોધાયમાન થઇને ઘણું ક્લેશ આપે છે. ઈત્યાદિ નાના પ્રકારના અપવાદ આપીને તેઓ પરાત્પર પરમેશ્વરના નિષ્કલંક સ્વરૂપમાં દોષ લગાડે છે, હેમાં તેઓની વિવેચનાની ન્યૂનતા માનવી જોઇયે; પરન્તુ હમણાં વિવિધ વિદ્યાનું અનુશીલન થયાથી લોકોમાં જ્ઞાનવૃદ્ધિ થવાનો સંભવ છે. વહેલું મોડું પણ અજ્ઞાનરૂપ તામસી નિશાનું અવસાન થશે. છે. જગદીશ્વરની કૃપાથી જેમ જેમ વિદ્યા-જ્યોતિ ફેલાશે તથા માનવ-પ્રકૃતિની સાથે બ્હાસ્યની વસ્તુનો સંબન્ધ નિરુપિત થશે. તેમ તેમ લોકોમાં પરાત્પર પરિશુદ્ધ નિષ્કલંક સ્વરૂપનો સ્પષ્ટરૂપ પ્રકાશ થશે, અને ત્ય્હારેજ તેનું નિયમ ઉલ્લંઘન નિવારિત થઇને લોકોમાંથી દુઃખ ઓછાં થઇ સુખ વધશે.

ઘણા માણસો પરમેશ્વરની ઉત્તમ રીતે પ્રસન્નતા મેળવવાની આશાથી સર્વ આશ્રમનો સારભૂત સંસારાશ્રમ છોડીને સંન્યાસી થાયછે, પરન્તુ તેથી પરમપિતા પરમેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન થાયછે અને ત્હેને માટે ત્હેની પાસે અપરાધી થવું પડેછે એ તેઓ સમઝતા નથી. મનુષ્યની માનસિક પ્રકૃતિને વિશે વિ-

ચાર કરીને જોવાથી સ્પષ્ટ જણાશેજ કે, ત્હેની જેટલી મનોવૃત્તિ છે, ત્હેમાંની ઘણી ખરી કેવળ પૃથ્વીનું કાર્ય કરવાને માટે નિયોજિત થયેલી છે; બુભુક્ષા, કામ, અપત્યસ્નેહ, પતિવિધિત્સા, નિર્મિત્સા, અર્જ્જનસ્પૃહા જુગોપિષા, સાવધાનતા વગેરે નિકૃષ્ટ પ્રવૃત્તિ, અને પરિમિતિ, આકારનુભાવકતા, કાલાનુભાવકતા, સ્વરાનુંભાવકતા, અને સંખ્યા તથા ભાષા શક્તિ વગેરે બુદ્ધિવૃત્તિની સાથે ભૂમંડળનો અતિ પાસેનો અખંડ સબંન્ધ રહેલો છે. શરીર રક્ષાને માટે બુભુક્ષા, જીવ પ્રવાહ રક્ષાને માટે કામ, સન્તાન પ્રતિપાલનને માટે અપત્યસ્નેહ, વિપદુદ્ધાર તથા પ્રતિબંધ નિવારણને માટે પ્રતિવિધિત્સા, ગૃહ નિર્માણ તથા વસ્ત્ર વણવા વગેરેને માટે નિર્મિત્સા, નિવાસ નિરુપણને માટે વિવસા ભાવી દુર્ઘટનાના નિવારણને માટે સવધાનતા ઈત્યાદિ મનોવૃત્તિયો, ભૂલોકના જુદાં જુદાં કામ કરવાને માટે ઉત્પન્ન થઇછે; અને આ પૃથ્વીમાં ત્હેની સમ્યગ્ ઉપયોગિતા જોવામાં આવેછે. એટલા માટે આ પૃથ્વીમાં તેઓને યથાયોગ્ય સંપૂર્ણ પાર પાડવાનો યત્ન ન કરી સકયાથી આને અન્યથાચરણ કરીને જગદીશ્વરની અનુમતિની વિરુદ્ધ આચરણ થાયછે. આપણી આશા, ભક્તિ, ઉપચિકીર્ષા, શોભાનુભાવકતા તથા

ન્યાય વગેરે કેટલીક ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ પરલોકમાં સંપૂર્ણ પાર થઈ સકેછે, અને આ લોકમાં પણ તેની ઉપયોગિતા છે પરમ મંગળાકર પરમેશ્વરે આ લોકમાં પણ લોકના દુઃખ નિવારણને માટે તથા ભૂમંડળને વિમલ સુખનું રહેઠાણ કરવાને માટે ઉત્કૃષ્ટ મનોવૃત્તિઓ ઉત્પન્ન કરીછે, અને ત્હેના અનુસારે આ અવનિમંડળમાં પણ તેઓની ઘણી ઉપયોગિતા છે, ત્હેમાં કંઇ સંશય નથી જેટલી આપણી માનવ પ્રકૃતિ તથા બ્હાસ્યની વસ્તુ વિશેના જ્ઞાનની વૃદ્ધિ થશે તેટલું આપણી પૃથ્વીની સાથે આપણી મનોવૃત્તિયોના સામંજસ્ય વિશેના જ્ઞાનનું પણ આધિકય થતું રહેશે, અને તેટલી આપણે પરાત્પર પરમેશ્વરનું પરમોત્કૃષ્ટ પરિશુદ્ધ સ્વરૂપ જાણીને આપણી બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિયોને ચરિતાર્થ કરી શકીશું. ફલતઃ જ્યહારે આંખ્યની સાથે જ્યોતિર્વિષયકના નિયમનું અને કાનની સાથે વાયુના નિયમનું સંપૂર્ણ ઐક્ય થાયછે, ત્યહારે આપણી બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિની સાથે બ્હાસ્યની વસ્તુઓનું ત્હેના જહેવું ઐક્ય ન રહેતું કોઇ રીતે સંભવતું નથી.

મનોવૃત્તિયોનો સ્વભાવ હેવો છે કે સમધિક તેજસ્વી થઈને ઉત્સાહની સાથે ત્હેને ચલાવ્યાથી ઘણું

સુખ આપેછે, નિસ્તેજ તથા નિશ્ચેષ્ટ થયાથી એટલું સુખ મેળવી સકાતું નથી. એટલા માટે શારીરિક અવયવની પેઠે મનોવૃત્તિ પણ તે જો બાહુલ્ય અને ઔત્સુક્યની સાથે ચલાવવી; એ બંને આપણા સુખનું કારણ છે. સ્વરાનુભાવકતા-શક્તિની સ્વાભાવિક અલ્પતાથી જેને કંઈ પણ સ્વર-જ્ઞાન તથા રાગ-રાગણીનો બોધ નથી, ત્હેને સુખ મેળવવાનો એક મ્હોટો રસ્તો બંધ થયોછે જે ભાગ્યવાન્ માણસની બુદ્ધિવૃત્તિ સ્વભાવત: તેજસ્વિ હોયછે, અને વિદ્યાનુશીલનથી ઉત્તમ રીતે માર્જ્જિત થયલી હોયછે, તે ઉત્સાહિત ચિત્તથી ચલાવીને જે'વો અસમાન્ય આનન્દ અનુભવ કરેછે, ત્હેવો નિશ્ચેષ્ટ મન્દ-બુદ્ધિવાળો માણસ સુખનો સ્વાદ મેળવવામાં કદાપિ સમર્થ થતો નથી. તે પોતાની પ્રકૃતિ અને બ્હાસ્યની વસ્તુની સાથે નિરુપણમાં અસમર્થ થવાને લીધે શારીરિક તથા માનસિક નિયમનું ઉલ્લંઘન કરીને પુષ્કળ ક્લેશ ભોગવતો રહેછે. અને બુદ્ધિ ચલાવવાનો અભ્યાસ ન હોવાથી વિવિધ પ્રકારના સુખથી વંચિત રહેછે. સૃષ્ટિની ક્રિયાનો વિચાર કરીને સૃષ્ટિ કર્ત્તાના સ્વરૂપનું નિરુપણ કરવું એ મહાન્ બુદ્ધિવૃત્તિનું કામછે. એટલા માટે, જેઓ વિદ્યાનુશીલનમાં દૂર રહીને પોતાની બુદ્ધિને અમાર્જ્જિત

રાખે છે, અને તેથી પરમ સુન્દર વિશ્વ-કૌશળ જાણુ વામાં અને તેથી વિશ્વાધિપના અત્યુત્કૃષ્ટ આશ્ચર્યકારક મહિમાની આલોચના કરવામાં અસમર્થ થાયછે, તેઓને ઘણીક રીત્યનો વિશુદ્ધ સુખ ભોગવવામાં વંચિત રહેવું પડેછે. પરમેશ્વર-પરાયણ વિદ્વાન માણુસો આ અખિલ સંસાર રૂપ મહારાજ્યના એક એક પરમ શુભકર સુંદર નિયમ જાણીને જે'વી રીતે ઘણો આનન્દ મેળવે છે, ત્હેવી રીત્યનો કુસંસ્કારવાળા મૂઢ લોકો મેળવવાને કદી સમર્થ થતા નથી. તેઓ શાસ્ત્ર વિશેષના પ્રમાણુનુસારે કાલ્પનિક દેવતાના કલ્પિત ચરિત્ર સાંભળ્યાથી પોતાને ચરિતાર્થ સમઝે છે. તેઓ નિખિલ બ્રહ્માડરૂપ અખંડ અભ્રાન્ત શાસ્ત્રમાં અધિકારી થતા નથી, તેથી શાસ્ત્રાવલોકનથી જે અપાર આનન્દ ઉત્પન્ન થાયછે, ત્હેનો સ્વાદ પણુ તેઓ મેળવી સકતા નથી. પરમેશ્વરે પ્રસન્ન થઇને તેઓને બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિયો આપીછે, ત્હેની કેટલીક વૃત્તિ આ ભાગમાં વિફલ જાયછે.

જે પાપાનુરક્ત નરાધમ ધર્મ પ્રવૃત્તિના ઉપદેશના અવહેલા કરીને ખોટે માર્ગે જાયછે; તેઓ ધર્મ પ્રવૃત્તિના ફલ સ્વરૂપ પવિત્ર સુખાસ્વાદના અધિકારી થતા નથી, એ કંઈ તેઓને જે'વી ત્હેવી સજા નથી.

સુચરિત્ર માણસો પોતાને નિષ્પાપી સમઝીને જે'વો આત્મ-પ્રસાદ તથા શાન્તિનું સુખ ભોગવે છે. પરમેશ્વર પરાયણ જ્ઞાનવાન્ મનુષ્ય જગદીશ્વરની વિચિત્ર શક્તિ, આશ્ચર્ય જ્ઞાન તથા અપાર મંગળાભિપ્રાયની આલોચનામાં અન્તઃકરણને સમર્પણ કરીને જે'વો અનિર્વચનીય આનન્દનો અનુભવ કરછે, અને પર-હિતાર્થ દયાવાન માણસ દુઃખીને અન્ન આપીને, રોગીને ઔષધ આપીને, અને અજ્ઞાનીને જ્ઞાન આપીને જે'વો પ્રગાઢ આનન્દ મેળવે છે, ત્હેવા આનન્દના સ્વાદ મેળવવામાં અસમર્થ થવું ત્હેના કરતાં બીજો દુઃખનો વિષય કિયો છે ? જ્યહારે કોઈ નિરાશ્રય અનાથ માણસ કૃતજ્ઞતાના રસમાં આર્દ્ર થઇને હાથ ઊંચા કરીને તે દયાવાન્ દાતાને ખરા અન્તઃકરણથી આશીર્વાદ આપે, અથવા અતિ દીન માબાપ વગરનું બાળક ત્હેનુ કૃપા-બિંદુ મેળવીને પોતાના મલિન મુખના મધુર સ્મિતથી મનનો પરિતોષ પ્રકાશ કરે તથા આનન્દાશ્રુ વિસર્જ્જન કરીને બન્ને આંખ્યોને પાણીવાળી કરીને-ત્હેની સામે ઉભો રહે, ત્યહારે તે કૃપા કરનાર મનુષ્યના અન્તઃકરણમાં કહેવા અનુપ મનોરમ સુખનો ઉદય થાયછે! જેણે આખા જન્મારામાં હાવું એક પણ પુણ્યનું કામ કર્યું છે ત્હેનું સુખ

સરોવર કદી પણ એકદમ સુકાતું નથી. તે જ્યહારે ત્હેનું સ્મરણ કરેછે ત્યહારે ત્હેનું હૃદય-ક્ષેત્ર સુધામૃત રસથી અભિષિક્ત થાયછે. પોતાને હાથે રોપેલા ઝાડના જેવા શ્રમથી પ્રતિપાલિત તથા આશ્રિત માણસની મંગળ વાર્તા સાંભળ્યાથી કેટલો આહ્લાદ થાય છે! જેણે પોતે જલ-તરંગમાં પડીને ત્હેમાંથી કોઈ મુમૂર્ષુ માણસનો ઉદ્ધાર કર્યોછે તથા બળતા ઘરમાં પ્રવેશ કરીને કોઇના પ્રાણની રક્ષા કરીછે જે બચેલા માણસનું મ્હોડું જોયાથી ત્હેને કેટલો આનન્દ થાય છે! પુણ્ય ક્રિયાના સંકલ્પમાં સુખ છે, અનુષ્ઠાનમાં સુખ છે, અનુષ્ઠાન કર્યા પછી ત્હેના વિચારથી પણ સુખ થાયછે, જે પાપાસક્ત દુરાચારીઓએ હાવા સુખના ભંડારનો દરવાજો બંધ કરી રાખ્યો છે, તેઓના કર્મરૂપ શાસ્તિ મળવાને બીજું કેટલું બાકી હોય?

ધર્મના નિયમ પાળવાથી સાંસારિક ઉપકાર થાય છે, અને ઉલ્લંઘન કર્યાથી ઘણાક જાતના દુઃખ ઉપજે છે ધર્માચરણથી સાંસારિક સુખની ઉત્પત્તિ થાય છે એ વાત નિસંશય છે. જુઓ પોતાના પરિવારમાંના સઘળા મનુષ્યોની સાથે સદ્વ્યવહાર કર્યાથી કહેવા પ્રીતિપાત્ર તથા સમાદરને પાત્ર થવાય છે! જો આપણે પુત્ર નોકર વગેરેના ઉપર સ્નેહ, દયા તથા વા-

ત્સલ્યભાવ પ્રકાશ કરિયે, તો તેઓ પોતાની મેળે આ-પણા ઉપર અકપટ પ્રીતિ દેખાડે, અને પ્રફુલ્લ મ-નથી આગ્રહની સાથે આપણી આજ્ઞા પાળવામાં યત્ન-વાન થાય, હેવી રીત્યનો પિતા તથા સ્વામી કદી પણ અન્યાય તથા અસાધ્ય કામની આજ્ઞા કરતો નથી, તેથી તેઓ કાર્ય-સાધનમાં બેદરકાર રહેતાં નથી ધર્મ-શીલ મિત્રની આજ્ઞાની કેટલી હદ! તેઓના મિત્રો ત્હેના પ્રેમામૃત-રસમાં આર્દ્ર થાયછે, ત્હેને સર્વસ્વ આપીને ત્હેનો વિશ્વાસ કરી સકેછે, અને તેઓની સાથે મળીને તથા સદાલાપ કરીને અતુલ આનન્દનો અનુભવ કરે-છે. વૈદ્ય, વ્હેપારી તથા રાજકીય કામદારો બુદ્ધિ-સં-મત તથા ધર્માનુગત વિશુદ્ધાચરણનો અભ્યાસ રાખે તો તેમને ઘણો લાભ થાય અને લોકોના વિશ્વાસને પાત્ર થઈને માન પામી સકે, અને તેઓ પોતાના ધંધાની ઉન્નતિ કરી સકે.

.પરમેશ્વરે પ્રત્યેક માણસને જૂદી જૂદી જાત્યની બુદ્ધિનું સામર્થ્ય આપ્યું છે. એટલા માટે જૂદી જૂદી જાતના કર્મ કરવામાં પ્રવૃત્ત થયાથીજ સંસારના સર્વ કાર્ય ઉત્તમ રીતે થઈ સકે. પરમેશ્વરે સ્થાપેલા આ સ્વાભાવિક નિયમથીજ ભૂલોકમાં વિવિધ પ્રકારના ધં-ધા ચાલે છે. "હું મનુષ્ય વર્ગનાં પ્રયોજન સાધન અ-

ને દુઃખ દૂર કરવાનો પરિશ્રમ કરૂંછું ” હેવો વિચાર કરીને ખેડુત તથા કારીગર કામ કરે છે અને ગ્રાહક-ની નુકશાની નહિં થાય તથા તે ખુશ થાય એ અભિ-સંધિ રાખીને જે પરહિતૈષી વેપારી પોતાના વેપાર કરે છે, તેઓજ બુદ્ધિસંમત તથા ધર્માનુગત કામ કરે છે, અને તેઓનેજ ઉત્તમ પ્રકારે સુખ, સન્તોષ તથા સ્વતન્ત્રતા મળે છે. ઉપર કહેલા ખેડુત તથા વેપારી-ની અર્જ્જન સ્પૃહા પણ ઉત્તમ પ્રકારે સફળ થઈ સ-કે છે, વૈદ્ય વગેરે સર્વને સંબંધે હેવીજ વ્યવસ્થા છે. વૈદ્ય જો રોગીનો રોગ-શાન્ત કરવાના ઉદ્દેશથી ચિકિ-ત્સા કરે છે, અને વકીલ જો આસીલના મંગળને મા-ટે યત્ન કરે અને ત્હેમાં તે સફલ થાય તો વકીલ ત-થા વૈદ્ય પોતપોતાની ફરજ બજાવીને વિશુદ્ધ આન-ન્દનો અનુભવ કરે છે, અને માન, નિર્મળ યશ, તથા પરિશ્રમના બદલા જેટલુ પુષ્કળ ધન ઉપાર્જ્જન કર-વાને સમર્થ થાય છે.

બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિના આદેશાનુગત પછ-વાડે લખેલા ત્રણ નિયમ પાળવાનો યત્ન કરવો એ સર્વ કરતા જરૂરનો છે.

પ્હેલું. જે વેપાર લોકોને હિતકારી હોય, તેનુંજ અવલંબન કરવું જોઈયે.

બીજું. જેટલો પરિશ્રમ કર્યાથી લોકોની આવશ્યકતા પૂર્ણ થાય તેટલો પરિશ્રમ કરવો આવશ્યક છે.

ત્રીજું. જે વિષયમાં બીજા કરતાં વધારે શક્તિ તથા પ્રીતિ જણાય, તે વિષયમાં પ્રવૃત્ત થઈને જીવિકાનો નિર્વાહ કરવો એ કર્ત્તવ્ય છે.

જો કોઈ માણસની શરીરની તથા માનસિક પ્રકૃતિ સ્વભાવતઃ સારી હોય અને તે આખી ઉમ્મર સુધી ભૌતિક શારીરિક તથા માનસિક નિયમ પાળતો આવતો હોય તો સહજ કહી સકાય કે જગદીશ્વરે હેને સારૂ સર્વે સાંસારિક પ્રયોજન સાધનના યથેષ્ટ ઉપાય નિર્દ્ધારણ કરી મૂકયા છે, અને હેને નાના પ્રકારની મનોવૃત્તિ ચલાવવાનું સામર્થ્ય આપીને હેનાથી નિપજતું પવિત્ર સુખ ભોગવવાને ઉત્તમ રીતે આધકારી કર્યોછે.

પરમેશ્વરનો નિયમ પાળવાની પ્હેલાં હેનું શિક્ષણ લેવું જોઇયે. એટલા માટે, જેમ ભૌતિક તથા શારીરિક નિયમ જાણવાને માટે પદાર્થ વિદ્યા, રસાયન, શારીરિક સ્થાન તથા શારીર વિધાન વિદ્યાનું અધ્યયન કરવું જોઈયે, તેમ કિયો વેપાર મનુષ્યને યથાર્થે ઉપકારી છે, અને કિયા વિષયમાં કેટલો પરિશ્રમ કર્યાથી હેનો યોગ્ય બદલો મળે, એ સર્વ જાણવાને માટે લોકયાત્રા વિદ્યા અર્થાત્ અર્થ શાસ્ત્રનું પણ અ-

ધ્યયન કરવું જોઈયે. આ વિદ્યા જાણનારો જે'વી રીતે ધન ઉત્પન્ન કરવાના માર્ગ દેખાડે છે, ત્હેમ તેઓને હેવો ઉપદેશ પણ આપવો જોઇયે કે કેવળ ધનથીજ મનુષ્યનું પરમ પુરુષાર્થ નથી, અને કેવળ ધન વડેજ સર્વ સાધારણ લોકોને સુખ મળતું નથી; જ્ઞાન અને ધર્મજ કાયમના સુખનું મૂળ છે. લોકયાત્રા વિધાન અર્થાત્ અર્થશાસ્ત્રના નિયમનુ ઉલ્લંઘન કર્યાથી દારિદ્રય-દુઃખની ઉત્પત્તિ થાય છે એ વાત યથાર્થ છે ખરી, પરન્તુ ધર્મના નિયમનું ઉલ્લંઘન કર્યાથી, તે દુઃખની કેટલી બધી વૃદ્ધિ થઇ સકે છે ત્હેનો પણ વિચાર કરવો જોઈયે. અપત્યોત્પાદનના નિયમનું ઉલ્લંઘન થયાથી આવકના કરતા છોકરાંની સંખ્યા વધારે થયાથી દુઃખ અને દુકાળ પણ થાય છે. એ દુઃખી માણસોનું પોતાના કાર્યનું ફલ છે ત્હેમાં સંદેહ નથી, પરન્તુ તેઓના તે દુઃખરૂપ દાવાનલમાં યથાયોગ્ય વારિસિંચન કરવું એ પૈસાદારોનું અવશ્ય કર્ત્તવ્ય કહીને ઉપદેશ આપવો ઉચિત છે. કેવળ આવેલાં દુઃખને દૂર કરીને નિશ્ચિંત રહેવું ઉચિત નથી. ભવિષ્યમાં ત્હેના જે'વો કલેશ નહિ થાય ત્હેનો ઉપાય કરવો જોઇયે. હેવી રીતે મનુષ્યની સર્વ અવસ્થામાં બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિનું પ્રાધાન્ય માનીને ત્હેને અનુસ-

રીને કામ કરવા જોઇયે. ત્હેનાથી વિરુદ્ધ કર્યાથી સુખની વૃદ્ધિ થતી નથી.

હાલમાં ઘણું કરી સઘળા દેશના મનુષ્યોનો હેવો અભિપ્રાય જણાય છે કે, કેવળ ધન, પ્રભુત્વ તથા બ્હાસ્યની શોભામાંજ સુખોત્પત્તિ સમાયલી છે. યદ્યપિ કોઈ જ્ઞાન તથા ધર્મનું શ્રેષ્ઠત્વ સમઝી તે વિશે ઉપદેશ આપે છે, પરન્તુ કામની વેળાએ ધનાદિ મેળવવાંજ પરમ પુરુષાર્થ છે હેમ સમઝીને ચાલે છે. ધન પ્રભુત્વ તથા બ્હાસ્યની શોભા આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિનો વિષય છે, એટલા માટે ત્હેનાથી કદી પણ ખરુ સુખ મળી સકતું નથી. બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિના ઉપદેશાનુયાયી કાર્ય ન કર્યાથી સર્વ પ્રકારે સુખી થવું કોઈ રીતે સંભવતું નથી. પુષ્કળ માણસો ધન તથા પ્રભુત્વ મેળવવાના ઉદ્દેશથી વિષય કર્મમાં પ્રવૃત્ત થાય છે અને પ્રવૃત્ત થઈને ઘણીક જાતના અન્યાયાચરણ કરીને પૈસો કમાય છે. એથી જ્ઞાન તથા ધર્મોત્પાદ્ય વિશુદ્ધ સુખથી તેઓ વંચિત થઇને લોકોમાં અવિશ્વાસી ગણાય છે તથા તેમનું અપમાન થાય છે. હમેશાં ચોરી તથા ઠગવામાં પ્રવૃત્ત થનાર કોઈ વખત પણ પકડાઇને શિક્ષા ભોગવે છે, અને કોઈ કોઈ પોતાના અધર્મ તથા અવિવેચનાના દો-

ષથી સર્વે ગુમાવીને ગરીબ અવસ્થામાં આવી પડે છે. આ દેશના આબરૂદારમાં ખપતા લોકોમાંથી ઘણાક જે'વી રીતે આવકમાં ધર્માધર્મ તથા કર્ત્તવ્યાકર્ત્તવ્ય ઉપર વિચાર રાખતા નથી તે'વી રીતે તેઓ ખર્ચના વિષયમાં પણ દૂરદષ્ટિ તથા ન્યાયાન્યાય વિચારતા નથી. તેઓ ચોરી કરીને લાંચ લઈને તથા દગલબાજી વગેરે બીજા ખરાબ ઉપાયથી ધન કમાય છે, અને સુખ્યાતિ મેળવવાને તથા ઇંદ્રિય સુખ ભોગવવાને આગુપાછું નહિં જોતાં સંકોચ વિના પૈસા ઉડાવેછે અને આમદાની કરતા વધારે ખર્ચ કરીને પછી છેલ્લે ઘણા ઋણ-ગ્રસ્ત થઈને નાના પ્રકારના ક્લેશ ભોગવે છે. ઋણ-ગ્રસ્ત થયાથી થોડીવારમાં લોકો આગળ લાંછિત તથા અપમાનિત થવાય છે. પ્હેલાં મૂર્ખતા અને દગાબાજી, પછી ઋણ તથા દુઃખ, આ ચાર શબ્દમાંજ તેઓના ચરિત્રનું વર્ણન આવી જાય છે. પ્હેલાં તો તેઓ પરમેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરે, છેલ્લે ત્હેને યોગ્ય સજા પામેછે.

સંસારના સર્વે દુઃખજ સંસારના નિયમનું ઉલ્લંઘન કરવાનું ફ્લ છે; એટલા માટે જેઓ કોઇ કાર્યમાં ધારેલું ફ્ળ મેળવી ન સકે, તો પાછળ લખેલા બે વિષય તે નિષ્ફ્ળતાનું પ્રધાન કારણ છે હેમાં સંદેહ

નથી. કેટલાકને પોતે જે ધંધા માથે લેછે તે પોતાને બરોબર આવડતો નથી હોતો, નહિં તો કોઇ કોઈ અતિ પ્રબલ નિકૃષ્ટ પ્રવૃત્તિ ત્હેમની ઉપજીવિકાનાં સર્વે કાર્યની પ્રયોજક થાય. જો વકીલની પ્રબલતર વાક્-શક્તિ તથા તર્ક-શક્તિ ન હોય, તો તેઓ કદી પોતાના ધંધામાં પાર પડી સકતા નથી, અને જે ગાનારની ઉત્તમરૂપ કાલાનુભાવકતા-શક્તિ નથી અને જે ચિત્ર કાઢનારની વર્ણાનુભાવકતા, શોભાનુભાવકતા, નિર્મિત્સા તથા અનુકરણ વૃત્તિ તેજદાર નથી, તેઓ પોતપોતાના ધંધાથી જેટલું જોઇ તેટલું અર્થ ઉપાર્જન તથા યથોચિત ખ્યાતિ મેળવવાને સમર્થ થતા નથી.. ત્હેના સિવાય જેઓની શારીરિક પ્રકૃતિ કેવળ શ્લેષ્મ-પ્રધાન છે, તેઓ કોઈ વિષયમાં ધ્યાન લગાડીને કામ કરી સકતા નથી, તેથી તેઓ કોઇ ધંધાનું અવલંબન કરે તો પણ ત્હેમાં તેઓ લાભ મેળવી સકતા નથી. કેવળ સ્વાર્થ સાધવા એજ આપણો ધંધો ચલાવવાનો ઉદ્દેશ હોય તો પણ હેવું અનિષ્ટ થઈ સકે છે. કોઈ વૈદ્ય કેવળ રૂપીઆની સંખ્યા ઉપર નજર રાખીને કામ કરે છે, તેવો વૈદ્ય જે જગ્યાપરથી જેટલા રૂપીઆ મળી સકે તે જગ્યાપર તેટલો યત્ન કરે છે, અને કોઈ વૈદ્ય ન્યાય અને ઉ-

પકાર વગેરેની ધર્મ પ્રવૃત્તિને વશીભૂત થઇને રોગીને રોગ દૂર કરવાને ચિકિત્સા કરે છે, રોગી માણસ આ બંનેના ગુણાગુણ એક કટાક્ષમાંજ સમઝી સકે છે. તે જોઇ સકે છે કે વૈદ્ય, ઉપકાર વગેરે ધર્મપ્રવૃત્તિયોથી નિયોજિત થયાથી રોગીનાં શરીરના ભાવાદિ જેમ સ્પષ્ટ સમઝી સકે છે, ત્હેમ કેવળ અર્જ્જન સ્પૃહાદિ નિકૃષ્ટ પ્રવૃત્તિથી પ્રવર્ત્તિત થયાથી કદી પણ સમઝી સકતો નથી. એટલા માટે, પીડિત માણસ ન્યાયવાન્ પરોપકારી વૈદ્યને નિયુક્ત કરી સકે તો સ્વાર્થપરાયણ કુટિલ સ્વભાવ વૈદ્યને કદી ચ્હાતો નથી.

આ ઉદાહરણોથી જણાય છે કે, ધંધામાં નુકશાની થવી એ પ્રાકૃત્તિક નિયમનું ઉલ્લંઘન કરવાનું ફલ છે. પરંતુ સંસારનું સ્વરૂપ હેવું છે કે, એકના દોષથી બીજા ઘણાઓના પગલે પગલે અપકાર થાય છે. વેપારીઓની પોતાની અતિ પુણતા તથા અવિવેચના અને ભાગીદાર તથા કર્મચારીઓની અપટુતા તથા વિશ્વાસઘાતકતા, એ બન્ને કારણથીજ નુકશાની તથા બેઆબરૂ થાય છે. જનમંડળમાં ઘણાં માણસો એકત્ર થયાથી ઘણું કામ થઇ સકે છે. મુકરર નિયમાનુસારે જે સર્વ કરવું જોઇયે, ત્હેનું નામ સામાજિક નિયમ છે સામાજિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી જેવું

અનિષ્ટ બને છે ત્હેનું ટૂંકામાં વિવરણ કરવામાં આવેછે.

## સામાજિક નિયમ.

મનુષ્યોની પરસ્પર સાપેક્ષતા ઘણાક સુખનું મૂળછે, ઘર બાંધવું, અનાજ પકવવું, વ્હાણ બનાવવાં, લૂઘડાં વણવા વગેરે જે સર્વ સુખદાયક કાર્ય લોકોના સમવેત યત્નથી બનેછે તે એક માણસથી થવું કોઈ રીતે સંભવિત નથી. એટલું નહિં પણ સમાજ બદ્ધ થઈને વસ્તિ કર્યાથી આપણી પુષ્કળ મનોવૃત્તિ ઉત્તમ પ્રકારે ચરિતાર્થ થઈને ઘણું સુખ ઉપજાવે છે. કામ, અપત્યસ્નેહ, આસંગ લિપ્સા, ઉપચિકીર્ષા, ન્યાય, લોકાનુરાગ પ્રિયતા વગેરે અતિ શુભકર વૃત્તિયો જનમંડળમાં અપર્યાપ્ત ઉપભોગ પ્રાપ્ત કરીને સતત ચરિતાર્થ થાય છે અને નિત્ય સુખોત્પાદન કરે છે. વિશેષતઃ મનુષ્ય વર્ગને એકત્ર સંગ્રહ કરીને સમાજ બાંધવી એજ આસંગ-લિપ્સા-વૃત્તિનો એક માત્ર ઉદ્દેશ છે. એટલા માટે જેણે આપણને આ સુખદાયક વૃત્તિ આપી છે, ત્હેની ઇચ્છા-હેવી છે કે આપણે ગૃહસ્થ થઇ તથા જન-મંડલમાં રહેવું, ત્હેમાં કંઈ સંદેહ નથી. મનુષ્યની આ વૃત્તિને લીધે સ્વભાવતઃ બીજાની સોબત કરવાની પ્રકૃતિ થાય છે. બાળકો માના તથા દાઈના

ખોળામાં જવાને માટે આતુર થાય છે બાળકો પો. તાની બરોબરીઆની સોબતમાં રહેવાને માટે કહેવા ઉત્સુક થાય છે, અને મ્હોટી ઉમરનાં મનુષ્યો પોતાની મિત્ર મંડળીના સહવાસમાં મધુરાલાપમાં કાળ ગાળી સક્યાથી કહેવા પ્રફુલ્લ રહે છે? આપણે બીજાની સાથે મિત્રતા કરીને, બીજાના પ્રિયપાત્ર થઇને તથા બીજાને ઉપકાર કરીને જે પરમ પવિત્ર સ્વર્ગોચિત સુખનો અનુભવ કરિયે છિયે, તે સુખથી લોક સંસર્ગ છોડીને વિજનમાં રહ્યાથી સંપૂર્ણ રીતે વંચિત થવું પડે છે. તેટલા માટે જો આપણે નિઃસંગ થઈને એકલા નિર્જનમાં વસિયે, તો આપણી મનોવૃત્તિયો ઘણું કરીને પોતપોતાના વિષયને પ્રાપ્ત નહિં કર્યાથી અકૃતાર્થ રહે છે, અને તેથી પોતપોતાના સાધ્યાનુરૂપ સુખોત્પાદનમાં એકી વેળાએ અસમર્થ થાય છે, હેવી અવસ્થામાં રહ્યાથી, પશુ અને મનુષ્યો વચ્ચે શું કંઇ પણ જાદાપણું જણાતું નથી? ઉલટી તેઓની અવસ્થા પશુઓની અવસ્થાના કરતાં પણ ખરાબ થઇ જાય. પશુઓને પોતાની રક્ષાને માટે નખ, શિંગડાં, લોમાદિ નાના પ્રકારના ઉપાય છે, ત્હેવા માણસને ઉપાય નહિં હોવાથી અતિ સામાન્ય કારણથી પ્રાણ વિયોગ થાય. એટલા માટે પરસ્પર સાપેક્ષતા આપ-

ણી સર્વ સંપદ્દનું મૂલ છે, અને જેણે આ પરમ શુભકર સામાજિક વ્યવસ્થા સ્થાપી છે તે સર્વ મંગળનો આકર છે. ત્હેની કૃતજ્ઞતા સ્વીકારીને સામાજિક નિયમ શિખવા તથા શિખીને પાળવા એ આપણું સર્વ પ્રકારે કર્ત્તવ્ય છે.

એકલા માણસે હોડી ચલાવીને વધારે દૂર જવું સંભવતું નથી, વધારે માણસનો એકત્ર પ્રયત્ન જોઈયે, જેઓને હોડી ચલાવવી હોય, તેઓને તે વિષયના નિયમ, પાણીની ગતિ, નદી તથા સમુદ્રના આવર્ત્ત, છૂપા ટેકરા, વાયુના પ્રભાવનુસારે શઢ લગાડવા, રસ્તાના ગુણાગુણ ઈત્યાદિ સમસ્ત વ્યાપાર સારી પેઠે શિખવા જોઈયે. જે નાવિક આ સઘળા વિષયમાં સુદક્ષ છે, સર્વદા સાવચેત છે, અને કર્ત્તવ્ય બજાવવામાં તત્પર છે, અને વ્યસનથી તથા માદક પદાર્થના સેવનથી એકીવારે વિરત છે ત્હેના વ્હાણમાં બેઠાથી, નિર્વિઘ્ને મુકરર કરેલી જગ્યાપર જવાય છે. પરન્તુ જે નાવિકની નિકૃષ્ટ પ્રવૃત્તિ પ્રબલ હોય છે, અને બુદ્ધિ તથા ધર્મપ્રવૃત્તિ ક્ષીણ હોય છે, તે નૌકા ચલાવવાના કાર્યમાં અયોગ્ય છે, અને જે સર્વદા પ્રાકૃત્તિક નિયમનું ઉલ્લંઘન કરે છે, ત્હેના વ્હાણમાં બેઠાથી પાણીમાં ડુબીને પ્રાણ જવાની ભીતિ છે. જે વ્હાણ ચલાવનાર

કોઈ અયોગ્ય સુકાનીના દોષ ગુણની પરીક્ષા નહિં ક-રતાં હ્હેને કામમાં લગાડે છે, તેઓને ઘણું કષ્ટ પ્રાપ્ત થઇને મૃત્યુ પણ થાય છે.

પોતાનાં કામ બજાવવાને માટે મદદગાર કર્મકારોને નિયુક્ત કર્યાથી શ્રમ લાઘવ થાય છે ખરૂં; પણ નિર્બોધ દુર્વૃત માણસને લગાડ્યાથી હ્હેનો ભ્રમ, પ્રમાદ, ચોરી તથા ઠગાઈને લીધે કામની નુકશાની, ધનની નુકશાની અને પોતાના તથા સગાવ્હાલાના પ્રાણના ઉપર પણ આઘાત થવાનો સંભવ રહેછે.

ઘણા પરસ્પર ભાગીદાર થઈને ધંધો કર્યાથી મ્હોટા માપથી વેપાર તથા યથેષ્ટ પૈસો પેદા થઈ સકે છે, પરન્તુ પ્રત્યેકે બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિના નિયમ જાણવા અને તે પાળવાનો યત્ન કરવો જોઈયે. જો કોઈ વેપારની પેઢીનો એક ભાગીદાર કલકત્તામાં તથા બીજો એક ભાગીદાર વિલાયતમાં રહે તો લંડન નગરના ભાગીદારના ભ્રમ, અનવધાન અથવા ઠગાઈથી કલકત્તાનો ભાગીદાર ખરાબ થાય. સમવેત વેપાર સામાજિક નિયમ સિદ્ધ છે ખરો, પરન્તુ સામાજિક નિયમનુ અવલંબન કરવું હોય તો હ્હેના પરિપાલનને માટે જે જે કરવું પડે તેનાથી અન્યથાચરણ કર્યાથીજ અનિષ્ટ થાય છે. જેઓની સાથે વેપારનો સંબન્ધ રા-

ખવો હોય તેઓ બુદ્ધિવૃત્તિ તથા ધર્મપ્રવૃત્તિના વશીભૂત રહીને કાર્ય કરી સકે હેવા છે કે નહિં તે સારી પેઠે સમઝવું જોઇયે. સામાજિક નિયમ પાળવાના સંબંધમાં આ મ્હોટા તત્વ ઉપર નજર રાખવી સર્વ પ્રકારે અવશ્યની છે.

સામાજિક નિયમનું સ્વરૂપ અને ત્હેને પાળવાની રીતિ દેખાડી. હવે, તેનું ઉલ્લંઘન કર્યાથી કહેવી રીત્યની અનિષ્ટોત્પતિ થાય છે. ત્હેનાં ત્રણ ચાર ઉદાહરણ આપવામાં આવે છે.

મનુષ્યની મનોવૃતિયોને એકમેકથી સમંજસીભૂત રાખીને ચરિતાર્થ થવું એ જો પરમેશ્વરનો અભિપ્રત હોય, અને જો સર્વ પ્રાકૃતિક નિયમની સાથે તેઓનું ઐક્ય હોય, તો કોઈ જન-સંપ્રદાયના લોકો, સંકલ્પારૂઢ થઈને કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિયોને એક પછી એક ચરિતાર્થ કર્યાથી તથા ઉત્કૃષ્ટ પ્રવૃત્તિયોની ચરિતાર્થતાના સાધનમાં યત્નવાન નહિં થયાથી, અવસ્ય ક્લેશ ભોગવે ત્હેમાં સંદેહ નથી. આ દેશના લોકોની અવસ્થા ઉપર નજર કર્યાથી આ વિશેનું યથેષ્ટ ઉદાહરણ પ્રાપ્ત થાય છે.

૧. જે દેશમાં અન્નના કરતા લોકની સંખ્યા વધારે હોય, તે દેશના લોક સમૂહને ક્લેશ ઉત્પન્ન થાય

છે; એટલા માટે પોતપોતાની અવસ્થા પ્રમાણે સન્તાન ઉત્પાદનની શક્તિને સંયમમાં રાખવી જોઈયે, જ્યાં સુધી કુટંબનું ભરણ પોષણ અને સંતાનોની કેળવણી તથા હેને સુધારવાને ઉપયોગી દ્રવ્ય એકઠું કર્યું ન હોય અથવા એકઠું કરવાનો ઉપાય ન થઈ સકે, ત્હાં સુધી વિવાહ કરવો કોઈ રીતે વિધેય નથી. જો કોઈ બહુ-લોક સમાકીર્ણ જનપદનાં માણુસો ઉપલ્યા નિયમની અવહેલા કરીને ન્હાની ઉમરમાં સ્ત્રી પરિગ્રહ કરે તથા કર્ત્તવ્યાકર્ત્તવ્યની વિવેચનાનો પરિત્યાગ કરી અપત્યોત્પાદિકા શક્તિને પર્યાપ્ત રૂપથી ચરિતાર્થ કરે, તો દારિદ્રય તથા ભૂખને લીધે અકાલ મૃત્યુથી તે દેશની લોક-સંખ્યા ઓછી થાય. આપણા દેશના લોક ઉપલ્યા નિયમનું ઉલ્લંઘન કરીને ઘણી વિપત્તિ ભોગવે છે. પુષ્કળ માણુસો કેટલાક દત્તક પુત્ર કન્યાને લીધે હેવાં વિપત્તિમાં પડે છે કે હેનું વર્ણન કરી સકાતું નથી. દત્તકનું ભરણપોષણ કરવાનો બોજો જેઓના ઉપર હોય છે તેઓ હેના ઉપયોગી ધનનો ચોથો ભાગ પણ ઉત્પન્ન કરવાને સમર્થ હોતા નથી, કોઈ કોઇ તેથી ઘણા નિરુપાય થઇને ખાવાની ચિંતાથી વ્યાકુલ થાય છે, અને કરજ કાઢીને કોઈ રીતે સુકુપાકુ ખાઇને દિવસ ગાળે છે. કેટલાક સારા વંશના

આબરૂદાર માણસો અન્નાભાવે મુએલાના જેવા થઇને છેવટે ભીખનો ધંધો પકડેછે. કોઇ કોઈ તો ધંધો સોધવાના પ્રયત્નમાંજ અડધી ઉમ્મર ગુમાવીને છેલ્લે ઘણા નિરાશ થઇ, કુટુંબને છોડીને દેશ ત્યાગી થાય છે. જેઓને ખાવાનું પૂરતું ન મળે તેઓથી જ્ઞાન ચર્ચા તે કહેવી રીતે થાય ? ધર્મનો વિચાર તે કહેવી રીતે થાય ? આ સઘળા દુઃસહ દુઃખના ઢગલા લગ્ન પુત્ર-સ્નેહ તથા બીજા તરેહેવાર પ્રાકૃતિક નિયમને ઉલ્લંઘવાનું ફળ છે.

આ ગ્રંથના પ્હેલા ભાગમાં માનવ પ્રકૃતિનું જે વર્ણન કરવામાં આવ્યું છે, ત્હેનાથી સિદ્ધ થયું છે કે આપણી સઘળી મનોવૃત્તિને યોગ્ય સંયત કરવી જોઈયે. અર્જન સ્પૃહા-વૃત્તિ ઘણી બલવાન થયાથી પૈસા ચોરવાની આસક્તિ થાય છે. અપત્ય સ્નેહ બુદ્ધિવૃત્તિને તાબે ન હોય તો છોકરાંની દુષ્પ્રવૃત્તિ-દૂર ન કરતાં ત્હેને દુરાચારમાં ઉલટું ઉત્તેજન અપાય છે, ઉપચિકીર્ષા-વૃત્તિ ન્યાયના બળને છોડી દે તો અપરાધીને નિરપરાધીની પેઠે છોડી મૂકીને ન્યાયની જગામાં અન્યાય કરવામાં પ્રવૃત્ત થાય છે. એટલા માટે, જો બીજી સઘળી મનોવૃત્તિયોને યથોચિત વશ રાખવી જોઇએ, તો કેવળ અપત્યોત્પાદિકા શક્તિને આ નિયમથી બ્હાર્ય ગણવી

એ કોઈ રીતે યુક્તિ-સિદ્ધ નથી. પરમેશ્વરે આપણી રિપુ-દમન ક્રિયાને કર્ત્તવ્યમાં ગણેલીછે. અને બ્હારચની વસ્તુઓને ત્હેના ઉપયોગી સુશૃંખલા કરીને પોતાનો અભિપ્રાય બતાવ્યો છે. પરન્તુ આપણા દેશના લોકો આ સમસ્ત પરમ શુભકર નિયમનું નિગૂઢ તાત્પર્યને સમઝયાથી હમેશાં ત્હેની વિરુદ્ધ આચરણ કરેછે. અને ત્હેના પ્રતિકૂલ સ્વરૂપ ઘણી સજા ભોગવેછે. કુટું-બના પોષણનો ઉપાય નહિં ધારતાં લગ્ન કરવું ઉચિ-ત નથી. એ આ દેશના લોકોના અન્તઃકરણમાં કોઈ વખતે પણ આવતું નથી. કોઈ કોઇ તો ઘણી સ્ત્રી પર-ણીને સંસારના દુઃખનોસ્ત્રોત તથા પાપનો પ્રવાહ પ્રબલ થવાનું મૂખ્ય કારણ થાયછે. આ લગ્ન કરવાની રીતિ ઘણી અપકારી છે તે કહેવાની જરૂર નથી. આ દેશના લોકોએ સ્થિર ચિત્તથી વિવેચના કરીને જોવું જોઈ-યે કે તેઓ વધારે સ્ત્રીની સાથે લગ્ન અને તત્પ્રયોજક કુલવાનની મર્યાદા આ બન્ને રીતિ પ્રચલિત રાખ્યા-થી જગદીશ્વરની સાક્ષાત આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે કે નહિં ? અને ત્હેનાથી આપણી ગરીબાઇની વૃદ્ધિ થઈને પાપાનલ પ્રબલ થાયછે કે નહિં ?

૨ બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિયોની શ્રેષ્ઠતા માનીને અ-ને બીજી વૃત્તિયોને ત્હેને તાબે રાખીને કામ કર્યાથી ધીરે

ધીરે અનિષ્ટ નિવારણ તથા ઇષ્ટ સાધન થાયછે અને દુ:ખની નિવૃત્તિ તથા સુખની વૃદ્ધિ થાયછે. જગદીશ્વરે આપણને ઘણી રસાળ જમીન આપીછે, આપણે જો ઉત્તમ યુરોપના હલથી તે ખેડીએ અને ઉત્તમોત્તમ વરાળ યંત્રથી ખેતીની વસ્તુ, વસ્ત્ર તથા બીજા વ્યવહારમાં આવી સકે હેવા પદાર્થ તૈયાર કરિયે તો રોજ થોડો વખત પરિશ્રમ કર્યાથી જરૂરની સઘળી વસ્તુ તૈયાર થઇ સકે. લોકો જો ઉપજીવિકા-નિર્વાહને લાયક કામ કરીને અને બાકી રહેલો કાલ બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિ ચલાવવામાં ગાળે તો તેઓની સર્વ પ્રકારે સુખોત્પત્તિ થશે ત્હેમાં કંઈ સંદેહ નથી. લોકોના ભરણ પોષણ સારૂ તથા સુખ અને સ્વતન્ત્રતા માટે જેટલી ચીજ જરૂરનીછે તેટલી તૈયાર થયાથી ત્હેની યોગ્ય કિંમત અવધારિત થાયછે અને તેથી તૈયાર કરનાર પોતાની મ્હેનતનો યોગ્ય બદલો મેળવી સકેછે. આપણી બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિયોને એકમેકને સમંજીસીભૂત તથા પોત પોતાના વિષયમાં વ્યાપૃત રાખીને જે'વો આનન્દ મેળવી સકાયછે, ત્હેવો આનન્દ બીજી કોઇ રીતે મળતો નથી. જે દેશના સાધારણ લોક ઉપર લખેલી રીતે કાળ ગાળેછે તે દેશમાં જ્ઞાન તથા ધર્મનો પ્રાદુર્ભાવ ધીરેધીરે વધેછે ત્હેમાં સંદેહ નથી.

ઉપર લખેલા માણસોના છોકરાં પૈતૃક તથા માતૃક ગુણ લઇને જન્મ્યાથી વંશ પરંપરા સારા સ્વભાવ મેળવી સકેછે તેઓ પૂર્વ પુરુષોના કરતાં કેવળ વધારે વિદ્યા મેળવી સકેછે એટલુંજ નહિં પણ ત્હેના કરતા તેજસ્વિની બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિયો મેળવાને સમર્થ થાયછે, અને તે જન મંડળના કલ્યાણમાં લગાડીને સંસારનું સુખ-સંપાદન કરવાને સમર્થ થાયછે.

આપણા દેશની હાલની અવસ્થા ઉપર વિચાર કરીને જોયાથી આ સર્વ અભિપ્રાય પૂર્ણ કરવા એ સ્વપ્ન કલ્પિત વ્યાપારના પ્રમાણે અસંભવિત જણાશે; જે દેશમાં ખેતીવાડીના કામથી જેનો ગુજારો થાયછે, તેઓ સર્વ વિદ્યા વગરના પશુવત્ મનુષ્યોછે. તેઓ ખેતીની વિદ્યા જાણતા નથી, તેથી ઉત્તમ રીતે ખેતીવાડીનું કામ કરવાને સમર્થ થતા નથી. આબરૂદાર અને ધનવાન મનુષ્યો ખેતીવાડીનું કામ કરવું એ અપમાન ભરેલું સમઝેછે. આપણા દેશમાં જે'વી રીતની ખેતીવાડી થતી જોવામાં આવેછે. તેથી ખેડુતોને વધારે વખત સુધી મ્હેનત કરવી પડેછે એ વાસ્તે તેઓને વિદ્યા અને ધર્મની ચર્ચા કરવાને માટે અવકાસ નથી મળતો તથાપિ એટલું અનાજ ઉત્પન્ન કરેછે કે ત્હેનાથી પોતાના કુટુંબનું ભરણ પોષણ કરીને ખુશીથી કાળ ગાળી સકે

છે. પરન્તુ આપણા દેશના કેટલાક જમીનદાર અને ત્હેના ગુમાસ્તાઓ જેવી રીતે પ્રજાને પીડા આપીને પૈસા લેછે, તેથી પ્રજાને ખાવાનું પણ મળવું મુશ્કેલ હોયછે. પ્રજા પણ જ્ઞાનવાન્ તથા શક્તિ વાળી હોતી નથી તેથી ત્હેની દાદ મેળવવાને સમર્થ થતી નથી. જ્ઞાન-બલ અને ધર્મ-બલજ સર્વેથી મ્હોટું બલછે; જેઓ પરમેશ્વરના નિયમનું ઉલ્લંઘન કરીને ત્હેનાથી વંચિત થયાછે, તેઓને નિશ્ચય ક્લેશ ભોગવવો પડશે. અને જે નિષ્ઠુર સ્વભાવના જમીનદારો અને મારવાડિયો વગર કારણે પોતાની નિકૃષ્ટ પ્રવૃત્તિયોને ઘણી પ્રબલ કરે છે તેઓનાં ખરાબ આચરણથી પ્રજાનો ક્રોધાનલ પ્રજ્વલિત થઈ પડેછે, અને ત્હેમાં જેઓ થોડા શક્તિવાન હોયછે તેઓ જુલમને રોકવા માટે યત્નવાન્ થાયછે. એ કારણથી કોઈ કોઇ વેળાએ જમીનદાર અને પ્રજામાં મ્હોટો ઝંગડા અને મારામારી થયેલી સંભળાયછે. પ્રજાની સાથે લઢાઈ કરીને ઘણાક જમીનદાર અને મારવાડિયો સરકારમાંથી સજાને પામ્યાછે, અને ચિરજીવનને માટે સંતાતા રહીને ઘણો ક્લેશ ભોગવ્યો છે. તેઓ પ્રજાને દુ:ખ દઇને જે પૈસો એકઠો કરેછે તે સર્વ મુકદમામાં ઘણોખરો ખર્ચી નાંખેછે. ઘણાખરા તેથી કરજની જાળમાં ફસાઇને કષ્ટ ભોગવેછે. એ પણ

તેઓને પોતાના જુલમનુ ફ્લ મળ્યું સમઝવું. તે પ્રજાને પીડા આપ્યાથી તેઓ અનાદરને પ્રાપ્ત થાયછે, આ વિષયમાં અને બીજા પણ વિષયોમાં બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિનો ઉપદેશ નહિં માન્યાથી તેઓ સર્વદા વિરક્તિ, ઉત્કંઠા, અપમાન, અને ધન ક્ષય રૂપ ઘણું દુઃખ ભોગવેછે. અને હેવાં પણ દૃષ્ટાંત છે કે જુલ્મને નહિં રોકવાથી વૃદ્ધાવસ્થામાં ત્હેના કરતાં પણ વધારે દુઃખ ભોગવ્યું હોય. જો કોઈ જમીનદાર પોતાની બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિનું પ્રાધાન્ય માનીને લોકની સાથે ત્હેને અનુસરીને વ્યવહાર રાખી સકે, અને ત્હેની તાબેની પ્રજાને જ્ઞાનવાન્ અને ધર્મ પરાયણ કરીને ન્યાયને અનુસરીને આચરણ કરવામાં પ્રવૃત્ત રહે તો તે અંતરમાં અને બ્હાસ્યમાં કેવળ સુખનો વ્યાપાર જુવે ત્હેમાં કંઇ સંદેહ નથી. સમંજસીભૂત મનોવૃત્તિયોને પૂર્ણ કરીને પોતાના તાબેનાંનઠારોને સ્વર્ગોપમ સુખ-ધામ કરીને જ્ઞાનવાન્ પુણ્યાત્મા પ્રજાની પ્રીતિને પાત્ર અને સમાદરને પાત્ર થઈને-ઝગડો મારામારી અને અજ્ઞાન અને અધર્મથી થનાર દુઃખોથી નિર્મુક્ત રહીને-પોતાને પરમ મંગળાકર પરમેશ્વરની અનુમતિ પાળવામાં સમર્થ જાણીને-જેવું અનુપમ સુખ ભોગવીને જીવનયાત્રાનો નિર્વાહ કરેછે,

ત્હેવા સુખનો સ્વાદ લેવાને દુઃશીલ જમીનદારો સમર્થ થતા નથી. ભૂમંડળમાં હેવો અથવા ત્હેના જેવો સુખી બનાવ બનવો એ હાલ અસંભવિત જણાયછે ખરો, પરંતુ જ્યહારે જગદીશ્વરે આપણા શુભાભિપ્રાયને માટે સઘળા બ્હાસ્યના વિષય ઉત્પન્ન કર્યા છે, અને આપણી શારીરિક અને માનસિક પ્રકૃતિમાં ત્હેની ઉત્તમ રીતે ઉપયોગિતા રાખેલી છે, ત્યહારે જલદીથી નહિં થાય, તોપણ કાલે કરીને ત્હેનો શુભ અભિપ્રાય સંપૂર્ણ થઈને ભૂમંડળ અપર્યાપ્ત આનંદરસમાં ભરપુર થશે ત્હેમાં સંદેહ નથી. હાલ આપણા દેશના લોકોમાં જેઓએ પ્રાકૃતિક નિયમનું યથાર્થ તત્ત્વ જાણ્યું છે, તેઓએ સ્વદેશની દુરવસ્થા-વિમોચનને માટે લોકોને ભૌતિક, શારીરિક, અને માનસિક નિયમ પાળવાનો ઉપદેશ આપવો ઉચિત છે. અને આપણા દેશના સાધારણ લોક બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃતિને શ્રેષ્ઠ જાણીને અને બીજી વૃતિયોને તેમને તાબે રાખીને ત્હેને અનુસરીને સાંસારિક વ્યવહાર પ્રચલિત કરવામાં પ્રવૃત્ત થાય ત્હેનો યત્ન કરવો એ સર્વ પ્રકારે કર્તવ્યછે.

૩. શરીરની જાડાઈ, લંબાઈ, બળ અને બીજા વિષયમાં મનુષ્ય જેમ એકમેકથી જાદા છે તેમ તેઓની માનસિક પ્રવૃતિમાં પણ જૂદાં હોય છે. જ્યહા-

રે પરમેશ્વરે મનુષ્ય વિશેષની મનોવૃત્તિ વિશેષ એક-મેકના કરતા ન્યૂનાધિક કરેલી છે ત્યારે સર્વેએ એક જાતનો ધંધો પકડવો એ ત્હેના ઇચ્છાનુસાર નથી. પોતાની સ્વાભાવિક શક્તિ અને સ્વદેશની અવસ્થાનો વિચાર કરીને ત્હેને યોગ્ય ધંધો પકડ્યાથી જનમંડળનું પણ કામ થાય છે અને પોતાનો પણ વગર હરકતે ગુજારો થાય છે અને તેથી સુખ મળે છે. આપણો લોકમાં હાવો વિચાર નહિં હોવાથી આપણો દેશ દારિદ્રયરૂપ દાવાનળમાં બળે છે. આપણા દેશના આબરૂદાર માણસો કેવળ રાજકીય કામ કારકુનના ધંધા શિવાય બીજા સર્વ ધંધાને શરમ અને અપમાન ભરેલા સમજે છે. વ્હેપારીને હીંગતોળ કહીને ત્હેનો ધિક્કાર કરે છે; અને સર્વ પ્રકારની કારીગરીને કેવળ હલકા મનુષ્યનું કર્તવ્ય કહીને અવજ્ઞા પ્રકાશ કરે છે. તેઓની હાવી કુસંસ્કાર બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિને અનુમત નથી. જેના યોગે લોકોની સુખોત્પત્તિ અને દુઃખની નિવૃત્તિમાં હરકત પ્હોચે તે કદી પણ ધર્મપ્રવૃતિ અને બુદ્ધિવૃતિને અભિમત હોઇ સકતી નથી. એટલા માટે ઉપલ્યા કુસંસ્કારને તાબે થઇને ચાલ્યાથી, ઈશ્વરના નિયમનું ઉલ્લંઘન થાય છે, અને નિયમો ઉલ્લંઘનથી ક્લેશ ભોગવવો પડે. આ દે-

શમાં જ્યહાં જ્યહાં દૃષ્ટિ કરિયે ત્યહાં ત્યહાં આ નિયમના ઉલ્લંઘનનું ફળ જોવામાં આવે છે. ઉપલ્યા વર્ગના લોકોમાં ઘણુંખરા કેવળ કારકુનનો ધંધો લેવાનો યત્ન કરે છે. ઘણા માણસો એક ધંધો પકડ્યાથી, સહજ કામના કરતા કામ કરનારની સંખ્યા વધારે થાય છે. અને તેમ થાય તો કેટલાક માણુસોને કામ નહિં મળવાથી ભૂખે મરવું પડે, આપણા દેશના ઊંચા વર્ગના તથા મધ્ય વર્ગના માણુસોની ઉપર લખેલી જેવી હાલત થાય છે તેઓ રાજકીય કાર્યાલયમાં, મ્હોટા મ્હોટા વેપારીની પેઢીઓમાં, રેલવેમાં કોઈ કામ મેળવવાને માટે અનન્ય મનથી યત્ન કરે છે. કોઈ કોઈ ક્રમાગત ૧૦–૧૨ વર્ષ સુધી નોકરીમાં રહેવાને માટે રસ્તે રસ્તે અને દરવાજે દરવાજે ફર્યા છતાં તેમને નોકરી મળી સકતી નથી. તેઓની આ ભૂલ્ય ક્યારે દૂર થશે! તેઓની કહેવી વિપરીત બુદ્ધિ થયેલી છે ? તેઓ દાસત્વને પરમ સુખકર સમજે છે, અને ખેતીવાડી, કારીગરીનું કામ, વ્હેપાર વગેરે જે ધંધામાં પ્રધાન પ્રધાન મનોવૃત્તિ ચલાવવાની ઉપયોગિતા છે, અને જેનું અવલંબન કર્યાથી પોતાનું માન, આબરૂ અને સ્વાધીનતાની રક્ષા કરી મનના સુખથી જીવનયાત્રાનો નિર્વાહ કરી સકાય છે, તે જે આપકર્મ અ-

ને નીચવૃત્તિ જાણીને લજ્જાસ્પદ સમઝે છે. આ તેઓની ભૂલથી બ્હાસ્યના વિષયનો ભાવ અને પરમેશ્વરના સ્થાપેલા નિયમનો વ્યતિક્રમ કરે છે. એટલા માટે તેઓ વિશ્વાધિપની ઇચ્છા વિરુદ્ધ કામ કર્યાથી ઘણી સજા ભોગવે છે. યદ્યપિ પ્રાકૃતિક નિયમનું અન્યથાચરણ અને લોકની સ્વાભાવિક પ્રવૃતિનો પ્રતિરોધ કરવો કદી કર્ત્તવ્ય નથી, તથાપિ પૂર્વે જ્યારે એક એક વર્ણની એક એક જાતની વૃત્તિ નિરૂપિત હતી, અર્થાત્ બ્રાહ્મણની યજનયાજનાદિ, ક્ષત્રિયની યુદ્ધ અને રાજકાર્ય, વૈસ્યની વાણિજ્યાદિ, વૈદ્યની ચિકિત્સા, કાયસ્થની કારકુની, અને બીજા ઈતર માણસોની અન્યાન્યવૃત્તિ નિર્દ્ધારિત હતી, ત્યારે હાવા દુઃસહ ક્લેશના બનાવોનો સંભવ નહોતો. પરંતુ હમણાં બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે ઉચ્ચ વર્ણનાં માણસો અને વાણિયાથી લઇને મંજુર વગેરે ઈતર મનુષ્ય લખવાના કામને માટે આતુર છે પૂર્વે જે કેવળ કાયસ્થની વૃત્તિ હતી, તે વૃત્તિનું હાલ સર્વ વર્ણના માણસો અવલબન કરે છે. જે અનાજથી એક માણસનું પેટ ભરાય, ત્હેમાં દશ જણની ભૂખ કહેવી રીતે જાય ? એ કારણથી ઊંચ વર્ણના આબરૂદાર માણસોનું કુટુંબ પાળવું અને માનની રક્ષા કરવી એ ઘણું મુસ્કેલ થઈ

પડ્યું છે. ઊંચ વર્ણના માણસો કારીગરનું કામ કરવા ઈચ્છતા નથી, તેથી કરીને ઇતર મનુષ્યો ઊંચ વર્ણના માણસોનો ધંધો પકડે છે, હેથી કારીગરના કામમાં કારીગર લોકોની સંખ્યા ઓછી થયાથી, સુખથી ગુજારો થવામાં હરકત પ્હોચે છે. હેવી રીતે આપણા લોકોનો દુઃખાનલ દિવસે પ્રજ્વલિત થતો જાય છે. કહેવી રીતે અને કેટલા કાલ પછી તે અગ્નિ હોલાશે, તે કોણ કહી સકે? જ્યહારે દુઃખની પરિસીમા થશે ત્યહારેજ ઈશ્વર કૃપાથી સુખનો પ્રારંભ થશે, આ આશાના ઉપર આધાર રાખીને કહેવાય કે, કોઈ કાળે પણ આપણા દુઃખના ઢગલા દૂર થશે. દુઃખ-ભોગજ સુખ ચેષ્ટાનો પ્રવર્ત્તક થશે અને વિદ્યા પ્રચારથી લોકના કુસંસ્કારનો નાશ થઈને હાલના કરતાં સારા આચાર વ્યવહાર પ્રચલિત થઇ સકશે. પરંતુ આપણા દેશનાં મનુષ્યો ક્યારે આ સર્વ યથાર્થ તત્ત્વનું આદર કરીને ત્હેના અનુયાયી વ્યવહાર કરવામાં પ્રવૃત્ત થશે, તે હમણાં પણ અનુમાન કરી સકાતું નથી.

૪. ધર્મ વિષયક નિયમનું ઉલ્લંઘન કર્યાથી કહેવી રીત્યનાં સાંસારિક અમંગળ બનાવ બને છે, ત્હેનું ઉદાહરણ ઇ. સ ૧૮૬૦ માં શેરના વ્હેપારથી થયલી

વિપત્તિનો બનાવ છે. યુનિયન બેંકનો એ આબરૂવાળો બનાવ હેનું મુખ્ય કારણ છે અને યુનિયન બેંકના ઉપરિયોનું ઘણું સ્વાર્થપણું એ આબરૂનું બીજું કારણ છે, એ ઘણાકોના જાણવામાં આવ્યું છે. મ્હોટી મ્હોટી પેઢીના ભાગીદાર બેંકના ઉપરિયો થયા હતા. તેઓએજ ત્હેનું સત્યાનાશ વાળ્યું, તેઓને સાધારણ મનુષ્યોના ધનના રક્ષણને માટે અને તે વિષયનું ભલું ચ્હાવાને માટે જે ક્ષમતા મળી હતી, તેની તેઓએ પોતપોતાના લોભાનલમાં આહુતિ આપી હતી.

મુંબઈના અંગ્રેજ વ્હેપારિયો જેવો વ્હેપાર શરૂ કરે છે અને જેવી રીતે ખર્ચ વ્યસનાદિ કરીને કાળ ગાળે છે તેવો વેપારથી તેમની પ્રબલ નિકૃષ્ટ પ્રવૃત્તિયોને ઉત્તેજન મળે છે ત્હેમાં સંદેહ નથી. તેઓ થોડી પુંજી લઈને કામનો આરંભ કરે છે, અહિંના અદૂરદર્શી મનુષ્યની પાસેથી થોડા વ્યાજથી ધન અને વ્હેપારની વસ્તુ લેછે; ત્હેનાથી છલથી કૌશલથી પોતાની દુકાનમાં ગોઠવે છે અને પોતે ઇન્દ્રિય પરાયણ થઇને ઘણીક રીતનો ઇન્દ્રિયોપભોગ પૂરો કરવાને માટે ઘણું કરીને ઘણો ખર્ચ રાખે છે. સારો બંગલો, મૂલ્યવાન્ ગાડી ઘોડા, શોભાયમાન પોશાક ઘણું કિંમતી ખાવા પીવાનું વગેરેમાં ઘણો ખર્ચ કરે છે, તેથી ટૂંક મુદ્દતમાં

વ્હેપારમાં નુકશાની આવ્યાથી દેવાળાં કાઢે છે. હાવા અંગ્રેજ વ્હેપારી કેવળ ધનને પરમ પુરુષાર્થ સમઝેછે, ધર્મ વિષયમાં અનુરાગી હોતા નથી, અને અપયશ આવ્યા છતાં પણ શરમાતા નથી. રૂપિયા ખુટી ગયાથી એઓ ઇન્સોલ્વન્ટ કોર્ટનો આશ્રય લઇને વ્હેપારિઓને વંચિત કરે છે, અને અમ્લાન વદનથી અધર્મ નિયોજિત પ્હેલાંના જેવો વ્હેપાર પાછો આરંભ કરે છે. શેરના મુખિયો એ શ્રેણીના લોકો હતા. એટલા માટે તેઓ સ્વાર્થને તાબે થઈને જ્ઞાન. અને ધર્મને લોભરૂપ ઊંડા પાણીમાં નાંખ્યાં, અને પોતાના પૈસાના કરતાં વધારે વ્હેપાર કરીને ઘણો પૈસો એકઠો કરવાની લાલચમાં પડ્યા, અને પોતાના ધનથી ત્હેવો વ્હેપાર થવો અસંભવ જોઇને કરજ કર્યું. તેથી શેરનો ભાવ વધ્યો અને સર્વનું સત્યાનાશ વળ્યું. શેરના અધ્યક્ષોએ અર્થ લોભથી વિમૂઢ થઈને બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિના શાસનને તોડયું અને અતિ પ્રબલ નિકૃષ્ટ પ્રવૃત્તિના હુકમને માની કામ કર્યું તેથી હાવું સર્વ નાશ થયું હતું, અને હેને માટે તેઓને પણ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત સ્વરૂપ યોગ્ય સજા ભોગવવી પડી. તેઓની આબરૂ ગઈ, માન ગયું, બજારની આટ ગઈ, એકઠું થયેલું ધન ગયું, અને પોતપોતાની પેઢીનું કામ

બંધ કરીને તેઓ જનમંડળમાં પ્રવંચક અને વિશ્વાસ-ઘાતક તરીકે પ્રખ્યાત થઇને સર્વના અનાદરણીય અને વગર વિશ્વાસવાળા થયા. જો તેઓએ બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃતિનો અમૃતમય ઉપદેશનું ગ્રહણ કરીને અને નિકૃષ્ટ પ્રવૃત્તિયોને પોતાને તાબે રાખીને પોત-પોતાના અર્થ સામર્થ્ય અને આવક જાવકનો વિચાર કરીને વ્હેપાર કર્યો હોત અને નિઃસ્વાર્થ તથા લોક-હિતને માટે યથાનિયમથી કામ કર્યું હોત તો હાવી દુર્ઘટના કદી બનત નહિં અને તેઓને પણ હાવી શરમ અને ક્લેશ કદી પણ થાત નહિં.

જ્યહારે પરમેશ્વરે આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિયોને બીજી મનોવૃત્તિના કરતાં શ્રેષ્ઠ કરી છે, અને બ્હાસ્યની વસ્તુઓને એ શ્રેષ્ઠ વૃત્તિયો પૂર્ણ કરવાને યોગ્ય બનાવેલી છે, અને જ્યહારે એઓના ઉપદેશાનુયાયી કાર્ય કર્યાથી સુખોત્પત્તિ અને તે નહિં કર્યાથી અનિષ્ઠોત્પત્તિ થાય છે, ત્યહારે લોક-યાત્રા-નિર્વાહને માટે બુદ્ધિવૃત્તિ અને ધર્મ-પ્રવૃત્તિના અનુમોદિત નિયમોનું સંસ્થાપન કરવું એ સર્વ પ્રકારે વિધેય છે. પરંતુ જે દેશના સાધારણ લોકોની બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ યથાનિયમથી માર્જિત અને ઉન્નત થઇ નથી, ત્યહાં સુવિવેચના સિદ્ધ વ્યવહાર-પ્રણાલી સ્થાપવી એ સંભ-

વતી નથી. મૂર્ખ સમાજમાં રહેવાથી, પરમ ધાર્મિક જ્ઞાનવાન્ મનુષ્ય પણ તેઓની પાસે પરાભવ પામીને પોતાના અભિપ્રાયને અનુસરીને કામ કરવાને શક્તિમાન થતો નથી. ઘણાક પરમ ધાર્મિક સાધુ પુરુષો સ્વદેશના કુસંસ્કારવાળા મૂર્ખોના જુલમથી ઘણો ક્લેશ પામે છે. પાછળ આ વાત લખવામાં આવી છે, અને હમણાં પણ બે ત્રણ ઉદાહરણ આપવામાં આવે છે, વાંચ્યાથી ઉપરની વાત સ્પષ્ટ સમઝાશે.

જો કોઈ મનુષ્ય મુંબઇમાં વિદ્યાભ્યાસ કર્યા પછી કોઇ ન્હાનાસરખા ગામમાં જઇને રહે, અને ત્યહાં સારી રીતે વિદ્યાલોચના કરવાની ઇચ્છા કરે તો તે તે જગ્યાપર પોતાને જરૂરનાં પુસ્તક નહિં મળ્યાથી ઘણો ભગ્નોત્સાહવાળો થશે. કદાચ પોનાનો ધારેલો વિષય પૂરો થવો મુસ્કેલ સમઝીને તે જગ્યા એકદમ છોડવાને માટે યત્નવાન્ થશે. જો ત્યહાંના લોકો ઉત્તમ રીતે શિખીને અને તે વડે વિદ્યાની મર્યાદા જાણીને અનુશીલને માટે ઉત્તમોત્તમ પુસ્તકાલય સ્થાપે, તો વિદ્યાર્થિયો ત્યહાં રહીને, જ્ઞાનતૃષ્ણાને પૂર્ણ કરી સુખથી કાળ ગાળી સકે.

ગામડાઓમાં સારી રીતે વિદ્યા શીખવાનો ઉપાય હોતો નથી એ પ્રસિદ્ધ છે. મુંબઈનાં વિદ્યાલયોમાં પણ

જેવી રીસથી અધ્યયન કરાવવામાં આવે છે તે રીસ પણ ઉત્તમ નથી; ત્હેમાં પણ બહુ દોષ છે. એ વિદ્યાલયોમાં પણ બાળકોની મનોવૃત્તિયો યથા નિયમથી ચાલિત, વર્દ્ધિત અને નિયોજિત થતી નથી, અને ઘણાક સર્વ-લોક-શિક્ષણીય પરમ-શુભ-દાયક અત્યાવશ્યક વિજ્ઞાનશાસ્ત્રનો પણ ઉપદેશ મળતો નથી. જો આપણા દેશનો કોઈ માર્જિત બુદ્ધિવાન્ મનુષ્ય ત્હેના કરતાં ઉત્કૃષ્ટ રીતિથી પોતાના છોકરાંને શિખાડવાનો અભિલાષ કરે તો જ્યહાં સુધી બીજા મનુષ્ય ત્હેના જેવા જ્ઞાનવાન્ થઇને પોતપોતાના પુત્રોને ઉત્તમ કેલવણી આપવાને માટે ત્હેના ઉપયોગી વિદ્યાલય સ્થાપન ન કરે ત્યહાં સુધી તે કદી કૃતકાર્ય થઇ સકે નહિં. વાસ્તવિક હાલ કોઇ કોઇ માણુસ આ દેશનાં બાલકોની ઉત્કૃષ્ટ રીતે કેલવણી મળવાના નિરુપાયનો વિચાર કરીને ખેદ કરતા જોવામાં આવે છે, પરંતુ તેઓની સંખ્યા વધારે નથી. પુષ્કળ મનુષ્યની એકઠી કોશિસ શિવાય હેવા વિષય કોઈ રીતે સંપૂર્ણ થઈ સકતા નથી.

આપણા દેશમાં જે ખરાબ રૂઢીયો ચાલે છે અને એથી મનુષ્યોને ઘણીક જાતના કુસંસ્કાર ઉત્પન્ન થઇને હમેશા જેવી રીસનું અનિષ્ટ થાય છે તે આપણા દેશના અંગ્રેજી જાણુનારા ઘણાખરા માણુસે સા-

રી રીતે જાણે છે. ન્હાની ઉમરમાં લગ્ન, વિધવાનું પાછું લગ્ન નહિં કરવું, જાતિભેદ વગેરે ખરાબ રૂઢીથી જેવી રીતે પાપાનલ પ્રજ્વલિત થાય છે અને ઘણું દુઃખ ઉત્પન્ન થાય છે, તે પ્રત્યક્ષ જોવામાં આવે છે. તથાપિ લોકભયથી એ સર્વ ખરાબ રૂઢીનો ઉચ્છેદ કરવાને આપણે સમર્થ થતા નથી.

કોઈ કોઈ દેશના લોકો દારૂ, અફીણ, ભાંગ વગેરે માદક પદાર્થના સેવનમાં ઘણા આસક્ત હોવાથી, પોતાનું ઘણું અનિષ્ટ ઉત્પન્ન કરે છે. કોઈ સદ્બુદ્ધિશાલી સ્વદેશ હિતૈષી મનુષ્ય સ્વદેશના લોકોની હાવી ખરાબ રીતિ દૂર કરવાની ઇચ્છા કરે તો તે કોઈ રીતે પાર પડી સકતો નથી. ઉલટા ત્હેના પોતાના છોકરાંને પણ એ વિષયમાં રોકવા મુશ્કેલ થાય છે. તેઓ ચારે તરફ કુદષ્ટાંત જોઇને કદાચ થોડી મુદતમાં ત્હેના અનુવર્ત્તી થાય છે. જ્યહાં સુધી તે દેશના મનુષ્યો તે દુષ્ટ દેશાચારને અધર્મજનક અને દુઃખદાયક નહિં સમઝે ત્યહાં સુધી ત્હેને દૂર કરવા સંભવતા નથી. એટલા માટે સાધારણ મનુષ્યોને વિહિત વિધાને વિદ્યાનુશીલન પૂર્વક ભૌતિક, શારીરિક અને ધર્મ વિષયનું શિક્ષણ નહિં આપ્યાથી કોઇ દેશનું સમધિક કલ્યાણ થાય એ અસંભવિત છે.

પરંતુ હાલ સર્વ દેશના મનુષ્યોમો જેવી રીતે કુ-સંસ્કાર જન્મ્યા છે અને સર્વ દેશમાં જેવી રીતની રૂ-ઢીનો માર્ગ ચાલેલો છે, તેથી આ પરમ-શુભ-દાયક અ-ભિપ્રાય સંપન્ન થવો એ મુશ્કેલ જણાય છે. પ્હેલાં કહેવામાં આવ્યું છે કે લોકો કેવળ પૈસા પેદા કરવો એજ માત્ર શરીર-ધારણનું પ્રધાન પ્રયોજન અને જી-વતરનું સાર કાર્ય સમઝીને ત્હેને અનુયાયી વ્યવહાર કરે છે. જનમંડળના ધણાક મનુષ્યો કેવળ ધન-લા-લસાને પૂર્ણ કરવાને માટે આતુર હોય છે; મનુષ્ય જ-જન્મનું સાર્થક્ય-સાધક પ્રધાન વૃત્તિયોની ચાલના છે એવો વિચાર તેઓ ભૂલથી પણ કરતા નથી જેઓ અવકાશ અને સદુપાય હોવા છતાં જ્ઞાનચર્ચા અને ધર્માનુશીલન નથી કરતા, તેઓના અપરાધની સીમા નથી. પરંતુ મજુર વગેરે સામાન્ય મનુષ્ય જેઓને આખો દહાડો શરીરની મ્હેનતમાં લાગવું પડે છે, તે-ઓને યથાનિયમથી વિદ્યાલોચના કરવાનો સંભવ ન-થી. જેઓને આખો દિવસ શરીરનું કલેશ ભોગવીને પોતાનો ગુજારો કરવો પડે છે, તેઓને વિદ્યા શિખ-વાને માટે કંઈ પણ વખત મળતો નથી, અને ૧૦ ૧૨ કલાક શરીરની મ્હેનત કર્યા પછી બુદ્ધિવૃત્તિ ચ-લાવવામાં સામાર્થ્ય રહેતું નથી. જે ધંધાદારી માણ-

સો સવારથી સાંઝ સુધી તથા રાત્રે ૯-૧૦ કલાક સુધી વિષય વ્યાપારમાં લાગેલા રહે છે, તેઓને જ્ઞાનાનુશીલનનો અવકાશ ક્યાંથી હોય? અને યોગ્યતા પણ ક્યાંથી હોય? તેથી પ્રચલિત સાંસારિક નિયમનો ફેરફાર કર્યા વિના અને શારીરિક પરિશ્રમને ઓછો કર્યા વગર બીજા સાધારણ લોકો યથોચિત વિદ્યા શિખી સકે એ કોઈ રીતે સંભવતું નથી. આ સર્વે અભિપ્રાય વાંચીને કોઇએ હેવું મનમાં આણવું નહિં કે કોઇ રીતે શારીરિક પરિશ્રમની જરુર નથી, ઉલટું તે અત્યંત ઉપકારક અને ઘણું જરુરનું કર્ત્તવ્ય છે. શરીરની ચાલના કર્યાથી, શારીરિક સુખાકારી હાંસલ થાય છે, શરીર હલકુ થાય છે, ચિત્તમાં સ્ફૂર્ત્તિ અને અતિ પવિત્ર સુખાનુભવ થાય છે. વિશેષતઃ ફક્ત શરીરની સુખાકારી મેળવવાને માટે શરીર ચલાવવાના કરતા સાંસારિક પ્રયોજન સાધનને માટે પરિશ્રમ કર્યાથી શરીરની વધારે સુખાકારી અને મનનું વધારે સુખ ઉત્પન્ન થાય છે. થોડો વખત પણ માપસર પરિશ્રમ કરવો અતિ ઉપકાર અને સર્વેના પક્ષે જરુરનો છે. પરિશ્રમ માત્રને અનિષ્ટકર માનવો એ મૂર્ખતાનું કામ છે; ફક્ત હ્નેનું અતિશેપણું અપકારક અને નિંદનીય છે. લાંબો વખત સુધી નિયમથી વ-

ધારે પ્રગાઢ રૂપથી પરિશ્રમ કર્યાથી વીર્યનો ક્ષય તથા ક્લેશાનુભવ થાય છે, અને તેથી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ ચલાવવામાં મુસ્કેલી નડે છે.

પરમેશ્વરે મનુષ્યોને જે સર્વ પ્રધાન વિષયમાં અધિકારી કર્યો છે, તે સંપૂર્ણ કરવાને માટે યત્નવાન રહેવું એ તેઓનું મ્હોટું કર્ત્તવ્ય છે. શરીરની રક્ષા કરવી હોય તો અન્ન, વસ્ત્ર અને રહેવાની જગ્યાની જરુર છે; એ વાસ્તે તેઓને તે સર્વ વસ્તુ એકઠી કરવાને યોગ્ય બુદ્ધિ, બલ અને શિલ્પજ્ઞાન પ્રાપ્ત થયું છે. એટલા માટે એ સર્વ નિકૃષ્ટ કામ સંપૂર્ણ કરવાને માટે ખેતીવાડી, કારીગરી અને વ્હેપાર વગેરે ધંધામાં લાગવું એ નિંદનીય નથી. પરંતુ નિકૃષ્ટ વિષય સાધનને માટે ઉત્કૃષ્ટ વિષયનો તુચ્છકાર કરવો કોઈ રીતે વાજબી નથી. સર્વ દેશના ધનવાનની હેવીજ ઇચ્છા હોય છે કે હમે ઐશ્વર્ય ભોગમાં મગ્ન રહીને પરમ સુખથી કાળ ગાળિયે, અને ઇતર માણસ કેવળ હમારી ઇંદ્રિય સેવાને માટે નિયુક્ત થઈને કષ્ટથી દિવસ ગાળે. પરંતુ હેવો વિચાર કરવો એ ઘણું અજ્ઞાન બતાવે છે અને તે ઘણું સ્વાર્થપણાનું કામ છે. જેઓએ પરમેશ્વરના નિયમ શોધ્યા છે અને ત્હેને માટે મનુષ્ય પ્રકૃતિને વિશે વિચાર કરીને જોયુંછે.

તેઓ ઉપલ્યા મતની સાથે કદી પણ મળશે નહિં. કોઇ પણ દેશના કોઇ શ્રેણીના મનુષ્ય કેવળ શારીરિક ક્લેશ વેઠીને આયુષ્યનો અંત લાવવાને માટે ઉત્પન્ન થયા નથી. પરમેશ્વરે ધનવાન્ મધ્યવર્તી નિર્ધન વગેરે સર્વ શ્રેણીના માસણને બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ આપી છે, અને એ વૃત્તિયો સર્વ કરતાં શ્રેષ્ઠછે તે પણ સર્વને જણાવવાની શક્તિ આપી છે. ધન વગરના ઈતર મનુષ્યોને ઉપરની વૃત્તિયો વિફલ જશે હેતું કદી સર્વ લોક-પાલક પરમપિતા પરમેશ્વરે નિર્માણ કર્યું નથી. જો તેઓ બોઝો લઈ જનાર પશુની પેઠે શરીરતોડ મ્હેનત કરવાને માટેજ ઉત્પન્ન થયા હોત તો ઈશ્વર તેઓને ઉપલી મહોપયોગી મનોવૃત્તિ કદી આપત નહિં. એટલા માટે, સર્વ સાધારણ માણસોએ પોતપોતાના પેટનો ગુજારો કરીને રોજ થોડો થોડો સમય જ્ઞાન અને ધર્મ ચર્ચામાં ગાળવો જોઈએ. ગરીબ લોકો હાવો વ્યવહાર કરી સકે ત્હેને માટે ધનવાન અને જ્ઞાનવાન માણસોએ સહેલા ઉપાય બતાવવા અને રાજા અને રાજપુરુષોએ ત્હેને અનુકૂલ હેવા નિયમ સ્થાપવા એ તેઓની સર્વ પ્રકારે ફરજ છે.

હાલ મજુરોને દિવસનો ઘણોખરો ભાગ કામમાં નિયુક્ત થઈ રહેતું પડે છે, એ જાણીને હેવો વિચાર

કરવો ઉચિત નથી કે હમેશાં મનુષ્યોને હાવી કુરીતિના પાશમાં બંધાઈ રહેવું પડશે. પરમેશ્વરે સૃષ્ટિકાલથી આ આશંકાનું નિવારણ કરી રાખ્યું છે. જેઓને જ્ઞાનાનુશીલનમાં અનુરાગ અને ઉત્સાહ છે, તેઓ હમણાં પણ ત્હેને માટે સાધન અને અવકાશ મેળવે છે. હાલ જેઓને કલાંતિકર પ્રગાઢ પરિશ્રમ કરીને ગુજારો કરવો પડે છે, તેઓને બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રત્તિને ચલાવવાને માટે અવકાશ મળવો મુશ્કેલ છે ખરો; પરંતુ હાલમાં વિજ્ઞાનશાસ્ત્રની, વિશેષતઃ કારીગરીની જે ઉન્નતિ થઇ છે તે જોઇને જણાય છે કે, ઉત્તરકાળે મનુષ્ય-જાતિ કાયિકશ્રમની ન્યૂનતા કરીતે થોડીવારમાં પોતાના ગુજારા જેટલું કામ કરી સકશે. પરમેશ્વરે જે શક્તિ આપી છે, તે ત્હેમાં નહિં લગાડ્યાથી ઘણું નુકસાન ભોગવવું પડે છે ઇંગ્લેંડાદિ દેશોમાં શિલ્પવિદ્યાની સારી રીતે ઉન્નતિ થઈ છે અને ત્હાં નાનાવિધ શિલ્પયંત્ર બને છે, ત્હાંના ધન લોભી લોકો ત્હેનાથી સ્વાવકાશ લાભનો યત્ન નહિં કરતાં કેવળ ઘણું ધન મેળવવાનો માર્ગ જુવે છે. તેઓની અતિ પ્રબલ અર્જ્જન સ્પૃહાવૃત્તિ એ બુદ્ધિ અને ધર્મપ્રવૃત્તિયોને હરાવી મૂકી છે, ત્હેમાં સંદેહ નથી. જગદીશ્વરે શું આપણને વરાળની અદ્દભુત શક્તિ બતાવીછે

અને વરાળયંત્ર બનાવવાની શક્તિ આપી છે, તે એટલા સારૂં કે આપણે ત્હેની મદદથી પ્હેલાંના કરતાં વધારે ખાવાની વસ્તુ અને વાપરવાની વસ્તુ તૈયાર કરવા માટે સઘળો વખત ગાળિયે? ત્હેણે આપણને જડ પદાર્થ વિશેષના અસાધારણ ગુણ અને આશ્ચર્યકારક શક્તિનું નિરુપણ કરવાની ક્ષમતા આપી છે. તે કેવળ એટલા સારૂં કે, ઘણાં ઘર બનાવવામાં અને પુષ્કળ વસ્ત્ર બનાવવા વગેરે નિકૃષ્ઠ કામ કરવામાંજ પ્રવૃત્ત રહિયે? આજ કાલ આગગાડીથી એક મહીનાનો રસ્તો એક દિવસમાં કપાય છે અને સ્ટીમરની મારફતે એક વર્ષનો માર્ગ એક મહીનામાં કાપી સકાય છે, એ કોઈથી અજાણ્યું નથી. જગદીશ્વરે આપણને શામાટે હાવા સર્વ અદ્દભુત વ્યાપાર કરવાને શક્તિવાન્ કર્યાછે, ત્હેનો વિચાર કરવો જોઈએ. જ્ઞાન અને ધર્મનું પ્રાધાન્ય માનીને ઉપરના વિષય ઉપર સર્વ રીતે વિચાર કરીને જોવાથી જણાશે કે, આપણે આપણા ગુજારા જેટલો પરિશ્રમ કરીને બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિના પરિચાલનને માટે યથેષ્ટ અવકાશ મળી સકે, હેવા અભિપ્રાયથી પરમ-મંગળાકર પરમેશ્વરે આપણને યંત્ર બનાવવાની શક્તિ આપીછે અને બ્હારની વસ્તુઓને પણ ત્હેનાજ ઉપયોગ માટે

ઉત્પન્ન કરેલી છે. એટલા માટે જે સાંસારિક નિયમ-ને પ્રચલિત કર્યાથી, સર્વ શ્રેણીના લોકો પોતાનો ગુજારો થોડા કાળમાં કરીને બાકીનો કાળ જ્ઞાન અને ધર્મ ચર્ચામાં ગાળી સકે અને ત્હેનાથી સર્વ શ્રેણીના લોકો સમાનરૂપ સુખ સ્વચ્છંદતા ભોગવી સકે, તેવી રીતના સાંસારિક નિયમ પ્રચલિત કરવા અવશ્ય છે. મનુષ્યો જો ધ્યાન લગાડીને માનવ-પ્રકૃતિ શિખે અને વિશ્વકાર્યની પર્યાલોચના કરીને પરમેશ્વરના સ્થાપેલા પ્રાકૃતિક નિયમોને જાણીને ત્હેને અનુસરીને વ્યવહાર કરે તો આ લોકમાં નિશ્ચય અસાધારણ શ્રીવૃદ્ધિ તથા સુખોન્નતિ થશે ત્હેમાં કંઈ પણ સંદેહ જણાતો નથી. એક પુરુષમાં તથા બે પુરુષમાં આ મનોહર મનોરથ પૂર્ણ થાય હેવી હમારી ઈચ્છા નથી. મનુષ્યની જેવી પ્રકૃતિ છે અને જેવી રીતે ધીરે ધીરે ત્હેની અવસ્થા બદલાતી આવેછે; તે ઉપર જણાય છે કે જલદીથી ઉન્નતિ થવી એ કોઈ રીતે સંભવિત નથી. ઉપલ્યા સર્વ પરમ શુભકર સંકલ્પ સિદ્ધ થતા કેટલા સૈકા જશે ત્હેનો નિશ્ચય કરી સકાતો નથી. પરંતુ જ્યહારે ઉપલ્યા સર્વ શુભદાયક અભિપ્રાય આપણી પ્રકૃતિ -મૂલક છે, અને પરમેશ્વરના સ્થાપેલા અખંડ નિયમને અનુસરતા છે, ત્યહારે કોઈ કાળે પણ

એ સર્વ સંપૂર્ણ થશે ત્હેમાં સંદેહ નથી.

જેટલી જનમંડળના સાધારણ લોકોની મૂર્ખતાથી જેટલો સુપંડિત સદાશય મનુષ્યોના શુભાભિપ્રાય સંપૂર્ણ થવામાં પ્રતિબન્ધ તેમજ ત્હેને લીધે અર્થ અને વંશ-મર્યાદાનું ગૌરવ મેળવવામાં તથા લોકની શ્રીવૃદ્ધિ કરવામાં પ્રતિકૂલતા થાય છે. ધનને માન આબરૂના ઉપાર્જ્જનનો ઉપાય જાણ્યાથી, અને ત્હેને સંસારની સાર વસ્તુ સમજીને, લોકો ઘણા ક્લેશ સહન કરીને પ્રાણની પણ દરકાર ન કરતાં ધન એકઠું કરવામાં યત્નવાન્ થાયછે, અને ધર્માધર્મનો વિચાર મૂકી દઇને ધન-તૃષ્ણાતુર આબરૂદાર મનુષ્યોના ચરિત્રને આદર્શ સ્વરૂપ જાણીને ત્હેના જેવાં આચરણ કરવામાં પ્રવૃત થાય છે. મૂલ્યવાન પોશાકથી અને ઉત્તમ અલંકારથી બ્હાસ્યનો આડંબર દેખાડવા, લગ્નમાં, કુલ ધર્મમાં, અને દરરોજ ઠાઠમાઠથી બ્હાસ્યની ક્રિયા વગેરેમાં ઘણો ખર્ચ કરવાથી આપણા દેશમાં ઘણી પ્રખ્યાતિ અને માન મેળવી સકાય છે. જેની પાસે પુષ્કળ સંપતિ હોય, અને તે ઘણોજ અસચ્ચરિત્રવાળો હોય તો પણ લોકો ત્હેને અસામાન્ય મનુષ્ય સમજે છે, અને જે ધનવાન્ મનુષ્ય ઉપર લખેલી રીતે પોતાના પૈસા ખર્ચીને સઘળાના મનરંજિત કરેછે, ત્હેના

યશનું ગાયન ચોતરફથી સંભળાય છે! તે ધન એકત્ર કરવામાં ચોરી, ઠગબાજી, વિશ્વાસઘાત વગેરે નાના પ્રકારના કુકર્મ કર્યા છતાં પણ કદાપિ તે અપવાદિત કે અપમાનિત થતો નથી. નિર્ધન મનુષ્ય ઘણો જ્ઞાનવાન્ અને પરમ ધાર્મિક હોય તોપણ જેટલું ધનવાન્ માણસને અસામાન્ય માન મળેછે ત્હેનો દશમો ભાગ પણ ત્હેને મળતો નથી. ધનવાન્ મ્હાત્મ્યના આડંબરથી મનની મલિનતા છૂપાવી રાખેછે, અને લોકો પણ અંતરની પવિત્રતા ઉપર નજર નહિં રાખતાં મ્હાત્મ્યની શોભાની પૂજા કરેછે, ધનવાન્નાં ચરિત્ર ઘણા દૂષિત હોવા છતાં લોકો ત્હેના ઉપર ધિક્કાર દેખાડતા નથી, ઉલટા તે જોઈને પોતે ત્હેની નકલ કરવાની શરૂઆત કરેછે. ઘણું કરીને સર્વ દેશમાં ધનવાનને આદર છે તેથી હેમ ના સમજવું કે, વિશ્વાધિપતિએ ધનને સર્વના કરતાં વધારે પૂજનીય કર્યું છે. લોકોનો જે સંસ્કાર મળે છે, ત્હેને અનુસરી આચાર વ્યવહાર પ્રચલિત થાયછે. અત્યંત જંગલી અવસ્થામાં જિઘાંસાદિ નિકૃષ્ટ વૃત્તિઓ પ્રબલ હોય છે તેથી તે વેળાએ નિષ્ઠુર-સ્વભાવના અને યુદ્ધ-ક્ષમ બલવાન્ માણસો મ્હોટી પદવી મેળવે છે, અને તે વેળાએ સુલભ સમધિક સુખ મેળવવાને સમર્થ થાય

છે. ભારતીય-મહાસાગરમાંના કેટલાક દ્વીપના લોકોની અંદર જે માણસ વધારે માણસ મારીને પોતાના ઘરમાં ખોપરી એકઠી કરી સકે તે તે દેશના લોકો-માંથી વધારે સમાદર મેળવે છે. બોર્નિઓ, સેલેબિજ, મલુક વગેરે દ્વીપના રહેવાસી હોરફોર નામના માણ-સોમાં હેવી રીતિ ચાલેછે કે નર હત્યા કરીને ત્હેનું ક-પાળ નહિં દેખાડે તો ત્હેનું લગ્ન થઇ સકતું નથી, હાલમાં જેઓ સુધરેલામાં ગણાય છે, તેઓની બુદ્ધિ-વૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિયોની ઘણી ઉન્નતિ થઇ છે ત્હેમાં સંદેહ નથી, પરંતુ તેઓની શ્રેષ્ઠ વૃત્તિ હજી સુધી નિકૃષ્ટ વૃત્તિયોને પોતાને તાબે કરી સકી નથી, તેઓની ક-માવવાની વગેરે કેટલીક નિકૃષ્ટ પ્રવૃત્તિ ઘણી બલવાન હોવાથી ધનજ સર્વ કરતાં સ્પૃહણીય અને આદરણી-ય જાણેછે, અંગ્રેજોની યુદ્ધ-પ્રવૃત્તિ પણ ગેર ઈનસાફ વાળી છે, ત્હેનું ઉદાહરણ જોઈતું હોય તો હિંદુસ્થાન-ના વ્હેપારમાં છે. પરંતુ મનુષ્યને અંગે જ્ઞાનરત્ન શ્રેષ્ઠ છે, અને ધર્મરૂપ પરમ પદાર્થ સર્વના કરતાં પૂજ-નીય છે. એટલા માટે, જેટલી મનુષ્ય વર્ગની બુદ્ધિ અને ધર્મ પ્રવૃત્તિયો ઉન્નત થશે અને નિકૃષ્ટ પ્રવૃત્તિયો વશીભૂત થશે, તેટલો ભૂમંડલમાં જ્ઞાન અને ધર્મને સમાદર વધશે અને પરમેશ્વરના પરમ શુભકર અ-

ભિપ્રાય સંપાદિત થશે.

પરમેશ્વરે આપણી બુદ્ધિવૃત્તિયોને બીજી મનોવૃત્તિયોના કરતાં શ્રેષ્ઠ કરીછે અને બ્હાસ્યની વસ્તુને પણ તેઓની સાથે સમંજસીભૂત કરીને ઉત્પન્ન કરી છે; એટલા માટે, ભૂમંડળમાં જે મનુષ્યની ઉપલી મનોવૃત્તિયો સર્વ કરતાં બલવાન્ હોય, ત્હેનેજ સમધિક સમાદર યોગ્ય ગણીને શ્રેષ્ઠ પદ આપવું જોઈયે; અને લોકોના જ્ઞાન અને ધર્મના તારતમ્યાનુસારે માન, મર્યાદા અને પદોન્નતિનું તારતમ્ય રાખવું એ સર્વ પ્રકારે આવશ્યક છે. હાવી રીને ગુણાગુણને અનુસારે લોક-શ્રેણીને સુધારવી હેવી પરમેશ્વરની ઈચ્છા છે અને હેવી રીતે ઉત્કર્ષાપકર્ષનો વિચાર કર્યાથીજ આ વિષયમાં ત્હેના નિયમાનુયાયી કાર્ય કરાય છે. સદ્ગુણ ઉપર મનુષ્ય જાતિને સ્વભાવ-સિદ્ધ અનુરાગ છે, તેથી જનમંડળની હેવી વ્યવસ્થા સ્થાપવી એ સંભવિત છે; કેવળ લોકની નિકૃષ્ટ પ્રવૃતિનું પ્રાબલ્ય આ પરમ રમણીય મનોરથ સિદ્ધ થવામાં હરકત કરેછે.

ધન-મર્યાદાની પેઠે વંશ-મર્યાદા પણ ન્યાન્યવિરુદ્ધ અને નુકશાનકારક છે. માન્ય-કુલથી ઉત્પન્ન થયેલો કોઈ માણસ ઘણો ખરાબ ચરિત્ર વાળો હોય, બ્રાહ્મણ-સંતાન ઘણો મૂર્ખ અને અતિશય અધાર્મિક હોય, કુ-

લિન-પુત્ર સર્વ પ્રકારના કુકર્મમાં આસક્ત હોય, અને રાજકુમાર પિશાચના જેવા અસદાચરણમાં હમેશાં લાગેલો હોય તોપણ જનમંડળમાં તે સંપૂર્ણ રીતે માન્ય અને આદરણીય ગણાયછે. હીન-વર્ણ અકુલીન ધન વગરના માણસોને એ તેઓની અવશ્ય પૂજા ક-કરવી જોઈયે. જ્યહારે જગદીશ્વરે આપણને લોકાનુરાગપ્રિયતાની વૃત્તિ આપીછે, ત્યહારે સત્કર્માનુષ્ઠાન કરીને લોકોના અનુરાગની પ્રાર્થના કરવી એ અન્યાયનું કામ નથી, અને જ્યહારે ભક્તિ કરવાની વૃત્તિ આપીછે, ત્યહારે યોગ્ય ગુણવાન્ મનુષ્યનો સમાદર કરવો એ ત્હેની ઈચ્છા વિરુદ્ધ નથી; ઉલટું સદસદ્ વિવેચના કરીને યથાર્થ યોગ્ય પુરુષમાં ભક્તિ લગાડવી એ ત્હેનો અભિપ્રાય છે ત્હેમાં સંદેહ નથી. મનુષ્યની મનઃકલ્પિત કુલ-મર્યાદાને અનુસારે ઘણા દોષવાળા અને ગુણ વગરના મનુષ્યો શાંત સ્વભાવ ગુણવાન્ માણસોથી નમસ્કૃત અને પૂજિત થાય, અને તેઓને ન્હાના સમઝીને તેઓના ઉપર પ્રભુત્વ અને કર્તૃત્વ કરે હેવો કદાપિ પરમ ન્યાયવાન્ વિશ્વ-નિયંતાનો ઇરાદો નથી. પરમેશ્વરે આપેલા શ્રેષ્ઠ ગુણોજ ભક્તિના પાત્રછે, લોક-કલ્પિત વંશ-મર્યાદા કદાપિ ત્હેનો વિષય નથી.

હેવાં અવિહિત આચરણ પરમેશ્વરના નિયમાનુગત નથી, એટલા માટે ત્હેનાથી ઘણીક રીતનું નુકશાન થાયછે. લોકો બાલ્યકાલથી નિરર્થક કુલ, માન, અને ઉપાધિને માન આપતાં શિખેછે; જેનાથી ખરેખરુ કુલીનપણું અને ખરેખરુ શ્રેષ્ઠ પણું મળે ત્હેના ઉપર કંઇપણ નજર રાખતા નથી. ઘણાકો કુલીન તથા ધનવાનની સાથે સંબંધ રાખવા માટે ત્હેના વંશથી ઉત્પન્ન થયેલા બુદ્ધિ વગરના, કુકર્મમાં આસક્ત હેવા વરની સાથે પોતાની બહુ-ગુણવાન ઉત્તમ કન્યાનું લગ્ન કરીને પોતાના દૈહિત્ર વંશની અપકૃષ્ટતા સંપાદન કરે છે. અપકૃષ્ટ પાત્રથી તે કન્યાના જેટલાં છોકરાં ઉત્પન્ન થાયછે, તેઓ ધર્મ અને બુદ્ધિ શક્તિથી હીન થાયછે ત્હેમાં કંઇ પણ સંદેહ નથી. અકુલીન ધન વગરના માણસો જો કોઇ રીતે થોડુંક ધન મેળવે તો તે પોતાના કુટુંબની તથા જનમંડળની ઉન્નતિ કરવાને માટે નહિં ખર્ચતાં કુલ ક્રિયા કરવામાં વાવરી દેછે. તેઓ સારા કુલ સાથે કોઇપણ જાતનો સંબંધ કરી સકે તો તેથી ઘણા અભિમાની અને યશોભિલાષી થઇને તે વિષયમાં વધારે ઉત્સાહી થાયછે, અને પુનઃ કુલ-કર્મ કરીને કુલ-મર્યાદારૂપ અંધારાના કુવામાં ઘણુંક ધન નાંખી દેછે. આપણા દેશના પ્રમાણે યુરોપમાં પણ વં-

શમર્યાદાનો ઘણો આદર છે. ત્હાંના ખાનદાની વંશથી ઉત્પન્ન થયલા ધનાઢ્ય મનુષ્યો પોતાને અપ્રાકૃત મનુષ્ય સમઝીને ચાલેછે, અને બીજા લોકો પોતાની કુલની ઉન્નતિ થાય તે સારૂ તેઓની સાથે સંબંધ થવા માટે ઉપર લખેલી રીતે ખર્ચ કરેછે. ખાનદાની વંશમાંથી ઉત્પન્ન થયેલા મનુષ્યોમાં ગુણાગુણ ઉપર વિચાર કરવાની રીતિ નહિં હોવાથી વંશ મર્યાદારૂપ ઝેરી ઝાડ ઉપર જે ફૂલ ફૂલેછે તે જોવાં હોયતો આપણા દેશના અજ્ઞાનાંધ કુલીન અનેધનવાનોના ચરિત્ર જોવાં. જે દેશની અંદર હાવી ખરાબ રૂઢી ચાલેછે, ત્હાંના તત્વદર્શી સુવિજ્ઞ મનુષ્યોને પણ તે છોડીને ચાલવું ઘણું મુશ્કેલ પડેછે.

આજેજ વંશ-પરંપરાગત માન અને ઉપાધિયો એકદમ નિકળીજ જાય, હેવો હમારો ઉદ્દેશ નથી. જ્યહારે મનુષ્ય-સાધારણમાં ઉચિત રીતે શિક્ષણ મળશે અને તેથી જ્ઞાન તથા ધર્મની સંપૂર્ણ મર્યાદા જણાશે, અને ત્હેની સાથે ઉપર લખેલા અભિપ્રાય ઉપર સત્ય વિશ્વાસ થશે, ત્હારે પોતાની મેળે આ પરમ રમણીય મનોરથ પૂર્ણ થશે. પરંતુ હાલ હમારે એટલું કહેવું છે કે, ધનવાન્ આબરૂદાર માણસો જનમંડળમાં વિશિષ્ટરૂપ ગણવા લાયક ને માન્ય હોવા છતાં

ન્હેને યોગ્ય સદ્‌ગુણ ધારણ કરતા નથી, એ તેઓને અંગે ઘણું શરમ ભરેલું છે. ઊંચપદને યોગ્ય નહિં-છતાં ત્હેમાં અધિરૂઢ થવું એ હસવા લાયક થાયછે. ખરેખર, આપણા દેશના ઘણા દોષવાળા, વિદ્યા વ-ગરના ધનવાન્ એને કુલવાન્ વિજ્ઞ મનુષ્યોના ઉપ-હાસને યોગ્ય થયાછે. વેશ, અલંકાર, અને મ્હાસ્યની શોભા એ સર્વે ખરેખરા ગુણનાં ચિન્હ નથી, જેઓ આ સઘળું દેખાડીને લોકના અનુરાગની પ્રાર્થના કરે છે, અને જે માણસો આ સઘળા વિષયને વિશિષ્ટ-રૂપથી આદરણીય સમઝેછે, તે બંનેના પક્ષ અર્વાચીન છે હેમ માનવું પડેછે. હાલના વિદ્વાન્ નામે પ્રસિદ્ધ જુવાનિયાઓ ઘણું કરીને બીજા વિષય કરતાં ગાડી ઘોડાની સુન્દરતા અને પોશાકની ઉત્તમતા વિશે ઘણું ધ્યાન લગાડે છે; પરંતુ ભારતવર્ષના પ્રાચીન પં-ડિતોને હેવો વ્યવહાર નહોતો. તેઓ આ સર્વે વિ-ષયને સામાન્ય સમઝી જ્ઞાન અને ધર્મને અમૂલ્ય ધન સમઝતા હતા અને પોતાની અંદર જેઓ આ બંને વિષયમાં શ્રેષ્ઠ હોય તેઓને યથાર્થ શ્રેષ્ઠ અને પૂજ-નીય સમઝતા હતા.

પરંતુ આત્માદર અને લોકાનુરાગપ્રિયતાવૃત્તિનો યથા નિયમ ઉપયોગ ન કર્યાથી ઉપલ્યા વિષમ દોષ-

કારક વ્યવહારની ઉત્પત્તિ થઈછે, એ ખરુંછે પણ તેજ કારણસર આ બન્ને વૃત્તિનો ઉચ્છેદ કરવાનો યત્ન કરવો એ કોઇરીતે કર્તવ્ય નથી. બંને વૃત્તિ મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ છે, એટલા માટે એ કોઇ કાળે પણ પોતાના પ્રભાવનો પ્રકાશ કરવામાં વિરત થશે નહિં. એટલુંતો છે કે બુદ્ધિ અને ધર્મપ્રવૃત્તિની પ્રબળતાના તારતમ્યાનુસારે એઓના ઉપભોગના વિષયમાં ન્યૂનાધિકતા થઇ સકેછે. કોઈ દેશના લોકો શરીરની ચિત્ર વિચિત્રતાથી, કોઇ જગાના લોકો યુદ્ધ-સામર્થ્યથી, અને કોઈ નગરના લોકો રૂઢિ પ્રમાણે નાત્યની પટલાઈની બાબતમાં પોતાનું પ્રાધાન્ય દેખાડી તે જનમંડળમાં માન મેળવે છે તેઓની આત્માદર અને લોકાનુરાગ પ્રિયતા ઉપલ્યા સર્વે નિકૃષ્ટ વિષયને પ્રાપ્ત કરીનેજ પરિતૃપ્ત થાયછે જેટલી બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિ માર્જિત થાય તેટલી ઉપરની બન્ને વૃત્તિ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ વિષય મેળવવાને યત્નવાન્ થાયછે. જૂદે જૂદે સમયે મનુષ્યોએ ઉપલી બને પ્રબળ પ્રવૃત્તિને પૂર્ણ કરવાને માટે સર્વે અસાધ્ય સાધન કરવામાં પ્રવૃત્ત થઇને પ્રાણની અવજ્ઞા કરી ઘણાં દુઃખ સહન કરતાં છતાં જે મુશ્કેલ વ્યાપાર બજાવ્યા છે, ત્હેના ઉપર વિચાર કરીને જોવાની આશ્ચર્ય પમાયછે, ઉપલી બન્ને મનોવૃત્તિયોને

વિહિત-વિધાનાનુસારે ઉચિત વિષયમાં લગાડ્યાથી મ-
નુષ્યની શારીરિક અને માનસિક ઉન્નતિના વિષયમાં
ઘણો ઉપકાર થાયછે. જો હેવો નિયમ કરવામાં આવે
કે મનુષ્યો કેવળ પોતાના ગુણાનુસારે માન અને મ-
ર્યાદા મેળવી સકે, અને ધનાઢ્ય, કુલીન તથા બ્રા-
હ્મણ-સંતાન પણ ગુણવાન નહિં હોય તો કોઇ રીતે
પૈતૃક મર્યાદાના અધિકારી થશે નહિં, તો તેથી સર્વ
માન્ય કુલથી ઉત્પન્ન થયેલા મનુષ્યો પોતાની આબરૂ
જાળવવાને માટે જ્ઞાન અને ધર્માનુશલનના વિષયમાં
એકાગ્ર મનથી યત્ન કરશે, અને બીજા લોકોને પણ
પોત પોતાના ગુણાનુરૂપ માન અને યશ મેળવવાની
આશાથી પોતાની બુદ્ધિ અને ધર્મ પ્રવૃત્તિની ઉન્નતિ
કરવાના યત્નમાં અનુરાગ અને ઉત્સાહ ઉત્પન્ન થશે.
વંશ પરંપરાગત માન, મર્યાદા અને ઉપાધિ મેળવાની
રીતિ ચાલ્યાથી, માન્ય લોકોના માન અને આબરૂ
એ માણસના ગુણના ઉપર આધાર રાખતી નથી,
તેથી તેઓ જ્ઞાન અને ધર્મોન્નતિમાં ધ્યાન લગાડતા
નથી. કાલ્પનિક કુલ-મર્યાદાવાળા વિદ્યા વગરના અ-
ધર્મી મનુષ્યો બીજા સાધારણ લોકોને વિદ્યા શિવ-
વામાં અને તેમની શ્રીવૃદ્ધિ કરવાના વિષયમાં અનુ-
રાગ અને ઉત્સાહ બતાવતા નથી, ઉલટા તે વિષયમાં

હરકત કરેછે. પરંતુ જેઓ પરમેશ્વરના કરેલા પ્રાકૃતિક કુલીન છે અર્થાત્ જેઓએ પ્રખર બુદ્ધિવૃત્તિ અને ઉત્કૃષ્ટ ધર્મપ્રવૃત્તિ મેળવી છે તે સર્વ સાધારણ લોકોને વિહિત વિધાને ચલાવીને માર્જિત અને ઉન્નત કરેછે અને તેમને જ્ઞાન, ધર્મોન્નતિ, સુખ, તથા સ્વતંત્રતા મળે તેટલાસારૂ અંતઃકરણના અનુરાગ તથા અવિચલિત ઉત્સાહથી પ્રયત્ન કરેછે. એટલા માટે જો ભૂમંડલમાં ઘણાંક દોષવાળા કાલ્પનિક કુલીનતા જે દૂર કરીને ઉપર લખેલું પ્રાકૃતિક કૌલીન્ય સ્થાપિત થાયતો ત્હેના પદાભિષિક્ત બહુ-ગુણાકર મહાત્મા સ્વેચ્છા અને સ્વાર્થ બન્નેને લીધે સાધારણ લોકોની શ્રીવૃદ્ધિ અને મહોન્નતિ કરવામાં ઉદ્યત થશે; કેમકે તેઓ જોઇ સકશે કે સ્વદેશના લોકો સુશિક્ષિત, બુદ્ધિમાન્ અને ધર્મપરાયણ નહિં થયાથી, તેઓનું સુખ, સંમાન અને પોતે ધારેલું કામ ઉત્તમ રીતે થવું સંભવતું નથી. એટલા માટે, પોતાના ગુણાનુરૂપ માન, મર્યાદા અને પદ મેળવવાની રીતિ ચાલ્યાથી પૃથ્વી ઉત્તરોત્તર જ્ઞાન જ્યોતિમાં પ્રદીપ્ત અને ધર્મ ભૂષણમાં વિભૂષિત થઇને પરમ રમણીય અનિર્વચનીય રૂપ ધારણ કરશે ત્હેમાં સંદેહ નથી.

લોકોને, સ્વદેશના સામાજિક નિયમનું ઉલ્લંઘન

કર્યાથી ક્લેશ ભોગવવો પડે છે ત્હેનું વર્ણન કરવામાં આવ્યું. હવે કોઈ દેશના લોકો એકઠા થઇને બીજા દેશના લોકોના ઉપર જુલમ કરે તો ત્હેને કહેવો બદલો મળે છે તે સંબંધી વિચાર કરવામાં પ્રવૃત્ત થઈયે છિયે.

જે મનોવૃત્તિયો મનુષ્યમાં અને ઇતર જંતુમાં બન્નેમાં છે, તે કેવળ સ્વાર્થ-સાધનને ઉપયોગી છે અને ત્હેનું વર્ણન પ્રથમ ભાગમાં કરવામાં આવ્યું છે. જેવી રીતે, વિભિન્ન જાતિમાં ઇતર જંતુ તે સ્વાર્થ સાધિકા વૃત્તિયોને તાબે થઇને એકમેકને મારે છે. અને સંહાર કરે છે, તેવી રીતે વિભિન્ન જાતના માણ‌ણુસો નિકૃષ્ટ પ્રવૃત્તિના વશવર્તી થઇને ચાલ્યાથી પરસ્પર પશુવત્ વ્યવહાર કરવામાં પ્રવૃત થાય છે, એટલુંજ નહિં પણ તે વિષયમાં પોતાની તેજસ્વિની બુદ્ધિવૃત્તિ લગાડ્યાથી, હિંસ્ર જંતુના કરતાં પણ વધારે અનિષ્ટ ઉત્પન્ન કરે છે. આજ સુધી કોઈ દેશના માણુસો બીજા દેશના લોકોના પ્રત્યે ધર્મપ્રવૃત્તિના આદેશાનુગત આચરણ કરવા પ્રવૃત્ત થયા નથી. આજ સુધી બલવાન્ લોકો વીર્ય વગરના ક્ષીણ લોકોના ઉપર જુલમ ગુજારીને તેઓને પરાભૂત અને ઉત્સન્ન કરતા આવેલા છે. કોઈ કોઈ જાતિ પ્રબલ પરાક્રાન્ત-દુ-

દાન્ત નિષ્ઠુર મનુષ્યોના જુલમથી એકીવારે નષ્ટ થઈ ગઈ છે. અશુભ બનાવમાંથી પણ કેટલાક સારા ઉપાય સૂઝે છે. એટલા માટે દુર્નીત દુ:શીલ લોકોના ખરાબ વ્યવહાર અને નિસ્તેજ બલહીન લોકોની દુરવસ્થા જોયાથી નીચે લખેલી નીતિ શિખવી જોઇયે. કોઈ જાતિની નિકૃષ્ટ પ્રવૃત્તિ અને શારીરિક શક્તિનો ઘણો હ્રાસ થવો શ્રેયસ્કાર નથી. હિંસ્રસ્વભાવ પશુ અને મનુષ્યોના જુલમના નિરાકરણને માટે નિકૃષ્ટ પ્રવૃત્તિ અને શારીરિક બલની ઘણી જરૂર છે. નિકૃષ્ટ પ્રવૃત્તિની અતિશયતા દૂર કરવી જરૂરની છે ખરી, પરંતુ ત્હેનો ઉચ્છેદ કરવો ઉચિત નથી.

પરમ મંગળાકર પરમેશ્વરે મનુષ્યોને ધર્મ પ્રવૃત્તિરૂપ રમણીય ભૂષણથી ભૂષિત્ત કરીને શ્રેષ્ઠપદ આપ્યું છે, એ પર સૌભાગ્યની વાત છે. પરંતુ જન સાધારણના સ્વજાતીય સુખ સ્વતંત્રત્તા અને સમુન્નતિના વિષયમાં ત્હેણે ઉપલી શ્રેષ્ઠ પ્રવૃત્તિની સાથે બ્હાસ્યની વસ્તુઓનું સામંજસ્ય રાખ્યું છે કે નહિં ? જેઓને ઘણું બલ છે, અને પ્રબલ બુદ્ધિવૃત્તિ અને દુર્દાન્ત નિકૃષ્ટ પ્રવૃત્તિ છે. તેઓ દુર્બલના ઉપર જુલમ કરી સકે છે ખરા, પરંતુ હેવાં અધર્માચરણ શું સુખ સૌભાગ્યના સંચારનો ઉત્કૃષ્ટ ઉપાય છે ? હેને વિષય સારી

પેઠે વિચાર કરવો કર્ત્તવ્ય છે.

પરમેશ્વરના નિયમાનુસારે, પરિશ્રમ અને મિત ખર્ચ કર્યાથી ધન મળે છે અને ધનનો સંચય થાય છે. માતૃવત્ પ્રતિપાલિકા પૃથ્વી અપર્યાપ્ત ઐશ્વર્ય આપવામા તૈયાર છે, આપણે શારીરિક અને માનસિક પરિશ્રમની સાથે હાથ લંબાવિયે તો ઘણું ધન મેળવી સકિયે. ચોર અને ચોરના જે'વા બલવાન્ માણસ થોડા કાળ સુધી દુર્બલનું ધન હરણ કરીને તે ભોગવી સકે છે ત્હેમાં સંદેહ નથી, પરંતુ ત્હેના પૈસાનો ભંડાર ધીરેધીરે ખલાસ થતો આવે છે. બીજા ઉપર જુલમ કરીને જે ધન એકઠું કરેલું હોય છે તે ધન ધીરે ધીરે નાશ પામે છે, લોકો ધન એકઠું કરવામાં જેવા જોઇયે ત્હેવા યત્નવાન્ નહિં હોવાથી ધનાપહારી જુલમીઓને પ્રતિફલ આપવાને માટે સર્વ પ્રકારે યત્નવાન્ થાય છે.

જો પરમેશ્વરે ભૂમંડલની સઘળી વસ્તુ આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિને સંપૂર્ણ કરવાને સારૂં ઉત્પન્ન કરી હોય, અને વિશ્વરાજપાલનને માટે, બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિનું પ્રાધાન્ય-સંપાદનને અનુકૂલ નિયમ સ્થાપેલા હોય તો કોઈ દેશના લોકો બીજા દેશના લોકોનું સત્યાનાશ વાળવાનો સંકલ્પ કરી તેઓનો પૈસો જુલમથી તથા બલજોરીથી લૂંટીને તેમના ઉપર પ્રભુ-

ત્વ મેળવવાનો યત્ન કર્યાથી હમેશનું સુખ મેળવવાને કદાપિ સમર્થ થાય નહિં. જો કોઈ દેશનો રાજા અને રાજપુરુષો લોભાસક્ત થઈને બીજા દેશના ઉપર ચઢાઈ કરી, તો તેઓને લઢાઈ કરવા માટે એકઠું કરેલું ધન ખર્ચવું પડશે, અને વધારે ધન એકઠું કરવાને માટે ઘણો ખરાબ ઉપાય પકડ્યાથી ત્હેનો બદલો મળશે, જો ત્હેના શત્રુઓ પ્રબલ હોવાથી જય પામે, તો તેઓને લઢાઇમાં જેટલું દુઃખ અને જેટલો ખર્ચ થયો હોય તે સઘળો ફોકટ જાય અને ત્યહાર પછી ઘણાકાળ સુધી ક્લેશ ભોગવવું પડે છે. જો તેઓ જય પામીને પરાજિત જાતિને પીડા દે, તો પછવાડે જોવામાં આવશે કે ધર્મમાં જલાંજલિ આપ્યાથી ત્હેનાં પરિણામમાં સુખ, સ્વતંત્રતા અને શાંતિરસમાં પણ જલાંજલિ આપવી પડી છે. વિશેષનિકૃષ્ટ પ્રવૃત્તિયોનું પ્રબલ વધ્યાથી પારકા દેશ ઉપર ચઢાઇ અને પારકા દેશના લોકો ઉપર જુલમ કરવાની વૃત્તિ થાય છે, અને સ્વદેશની રાજનીતિ અને સ્વદેશીય રાજપુરુષોના ચરિત્ર બંને અધર્મ દોષમાં દૂષિત થઇને પ્રજાને ઘણો ક્લેશ ઉપજાવે છે.

સઘળા દેશના ઈતિહાસમાં હાનાં ઘણાં પ્રમાણ મળે છે, કારણ કે આજ સુધી સર્વ જાતના લોકો

નિકૃષ્ટ પ્રવૃત્તિના આદેશાનુયાયી કાર્ય કરતા આવેલા છે. એટલા માટે આ વિષયના બે ત્રણ ઉદાહરણ આપીને હાની સમાપ્તિ કરીશું.

૧. રોમન લોકોનું ચરિત્ર હેતું સંપૂર્ણ દૃષ્ટાંત સ્થલ છે. તેઓ પરિશ્રમની અવહેલા કરીને પારકા દેશમાં આક્રમણ કરવું અને પારકાનું ધન લૂંટવું એ બન્ને જીવિકા સ્વરૂપ સમઝીને ચાલતા હતા, તેથી ત્યહાંના આબરૂદાર ધનાઢ્ય મનુષ્યો ઘણું કરીને ભોગાસક્ત અને કુકર્માન્વિ. હતા તેઓ જેવી રીતે દુઃશીલતા દેખાડીને લોકના ઉપર ઘણીક રીત્યના ઉપદ્રવ કરતા તેવી રીતે કોઈ કોઈ વેળાએ દુર્દાંત ઈતર લોકોના હાથમાં, કોઈ કોઈ વખત અત્યાચારી દુરંત રાજાઓના હાથમાં પડીને ઘણી સજા ભોગવતા હતા. રોમન બાદશાહીની વેળાએ સામાન્ય લોકોમાં મૂર્ખપણું, દારિદ્રય, કલહ-પ્રિયતા, અને આળસ્ય, ઘણું હતું. તેઓ બીજાનું ધન હરણ કરીને પોતાનું પેટ ભરતા હતા, અને સ્વાર્થ સારૂ પોતાના દેશને અને પોતાને પણ વેચવા તૈયાર થતા. તોપણ કદી કદી રોમ દેશમાં ધર્મ અને શાંતિ સુખનો સંચાર થતો હતો હેનું કારણ એટલુંજ હતુ કે તે વેળાએ ધર્મશીલ બુદ્ધિમાન્ માણસો રોમ-રાજ્યના નાવના સુકાની હતા.

વચમાં વચમાં કોઈ કોઇ મહાન્ પુરુષો સ્વદેશ હિતૈષિતા, ન્યાયપરતામાં અસામાન્ય બુદ્ધિ-શક્તિ દેખાડીને સ્વદેશને ઉજ્જ્વલ કરી ગયા હતા. પરંતુ રોમના લોકો ઘણું કરીને ધર્મપ્રવૃત્તિના અમૃતમય ઉપદેશની અવજ્ઞા કરીને નિકૃષ્ટ પ્રવૃત્તિને તાબે થઈને ચાલતા હતા ત્હેમાં તો કંઇ સંદેહ નથી.

તેઓ ધર્માનુગત સદાચાર અને ન્યાયાનુગત પરિશ્રમનો પરિત્યાગ કરીને કેવળ પર-દ્રવ્યાપહરણના ઉપર આધાર રાખતા હતા, તેથી ધીરે ધીરે દુર્બલ, નિર્વીર્ય, નિસત્સાહ, અવશ-ચિત્ત, અને ઐક્ય રહિત થતા ગયા અને તેઓના નિષ્ઠુર વ્યવહાર અને અસહ્ય જુલમથી પીડિત થઇને ચારે બાજુની સર્વ જાતિયોએ તેમના વિરુદ્ધ શત્રુભાવ ધારણ કર્યો. છેલ્લીવારે, જ્યહાંરે તેઓનો પાપનો ઘડો પૂર્ણ થયો, ત્યહારે ત્યહાંના જંગલી માણસોએ સંહાર-મૂર્તિ ધારણ કરીને તેઓની ઉપર ચઢાઈ કરી, તેઓની બાદશાહીનો નાશ કર્યો અને તેઓની અસાધારણ કીર્ત્તિને નાશ પમાડી.

૨ આપણા દેશાધિપતિ ઇંગ્લંડીય મનુષ્યો પણ એ વિષયના દૃષ્ટાંત સ્થળ છે. તેઓ ઘણી લાંબી મુદતથી કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિયોના વશીભૂત થઇને કામ કરતા આવેછે. દુર્જ્જય અર્જ્જનસ્પૃહા, અતિપ્રબળ આત્માદર,

અને ભયંકર જિઘાંસા વૃત્તિ તેઓના સર્વ કામમાં પ્રવર્તક છે. તેઓ ઉપલી સઘળી અનર્થ કરનારી પ્રવૃત્તિના અનુવર્તી થઇને ત્હેના અનુયાયી વિધાન અને વ્યવહાર કરતા આવેછે, ત્હેના અનુસારે તેઓ પારકા દેશનો અધિકાર કરેછે, વ્હેપારની સ્વતંત્રતામાં વ્યાઘાત નાંખેછે, શિલ્પ અને ધંધા સંબંધી નુકશાનકાર નિયમ સ્થાપન કરેછે, અને બીજી ઘણીક ધર્મ વિરુદ્ધ રીતિનીતિ ચલાવે છે. જો જગદીશ્વરે આ વિશ્વરાજ્યમાં નિકૃષ્ટ પ્રવૃત્તિનું પ્રાધાન્ય રાખીને મ્હાસ્યની વસ્તુઓને ત્હેને અનુસરતી કરી હોત તો આટલા દિવસમાં ઇંગ્લંડ દેશ સ્વર્ગોપમ સુખનું ધામ થાત. પરંતુ પછવાડેથી જોવામાં આવશે કે તેઓના કર્મ-વૃક્ષઉપર વિપરીત ફલ ફલેલાં છે અને ઉત્તરોત્તર ત્હેનાથી પણ વધારે ખરાબ ફલ ફલવાનો સંભવછે.

પ્રથમતઃ અમેરિકાના રહેવાશીની સાથે ઇંગ્લંડના રહેવાસિયોનો દુર્વ્યવહાર આ વિશેનું એક મ્હોટું ઉદાહરણ છે. હજારો બ્રિટનીય લોક ધર્મ-વિષયક અત્યાચારથી ઉત્તેજિત થઈને સ્વદેશનો ત્યાગ કરીને અમેરિકાના ઉત્તરખંડમાં જઇને વસ્યા. સો વર્ષ થયાં નહિં એટલામાં તો તેઓની સંખ્યા અને સામર્થ્યની હેવી વૃદ્ધિ થઈ કે, તે વેળાએ તેઓનો દેશ એક રાજ્યરૂપથી ગ-

ણાઈ સકાય, અને જો ઈંગ્લંડીય રાજા અને રાજપુરુષો તેઓની સાથે સદ્‌ભાવની રક્ષા કરીને ચાલત, તો તેથી ઘણો લાભ થાત, વસ્તુતઃ તે વેળાએ અમેરિકા અંગ્રેજોના અનાજનો ભંડાર જેવો થયો હતો, એટલા માટે તેઓની યત્નથી રક્ષા કરવી ઘણી જરૂર હતી. પરંતુ તેઓએ થોડી મુદતમાં સંપ્રીતિનો પુલ ભાગીને વિવાદનો પ્રવાહ પ્રબલ કર્યો, તેઓએ અમેરિકાના રહેવાસિયોની સાથે નાના પ્રકારના કુવ્યવહાર કરવાની શરૂઆત કરી તેથી બન્ને પક્ષમાં તુમુલ યુદ્ધ થયું.

તે ઘોરતર સંગ્રામમાં કયા દેશના લોકોએ પરમેશ્વરના ક્રિયા નિયમનું ઉલ્લંઘન અથવા પાલન કરીને કહેવું ફલ ભોગવ્યું છે, ત્હેનો હમણા વિચાર કરવો જોઈયે. અંગ્રેજોએ ઉપચિકીર્ષા અને ન્યાયપરતા વૃત્તિનો ઉપદેશ તુચ્છકારીને અર્જનસ્પૃહા અને આત્માદર વૃત્તિને સંપાદન કરવાની પ્રતિજ્ઞા કરી હતી. તેઓ પરમેશ્વરના સ્થાપેલા ધર્મ વિષયના નિયમનું ઉલ્લંઘન કરીને રાજ્ય અને ઐશ્વર્ય મેળવવાને માટે અને અમેરિકાના રહેવાસિયો પોતાની પ્રધાન પ્રવૃત્તિના ઉપદેશાનુસારે પોતાની સ્વાધીનતા સ્થાપવાને માટે યુદ્ધમાં પ્રવૃત થયા. આ પ્રસંગે અંગ્રેજોનો જય કે પરાજય બન્નેમાં હાનિનો સંભવ હતો, ઉલટો જય મેળ-

વ્યાથી વધારે નુકશાન થાત. બ્રિટન-વાસિયો અમેરિ-
કાવાસિયોને પરાજય ખમાડી સકત તો તેઓને પગલે
પગલે અપમાન કરત ત્હેમાં સંદેહ નથી. હેવું થયા-
થી, અમેરિકાના રહેવાસિયોની નિકૃષ્ટ પ્રવૃત્તિયો ઉત્ત-
જિત થઇને અંગ્રેજોને નુકશાની પ્હોચાડવામાં વારંવા-
ર પ્રવૃત્ત થાત. હાવા દુઃશલનીય રાજ્યશાસન અને પ્ર-
જા-દ્રોહ રોકવાને માટે ઘણું લશ્કર અને લઢાઇના વા-
હાણ રાખવાં પડત, અને તેથી અમેરિકા રાજ્યની
ઉપજ કરતાં પણ વધારે પૈસા ખર્ચ થાત. (તેનો તા-
જો દાખલો બરમા છે.) ત્હેનાથી વધારે એટલું થાત
કે હાવા આચરણથી અંગ્રેજોની નિકૃષ્ટ પ્રવૃત્તિયો ધી-
રે ધીરે પ્રબલ થાત અને તેથી સ્વદેશમાં યુક્તિથી
બ્હાસ્ય રાજનીતિ ચલાવીને પોતાને પણ ઘણો ક્લેશ
થાત. (ત્હેનું દૃષ્ટાંત હાલનો બરમાનો મામલો છે તેથી
હિંદુસ્થાન ઉપર ઇનયકમટાક્ષ નાંખ્યો છે. તે કહેવો અ-
ન્યાય છે.) પરંતુ તેઓ પરાજિત થયા એજ સારૂં
થયું. અમેરિકાના રહેવાસિયો બુદ્ધિ, વિદ્યા, ધન અને
ધર્મ વિષયમાં ઉન્નતિ મેળવીને મિત્ર સ્વરૂપ અંગ્રેજોને
ઘણો ઉપકાર કરે છે. અંગ્રેજો તેઓને કબજામાં રાખી
જેટલો પૈસા લઈ સકત, તેથી દસ ગણું વધારે ધન
હાલ અમેરિકાના વ્હેપારથી તેઓએ મેળવ્યું છે. પ-

રન્તુ અંગ્રેજો ધર્મ વિષયના નિયમનું ઉલ્લંઘન કરીને અમેરિકાની સાથે લઢાઈ કરવામાં પ્રવૃત થયા, તો તેઓને જરુર તેનો યોગ્ય બદલો મળ્યો છે ત્હેમાં સંદેહ જણાતો નથી. એ લઢાઈમાં ઘણા માણસો માર્યા ગયાં અને ઢગલે ઢગલા પૈસા ખર્ચાયા. તેથી તેઓને ઘણું નુકશાન પ્હોચ્યું છે. ત્યહારથી ઈંગ્લંડનો ઈતિહાસ અંગ્રેજોનો અધર્મ અને જુલમના વર્ણનમાં મલિન અને કલંકિત થયો છે, ઇગ્લંડનું રાજ્ય જે કરજના જાલમાં બંધાઈ રહેલું છે, ત્હેનું એક કારણ માત્ર અંગ્રેજોની ન્યાય-વિરુદ્ધ યુદ્ધની પ્રવૃત્તિજ છે. ઈંગ્લંડ ઈ. સ. ૧૬૮૮ થી તે ૧૮૧૫ સુધીનાં ૧૨૭ વર્ષમાં ૬૫ વર્ષ અતિ પ્રબલ યુદ્ધાનલમાં દગ્ધ થયું, અને ત્હેમાં ૨૦૨૩૦૦૦૦૦૦૦ વીસ અબજ અને તેવીસ કરોડ રૂપિયા ધીરે ધીરે ખર્ચવામાં આવ્યા. ત્હેમાંથી ત્યહાંની પ્રજાને કર સ્વરૂપ ૧૧૮૯૦૦૦૦૦૦૦ અગીયાર અબજ અને નવ્યાશી કરોડ રૂપિયા આપવા પડ્યા હતાં, અને રાજપુરુષોએ ૮૩૩૦૦૦૦૦૦૦ આઠ અબજ અને ચોતરીસ કરોડ રૂપિયાનું કરજ કર્યું હતું. હજી સુધી અંગ્રેજોને આ દુર્વહ કરજનો બોઝો ખમવો પડે છે, અને ત્હેને માટે દર વર્ષ ઘણું કરીને ત્રીશ કરોડ રૂપિયા કર સ્વરૂપ આપવા પડે છે, તેઓના પૂ-

વંજો જે મહા અનર્થંકર વિષમ પાતકનું અનુષ્ઠાન કરી ગયા છે, ત્હેનાં સંતાન સંનતિયોને હજી સુધી ત્હેની યોગ્ય સજા ભોગવવી પડે છે. તેઓને લઢાઈ કરવામાં જેટલો પૈસો નાશ પામ્યો છે ત્હેનો વીશમો ભાગ જો ધર્મપ્રવૃત્તિના ઉપદેશાનુસારે શિક્ષણ આપવામાં, રસ્તા બનાવવામાં, નેહેર ખોદવામાં, દાનશાળા સ્થાપવામાં ખર્ચ કર્યો હોત તો આટલા દિવસમાં બ્રિટન-ભૂમિઅનુપમ સુખનું સ્થલ થઇને રમણીયરૂપ ધારણ કરત.

પોતાના માણસોનો ક્ષય, અર્થ વ્યય, ઋણુબંધન, ધર્મવિમુખતા, સુખ અને સુધારામાં પ્રતિબંધ, સ્વજાતીય પ્રજાની દરિદ્રતાની વૃદ્ધિ ઈત્યાદિ વિવિધ જાત્યનાં વિષમય ફલ અંગ્રેજ જાતિના અધર્મ-રૂપ વિષ ઝાડમાંથી ઉત્પન્ન થયાં છે.

અંગ્રેજોએ જે નિકૃષ્ટ પ્રવૃત્તિયોને તાબે થઈને અમેરિકાના રહેવાસિયોના ઉપર જુલમ ગુજાર્યો હતો, તેજ પ્રવૃત્તિને તાબે થઇને ભારતવર્ષને કબજામાં લીધો છે, એકાંતમાં બેશીને આ વિષય ઉપર વિચાર કર્યાથી, વિસ્મય-સાગરમાં નિમગ્ન થવાય છે. આપણા ભારતવર્ષમાં જેઓનો કંઇ પણ અધિકાર નથી. અને અહિંના લોકોની સાથે જેઓનો કંઇ સ્વાભાવિક સંબંધ બંધાયલો નથી, તેઓ પ્હેલાં અતિ નમ્રભાવથી

અહિં આવ્યા અને ધીરે ધીરે એક સીમાથી બીજી સીમા સુધી આખું હિંદુસ્થાન છલ કપટથી હાથ કરી લઇને પોતાની ઇચ્છા પ્રમાણે એકાધિપત્ય કરે છે. પ્રથમ થોડાક અંગ્રેજ વ્હેપારી અતિ મૃદુભાવે આવીને સમુદ્ર કિનારા ઉપર રહ્યા અને તેમણે હેવા મહારાજ્યનો આરંભ કર્યો, કે તેમણે ધીરે ધીરે હિંદુસ્થાનમાં આખાં રાજ્યનાં રાજ્ય કબજે કરી લીધાં, મ્હોટા મ્હોટા રાજભંડારને લુપ્ત કરી નાંખ્યા, અને અહિંના સર્વ લોકની સ્વાધીનતાનો સ્રોત રોકયો.

પરમેશ્વરના નિયમનું ઉલ્લંઘન કર્યાથી ત્હેનું ફલ નિશ્ચય ભોગવવું પડશે ત્હેમાં કંઈ પણ સંદેહ નથી, તેથીજ અંગ્રેજોએ જે નિકૃષ્ટ પ્રવૃત્તિયોને તાબે થઈને હિંદુસ્થાનનો અધિકાર કર્યો છે, તેજ નિકૃષ્ટ પ્રવૃત્તિને આધીન થઇને સ્વદેશને પણ ઘણીક રીતે નુકશાન કર્યું છે. ઇંગ્લંડના રાજ-નિયમ અને રાજ પુરુષોના વ્યવહાર અધર્મ-દોષથી દૂષિત થઇને લોકોને ઘણી પીડા આપે છે, પરંતુ હેનો પણ વિચાર કરવો જોઇયે કે પરાધીન માણસોમાં અધર્મ ન હોય તો, સ્વાધીનતાનો નાશ થતો નથી પોતાની શારીરિક ક્ષીણતા અને બુદ્ધિ તથા ધર્મ પ્રવૃત્તિની હીનતાજ તેઓની હાવી દુર્ઘટનાનું મૂળ કારણ છે, હાના ઉપરથી જ-

ણાય છે કે એક જાતિના ઉપર બીજી જાતિનો જુલમ કરવાની શક્તિ આ અભિપ્રાયથી આપેલી હોવી જોઈયે કે અત્યાચારિત જાતિ ઘણી અસહિષ્ણુ થઈને પોતાના પરિત્રાણને માટે વધારે બલ અને વીર્ય પ્રકાશ કરવામાં યત્નવાન્ થાય. પરંતુ કેમ જાણ્યું કે હિંદુસ્થાનના લોકો પરમેશ્વરના અખંડ્ય નિયમથી ઘણું વિરુદ્ધાચરણ કરવાને લીધે આ પૃથ્વીના અધિકારી થવા અથવા ત્હેમાં રહેવાને અયોગ્યજ નહિં હોય ? મનુષ્યની શારીરિક શક્તિ અને ઉત્સાહ એથી પ્રજાને પ્રભુત્વ મળે હેવો ઈશ્વરી નિયમ જણાય છે. પરંતુ મનુષ્ય ધર્મશીલ જીવ છે; ધર્મને આયત્ત થઇને પોતાની શક્તિ ન લગાડ્યાથી નિશ્ચય ક્લેશ ભોગવવું પડે છે. અધાર્મિક માણસો રાજ્ય અધિકાર કરી સકે છે, પરંતુ પરમેશ્વરનો નિયમ હેવો છે કે, તેઓ સુખ સ્વચ્છંદતા મેળવી સકતા નથી.

ડાકટર કુમ્બે અનુમાન કરીને લખ્યું છે કે "હું આશા રાખુંછું કે સો વર્ષ ગયા પછી પરમેશ્વરના ધર્મ વિષયના નિયમોનું જ્ઞાન મેળવીને અંગ્રેજો. વધારે ઉન્નત થશે અને તે નિયમો ઉપર તેમને હેવો વિશ્વાસ થશે કે, ભારત રાજ્યાધિકાર હિંદુ અને અંગ્રેજ બંને જાતિને અનિષ્ટજનક છે હેમ જાણીને રા-

જ પુરુષો પરિત્યાગ કરશે, અથવા ધર્મનુગત થઇને કેવળ હિંદુઓના ઉપકારના ઉદ્દેશથીજ હિંદુસ્થાનનું રાજ્ય ચલાવશે કોઈ હેમ કહેશે કે હમણાં ત્હેમજ કરવામાં આવે છે, અર્થાત્ હિંદુસ્થાન અંગ્રેજના અધિકારમાં જેવું સુખ સૌભાગ્યનું નિકેતન થયું છે. ત્હેવું પોતાના રાજાઓના અધિકારની વેળાએ કદી થયું નહોતું. પરંતુ એ કેવળ અંગ્રેજોની વાતના પ્રમાણ ઉપરથી મનાય નહિં; પરાધીન મનુષ્યોના વાક્યથી એ કદી સપ્રમાણ થયેલું સંભળાતું નથી. વિશેષતઃ એ લોક જાણે છે કે આપણે હિંદુઓને પરાધીન જાતિ જાણીને સજ્ય ચલાવિયે, અને ત્હેને અનુસરીને તેઓને મ્હોટી મ્હોટી આબરૂવાળી નોકરીમાંથી વંચિત રાખિયે છિયે. યથાર્થ ધર્માનુસારે હિંદુસ્થાનનું રાજ્ય ચલાવવું હોય તો ત્હાંના મનુષ્યોને પરમેશ્વરના પ્રાકૃતિક નિયમના વિષયમાં સંપૂર્ણ રીતે શિક્ષણ આપવું જોઇયે; અને તે નિયમ શ્રદ્ધાથી પાળી જે રીતે વિનીત થાય તે રીતે જેઓને વિનીત કરવા જોઇયે; રાજયના ન્યાય ખાંતામાં તેઓને નિયુક્ત કરવા જોઈયે; તેઓને અને અંગ્રેજોને એક સરખા પદ અને એક સરખી ક્ષમતા આપવી જોઇયે, અને તેઓ જેનાથી બુદ્ધિમાન, સ્વાધીન અને ધર્મશીલ થાય ત્હેવા

ઉપાય કરવા જોઇયે. જો કોઈ વેળાએ આપણે તેઓને હાવી રીતે સૌભાગ્યશાળી કરીશું, અને તેઓના ઉપર ન્યાયાનુગત સદય વ્યવહાર કરીને તૃપ્ત રહીશું તો તેઓ આપણા ઉપર પ્રીતિ અને સમાદર દેખાડશે, અને તે વેળાએ ત્હાં આપણને લશ્કર રાખવાની જરુર પડશે નહિં, અને આપણે વ્હેપારથી લાભ મેળવી સકીશું. જ્યહાં સુધી બ્રિટનીય રાજપુરુષો પરમેશ્વરના સ્થાપેલા ધર્મ વિષયના નિયમનો અવિશ્વાસ કરીને હિંદુસ્થાનની હમણાંની રાજ્યનીતિની રક્ષા કરશે, ત્હાં સુધી સ્વદેશના રાજ્ય-નિયમ કદી નિર્દોષ થશે નહિં. જ્યહાં સુધી ઉપર લખેલા નિયમો અધર્મના દોષમાં દૂષિત રહેશે, ત્હાં સુધી બ્રિટન-ભૂમિનો ચાલતો ધર્મ કેવળ નિરર્થક થશે. તેથી પ્રજાને ધર્મ બંધનમાં રાખવાની કોશીશ નિષ્ફલ જશે. ઇગ્લંડની ધનસંપત્તિ કેવળ પોતાની જાળ જેવી થશે અને તેઓના સામર્થ્યરૂપ દારુગર્ભમાં હેવા તો ભયંકર કીડા ગુપ્ત રહેશે કે તે સર્વ બલનો નાશ કરશે અને આખરે બ્રિટનીય રાજ્ય અધર્મ પાલિત વિનષ્ટ રાજ્ય સમુદાયમાં ગણાસે."

મહાત્મા કુમ્બ સાહેબની આ છેલ્લી કહેલી ભવિષ્ય વાણી સંપન્ન ન થાય, ત્હેને માટે યત્ન કરવો અંગ્રેજોના પક્ષે સર્વ પ્રકારે કર્ત્તવ્ય છે. ધર્મ પ્ર-

વૃત્તિનું પ્રાધાન્ય માનીને રાજ્ય-શાસનમાં પરમ-મંગળાકર પરમેશ્વરના શુભકર નિયમ પાળવાના શિવાય બીજો કોઈ ઉપાય જણાતો નથી.



## પ્રકરણ ૭ મું.

---

### પ્રાકૃતિક નિયમને અનુસરી શિક્ષા કરવાની રીતિ.

પ્રાકૃતિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી કહેવું અનિષ્ટ થાય છે, ત્હેનું વર્ણન પાછળ કરી ગયા છિયે. હવે પરમેશ્વર કહેવી રીત્યના નિયમ તોડ્યાથી કહેવી રીતે દંડ આપેછે, ત્હેનો વિચાર કરિયે.

દંડ શબ્દ કહેતાં મનુષ્ય જે દંડ આપે છે તે મનમાં આવે છે, પરંતુ મનુષ્ય-કૃત દંડમાં અને પરમેશ્વરના સ્થાપેલા પ્રાકૃતિક નિયમાનુયાયી દંડમાં ઘણો ફરક છે. આજકાલ જેવી રીત્યનો દંડ આપવામાં આવે છે, ત્હેની સાથે દંડિત માણસના કુકર્મનો કાંઇ સ્વાભાવિક સંબંધ જોવામાં આવતો નથી. જે રાજા જેવો દંડ આપવાની ઇચ્છા કરે છે તે આપી સકે છે. આ કારણથી પ્રાચીનકાલથી વિભિન્ન દેશમાં વિભિન્ન પ્રકારના રાજ-દંડ અપાતા આવેલા છે. પરંતુ પ્રાકૃતિક-નિયમાનુયાયી દંડ તેવી રીત્યનો હોતો નથી. ભૌતિક, શારીરિક, તથા માનસિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી સ્વભાવ સિદ્ધ નુકશાન થાય છે તેજ પ્રા-

કૃતિક દંડ છે. સૃષ્ટિ કર્ત્તાએ જગત્ બનાવતી વેળાએ તે નિરુપિત કરી રાખ્યું છે; ત્હેમાં કંઈ પણ ફરક થવાનો સંભવ નથી.

નિયમ હોય તો એક જણ નિયંતા અને ત્હેની કેટલીક પ્રજા હોઇ સકે છે. નિયંતાના સ્થાપેલા નિયમ પાળવા એ ફરજ છે. નિયંતાનો સ્વભાવ બે જાત્યનો હોઇ સકે છે, કદાચ તે નિકૃષ્ટ પ્રવૃત્તિને તાબે થઈને પ્રજાના ઉપર જુલમ કરે, નહિં તો ધર્મપ્રવૃત્તિથી પ્રયોજિત થઇને પોતાના રાજ્યનું પાલન કરે. જે નિકૃષ્ટ પ્રવૃત્તિના વશીભૂત થઈને ચાલે છે, ત્હેનો કેવળ સ્વાર્થ સાધવો એજ મુખ્ય ઉદ્દેશ હોય છે. તે પ્રજાનાં કલ્યાણમાં મન લગાડતો નથી, તેથી તેમના મંગલને માટે કોઇ નિયમનો પ્રચાર કરતો નથી. અફીણ વગેરે માદક દ્રવ્ય ઉપરના અખ્ત્યારથી અંગ્રેજી રાજ્યને ઘણો લાભ મળે છે ત્હેમાં સંદેહ નથી, પરંતુ ત્હેનાથી પ્રજાનું નુકશાન થાય છે. ત્હેનાથી મુદલે પ્રજાનું ભલું થતું નથી. તેઓની નિકૃષ્ટ પ્રવૃત્તિ પ્રબલ ન થઈ હોત તો હાવો ન્યાય વિરુદ્ધ કાયદો સ્થાપવામાં અને આજ સુધી તે ચાલતો રાખવામાં કોઇ રીતે તેઓ પ્રવૃત્ત થાત નહિં. સ્વિટ્ઝર્લંડ. દેશમાંહેના ઉરિ પ્રદેશના એક રાજાએ એક સ્તંભની ઉપર પોતાની ટો-

પી મૂકીને પ્રજાને કહ્યું, "ત્હમે જેવી રીતે મ્હને માન આપો છો, તેવી રીતે ટોપીને આપજો." હાવો અન્યાયવાળો હુકમ ત્હેના દુર્જય આત્માદરનો પરિણામ છે; ધર્મપ્રવૃત્તિને અનુમત નથી. પ્રજાની અધીનતા અને દાસપણું જોઇને આત્મગૌરવ બતાવવું એ એક ત્હેનો ઉદ્દેશ હતો. હેથી પ્રજાને કંઈ પણ લાભ થનાર નહોતો ઉલટું તેમનું હલકાપણું અને અપમાન થવાનું હતું. જેઓ ધર્મપ્રવૃત્તિને અનુસરીને ચાલે છે અને પ્રજાનું ભલું કરવાની ઇચ્છા રાખે છે, તેઓ ત્હેને અનુસરીને શુભદાયક નિયમો સ્થાપીને તેઓના સુખ સ્વચ્છંદતા વધારવામાં યત્નવાન્ થાય છે, અને તેઓનું ભલું કરી સકયાથી પરમ સંતુષ્ટ થઇને પોતાના જન્મનું સાર્થક્ય કરે છે. જો કોઈ રાજા હેવો નિયમ કરે કે, મ્હારા રાજ્યમાં કોઇએ પણ ચોરી કરવી નહિં, જો કોઈ કરશે તો જ્યહાં સુધી ત્હેની કુપ્રવૃત્તિ દૂર નહિં થાય અને ચરિત્ર નહિં સુધરે ત્યહાં સુધી ત્હેને કેદખાનામાં રહીને ઉત્તમ શિક્ષકની પાસેથી ધર્મોપદેશ લેવો પડશે. હાવો જે રાજાનો નિયમ છે તે રાજાની ન્યાયપરતા અને ઉપચિકીર્ષાદિ ધર્મપ્રવૃત્તિ ઘણી પ્રબલ અને નિકૃષ્ટ પ્રવૃત્તિયો ત્હેને વશીભૂત હોવી જોઇયે. રાજાનો સ્વાર્થ લાભ આ નિયમ સ્થાપવાનો

ઉદ્દેશ નથી, કેવળ પ્રજાની સુખની વૃદ્ધિ અને અન્યાયચરણનું નિવારણ કરવાનીજ ફક્ત ઇચ્છા છે. યદ્યાપિ દોષ કરનાર માણુસને કેદખાનામાં પૂરી રાખવા એ ક્લેશ આપવા જેવું છે ખરૂં, પરંતુ ત્હેનાથી કંઇ પણ નિષ્ઠુરતા જાહેર થતી નથી; કારણ જો ત્હેને શિક્ષા થાય અને બીજા લોકો ત્હેના દૃષ્ટાંતના અનુયાયી થઈને ચોરીનો ધંધો કરે તો ધીરે ધીરે સર્વસ્વ લૂંટાઈ જઈને મનુષ્યકુલ નિર્મૂલ થઈ જાય,

જગદીશ્વરે છેલ્લા કહેલા તાત્પર્યાનુસારે નિયમો સ્થાપ્યા છે, કારણ કે, સૃષ્ટિમાં હેવું કોઈ કામ અથવા કોઇ કૌશલ નજરે પડતું નથી કે તે સૃષ્ટિ કર્ત્તાની કોઈ નિકૃષ્ટ પ્રવૃત્તિ પૂર્ણ કરવાને સંકલ્પિત થયું હોય. ઉપર લખેલા સ્વાર્થ પરાયણ રાજાની પેઠે કેવળ આત્મપરિતોષ મેળવાને અને આત્મ પ્રભુત્વ જાહેર કરવાને માટે કોઈ પ્રસિદ્ધ જગ્યાપર પોતાની મૂર્ત્તિ સ્થાપીને લોકોને પોતાની સેવા કરવા ઈશ્વર કહે હેના કરતાં વધારે અસંભવિત કાંઈ જણાતું નથી. જેણે આપણુને પરમ-શુભકારિણી પરમ-હિતૈષિણી ધર્મ પ્રવૃત્તિ આપી છે, તે આપણી સાથે હાવો વ્યવહાર કરે કોઈ રીતે સંભવતું નથી. ખરેખર પરમેશ્વરના પ્રાકૃતિક નિયમ જેટલા માલુમ પડ્યા છે તેટલા ઉપરથી પણ

સ્પષ્ટ જણાય છે કે, ત્હેના સઘળા નિયમ જીવોને સુખ આપવાને માટે સ્થાપેલા છે. લોકો ત્હેના નિયમનું ઉલ્લંઘન કર્યાથી ત્હેનું દુઃખરૂપ ફલ પ્રાપ્ત કરે છે; એ પણ પરમેશ્વરે 'તેઓને સદુપદેશ આપવાને અને સુમાર્ગ દેખાડવાને કર્યું છે. એ વાત ખરી છે કે હજી સુધી ઘણીક જાત્યના ઉત્પાતના બનાવોનું યથાર્થ તાત્પર્ય સુંદરરૂપે જણાયું નથી, પરંતુ સૃષ્ટિ-ક્રિયા વિશે જ્ઞાન જેમ જેમ વધે છે, તેમ તેમ સૃષ્ટિ કર્ત્તાના મંગલાભિપ્રાય વિશેનો સંશય દૂર થાય છે. પ્હેલાં જે અનિષ્ટકર સમઝતા હતા, તે હાલ ઇષ્ટકર મનાય છે, અને હાલ જે અશુભદાયક સમઝાય છે ને ભવિષ્યમાં શુભ-દાયક મનાશે એ નિશ્ચય છે. જો નિયમનું થોડે અંશે ઉલ્લંઘન કર્યાથી ક્લેશ ન થાત તો લોકો એક વાર કોઇ નિયમ તોડવાનો આરંભ કર્યાથી હમેશાં તે નિયમથી વિરુદ્ધાચરણ કરીને ઘણો દંડ ભોગવત અને પોતાના સ્વભાવને એકીવારે મલિન કરી નાંખત, અથવા ટૂંક મુદતમાં અસાધ્ય રોગમાં પડીને અકાલે મરી જાત; પરંતુ જગદીશ્વરે જગતની જે શૃંખલામાં નિયમોલ્લંઘનની સાથે ક્લેશાનુભવ કરીને ઘણાક પાપી માણસોને કુપથ ભ્રમણમાંથી રોક્યા છે, અને કોઇ કોઈ માણસને પાપના માર્ગના મધ્યસ્થાનમાંથી ફેરવીને

ધર્મમાર્ગમાં લગાડ્યા છે.

સર્વના જાણવામાં છે કે, જંતુ હો, કે વનસ્પતિ હો, પણ ત્હેનું શરીર માત્રજ અગ્નિ લાગ્યાથી દગ્ધ થાય છે. આ ભૌતિક નિયમાનુસારે લાકડાં, તેલ, ચામડાં વગેરે વસ્તુ અગ્નિથી બળે છે. હવે, દાહ્યમાન વસ્તુનો આ ગુણ મનુષ્યને ઉપકારી છે કે નહિં ત્હેનો વિચાર કરવો આવશ્યક છે. અગ્નિથી અન્ન રંધાય છે, રાત્રે પ્રકાશ મળે છે, શીત નિવારણ થાય છે, અને બીજા ઘણીક જાત્યના લાભ મળે છે એ પ્રસિદ્ધ છે. માટે, શારીરિક વસ્તુ અગ્નિ ઉપર લગાડ્યાથી જે નિયમાનુસાર બળે છે, તે ઘણું કલ્યાણદાયક છે, ત્હેમાં સંદેહ નથી. ઝાડના શરીર અને પશુના શરીરની પેઠે મનુષ્યનું શરીર પણ ઉપલ્યા નિયમને આધીન છે. અગ્નિકુંડમાં પડ્યાથી, તે પણ બળીને ભસ્મ થાય છે, અને ત્હેના કરતાં ઓછો અગ્નિ હોય તો શિથિલ અને વિકલ થાય છે. પરમેશ્વરે મનુષ્યોને અગ્નિની વિપત્તિમાંથી બચાવવાને માટે શો ઉપાય કર્યો છે, ત્હેનો વિચાર કરવો ઉચિત છે. ત્હેણે આપણને ન્યૂનાધિક ગરમીનો અનુભવ કરવાની જે આશ્ચર્યજનક શક્તિ આપીછે, હાના ઉપરથી ઉપર કહેલો વિષય સમઝાય છે. જેટલી ગરમી શરીરને પક્ષે ઉપકા-

રી છે, તે સુખદાયક જણાય છે; હ્હેના કરતા પ્રખર થયાથી થોડો અપકાર કરે છે, અને કાંઈક દુઃખ પણ કરે છે; જ્યહારે હ્હેના કરતાં પણ ગરમી પ્રબલ હોય તો શરીરને વિકલ કરવાનો આરંભ કરે છે, અને ઘણો ક્લેશકર થાય છે; જ્યહારે ગરમી હેવી પ્રબલ થઇ પડે કે, હ્હેનાથી શરીર વિશૃંખલ તથા વિનષ્ટ થવાનો આરંભ થાય ત્યહારે દુઃખની હદ રહેતી નથી. આ સર્વ વ્યાપાર હમણાં તો અપકારક જણાય છે ખરા પરંતુ હેનું તાત્પર્ય ઘણું સારૂં છે. જે નિયમાનુસારે લાકડાં, ચામડાં વગેરે બળે છે, તે નિયમ ઘણોજ કલ્યાણ-દાયક છે, આપણે તે નિયમાનુસારે કામ કરિયે તો ઘણા લાભ મેળવી સકિયે. પરંતુ અગ્નિ વધારે હોવાથી તથા અનિયમિત રીતે વાપર્યાથી વિપત્તિ થવાની ભીતિ છે માટે કરુણામય પરમેશ્વરે તે દૂર કરવાને માટે સુંદર ઉપાય કરી મૂક્યો છે. હ્હેણે આપણને બુદ્ધિવૃત્તિ અને સાવચેત રહેવાની વૃત્તિ આપી છે એટલુંજ નહિં પણ આપણાં શરીરના સર્વ સ્થાનમાં તાપાનુભવ શક્તિ સ્વરૂપ પ્હેરેગીરો મૂક્યા છે. અગ્નિથી પેદા થતી પીડા આપણને થાય એટલે તે પ્હેરેગીરો બૂમ પાડીને આપણને સાવચેત કરે છે, અને જ્યહારે હેવી દુઃસ્થિતિ આવે કે તેથી થોડીવાર-

માંજ મરણુ નીપજે, ત્યારે ઊંચા અવાજે આપણને વિપદ્‌માંથી કોણ ઉદ્ધારવાને યત્નવાન થાય છે કે જેથી આપણી સર્વ શારીરિક અને માનસિક શક્તિ ઘણી ઉત્તેજિત થાય અને તે વિપત્તિને દૂર કરવાને આપણે યત્નશીલ થઇયે? હાવે પ્રસંગે પરમ-મંગલાકર પરમેશ્વરનો કહેવો અપાર મહિમા અને કહેવું આશ્ચર્યકારક કૌશલ પ્રકાશિત થાય છે. તે આપણને નિયમોલ્લંઘન-જનિત દોષના તારતમ્યાનુસારે ગરમીનો અનુભવ કરાવીને આપણને સાવચેત થવાનો ઉપદેશ કરે છે, તો તે ઉપદેશ પરમેશ્વરની સાક્ષાત્ આજ્ઞાસ્વરૂપ સમજીને ઘણા યત્નથી માનવો જોઈયે.

જો કોઈ હાવી તકરાર ઉઠાવે કે, જેમને આવેલી વિપત્તિ દૂર કરવાની શક્તિ છે, તેમને ઉપલો નિયમ સુખદાયક છે ખરો, પરંતુ વગર હીડતું ન્હાનું બાળક અથવા ઘણાજ વૃદ્ધ મનુષ્ય હોય ત્હેના ઉપર ઉપલ્યો નિયમ ચલાવવો એ યુક્તિ-સિદ્ધ નથી. શારીરિક શક્તિની ન્યૂનતાને લીધે પોતાના શરીરને નહિં સંભાળી સક્યાથી, કોઈ પાસેના અગ્નિકુંડમાં તેઓ પડે, તો તેમને અગ્નિની જ્વાળામાં બાળવા દેવું એ દયાવાનનું કામ નથી. પરંતુ હાવી તકરાર લેવી એ અદૂરદર્શિતાનું કામ છે. જો પરમેશ્વરે બાલક અને વૃ-

દ્ધને ઉપલી બળવાની શક્તિના નિયમને આધીન ન રાખ્યાં હો તો તેઓને પક્ષે અગ્નિ હો કે ન હો બંને સરખું થાત. ત્હેમ થાત તો અગ્નિથી પણ હજારો જાત્યના જે લાભ જોવામાં આવે છે ત્હેનાથી તેઓ દૂર હોત. વિશેષતઃ જેનું શરીર જેટલું દુર્બલ હોય, તેટલી ત્હેને નિયમિત ગરમી સેવન કરવી આવશ્યક છે. એટલા માટે અગ્નિ વગર બાલક અને વૃદ્ધ પ્રાણધારણ અને સુખ મેળવી સક્તાં નથી. કોઈ હેમ કહે કે અગ્નિથી જે સર્વ ઉપકાર થાય છે, ત્હેનાથી તેમને દૂર ન રહેવું પડે અને તેઓનું શરીર બલ્યા છતાં કલેશ જણાય નહિં હેવો નિયમ કર્યો હોત તો સારૂં. પરંતુ વિવેચના કર્યાથી જણાશે કે હેમાં પણ નુકશાન શિવાય બીજું થાત નહિં. પ્હેલું, જે નિયમાનુસારે થોડી ગરમીથી સુખ મળે, તે નિયમાનુસારે ઘણી ગરમીથી નુકશાન થાય. માટે તે નિયમ રહિત થયાથી, દહન દુઃખ દૂર થાત નહિં અને સુખની પણ હાનિ થાત. બીજું, જો શરીરને અગ્નિ સ્પર્શ થયાથી, કલેશાનુભવ ન થાત તો અગ્નિ-કુંડમાં પડ્યા છતાં કોઇ ત્હેમાંથી નીકળવાનો યત્ન કરત નહિં. કોઈ બાલક આગમાં પડ્યું હોય તો આગનું પ્રખર તેજ સહન કરવાને અસમર્થ હોવાથી ત્હેમાંથી નીકળવા

પોતાથી બનતી તજવીજ કરે છે, અને ત્હેના માટે મ્હોટે સાદે માબાપ, ભાઈ વગેરેને બોલાવે છે. અગ્નિ સ્પર્શથી દુઃખ ન થતું હોત તો તે બાલક પોતાની રક્ષાને માટે યત્નવાન ન થતાં ખુશીની સાથે અગ્નિ-શય્યામાં વિશ્રામ કરત, અને ત્હેનું સુકોમળ શરીર ધીરે ધીરે બળીને થોડીવારમાં રાખ થઇ જાત. ત્હેનાં માબાપો પાસેના ઓરડામાં હોવા છતાં આ દુઃખદાયક બનાવની ખબર જાણી સકત નહિં. અને અકસ્માત્ તે કુંડની તરફ આવત ત્યારે પ્રિયતમ પુત્ર અથવા સ્નેહાસ્પદ કન્યાને કૃષ્ણવર્ણે અંગાર જેવાં દેખત. જગતના નિયમ આપણા મન પ્રમાણે થયા હોત તો હાવા નુકશાન થવાનો સંભવ રહેત. પરંતુ કરુણામય પરમેશ્વરનું કહેવું આશ્ચર્ય જનક કૌશલ છે! ઉપર લખેલી વિપદ્ આવ્યાથી બાલક પોતાની મેળે રડે છે, અને તે સાંભળતાંજ, ત્હેનાં માબાપ અથવા ભાઇ ભાડું દોડી જઇને ઘણા યત્નથી ત્હેમાંથી બચાવે છે. એટલા માટે શરીરમાં અગ્નિ લાગ્યાથી ક્લેશનો અનુભવ થાય છે, તે યોજના પરમ કારુણિક પરમેશ્વરે આપણા ભલાને માટે કરી છે. પરંતુ તે ક્લેશ પણ ત્હેના નિયમનું ઉલ્લંઘન કરવાનું ફ્લ છે. જો આપણે શારીરિક અને માનસિક યત્નથી અગ્નિ સંબંધી સઘળા

નિયમ પાલી સકિયે તો તે ક્લેશ આપણને થાય નહિં.

પરમેશ્વરના નિયમનું ઉલ્લંઘન કર્યાથી ક્લેશ થાયછે એ ત્હેણે આપણા ભલાને માટે કર્યુંછે, તે શારીરિક નિયમને વિશે વિચાર કરીને જોયાથી સ્પષ્ટ જણાશે. કોઈ મ્હોટા શારીરિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી જો વેદના ન થતી હોત તો ત્હેનાથી કોઈ જાતને સખ્ત રોગ થયા છતાં આપણે તે જાણી સકત નહિં, તેથી ત્હેને દૂર કરવાનો યત્ન કરત નહિં, તેમ થયાથી તે રોગ આપણને અજાણ્યા રાખીને ધીરે ધીરે પ્રબલ થઈને આપણને મૃત્યુના મુખમાં નાંખત. એટલા માટે રોગોત્પત્તિ થયાથી પ્હેલાં ગ્લાનિ અને દુઃખ જણાયછે, તે આપણા સારાને માટે છે. તે દુઃખને જગદીશ્વરનો સાક્ષાત્ આદેશ જાણીને ત્હેને અનુસરીને થયેલા રોગની ચિકિત્સા કરવી અને ત્યહારપછી શારીરિક નિયમ પાળવામાં હમેશાં યત્નશીલ રહેવું એ સર્વે પ્રકાર અવશ્યનુંછે. હાથપગ ભાગી ગયાથી વેદના માલુમ પડેછે, ત્હેનાથી ત્રણ રીતે લાભ થાયછે, પ્હેલો, કિયું અંગ ભાંગ્યુંછે એ નિશ્ચિત થાયછે; બીજો, ત્હેની પ્રતિક્રિયા ન થાય તો દર્દ ઓછું થાય નહિં, ત્રીજું, ચિકિત્સારંભના પછી જો તે વેદનાવાળી જગ્યાપર લાગે તો દર્દ વધીને હેવો ઉપદેશ આપે કે, જે વસ્તુ

અથવા જે કાર્યથી આરોગ્ય લાભમાં હરકત નડે, ત્હેને છોડવું જોઇયે. એટલા માટે હેવી જગ્યાપર જે ક્લેશ જણાયછે તે વધારે ક્લેશ તથા અકાલ મૃત્યુ નિવારણને માટે થાયછે. ગમે તે પ્રકારે ઉત્પન્ન થાય પણ રોગની શાંતિ કરવી જોઈયે. હેવી પ્રતિજ્ઞાજ જાણે લઇને પરમેશ્વરે ત્હેના એકમાત્ર ઉપાયરૂપજ વેદના કરી હોય હેમ જણાયછે. વેદના જેટલી વધારે થાયછે તેટલી આપણને આતુરતા વધેછે અને આપણને સારા થવાની કોશિસ કરવાની સૂચના કરેછે. એટલા માટે, દુ:ખ કેવળ સુખનું કારણ છે; કોણ ત્હેની ઇચ્છા નહિં કરે? અને જે પરમ પુરુષે દુ:ખ આપ્યુંછે, ત્હેની સમીપ કોણ ભક્તિ સહિત કૃતજ્ઞતા દર્શાવવા તૈયાર ન થાય? રોગ જન્ય દુ:ખનું જે પ્રયોજન બતાવવામાં આવ્યું, ત્હેનું આશ્ચર્યકારક કૌશલ અને અસાધારણ કરુણા પગલે પગલે જણાયછે. વિશેષત: જ્યહારે જ્યહારે રોગ-શાન્તિનો કંઈપણ સંભવ ના રહે. ત્યહારે ત્યહારે મહૌષધ સ્વરૂપ મૃત્યુને મોકલીને ઈશ્વર સઘળાં દુ:ખનું નિવારણ કરેછે, એ ઉપરથી આપણા ઉપર ત્હેની અંતિમ કાળ સુધી કરુણા જણાયછે. એટલા માટે, નિયમનું ઉલ્લંઘન કર્યાથી જે ક્લેશ થાયછે, તે આપણા હિતને માટે થાયછે. શા-

રીરિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી જે અનિષ્ટ ઘટના થાયછે, ત્હેના નિવારણને માટે યત્ન કરિયે, અને ભવિષ્યમાં ત્હેવાં અપકર્મ ન કરિયે એ બે પરમ કલ્યાણકર પ્રયોજન સાધવાને માટે પરમ કારુણિક પરમેશ્વરે શારીરિક નિયમના ઉલ્લંઘનના પ્રતિફલમાં દુઃખ ઉત્પન્ન કર્યાછે. જ્યહારે એ દુઃખરૂપ મહૌષધથી પ્રતીકાર થવો અશક્ય હોય ત્યારે મૃત્યુને મોકલીને પરમેશ્વર સર્વ પીડાની શાંતિ કરેછે.

બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિના નિયમનું ઉલ્લંઘન કર્યાથી જે દુઃખ થાયછે ત્હેનું તાત્પર્ય પણ શું હાનુંજ છે કે નહિ, ત્હેનો વિચાર કરવો જોઈયે. હાનું નિરુપણ કરવું એ ઘણું મુશ્કેલીનું કામછે. પ્હેલાં ઇતર જંતુના કાર્યાકાર્યના ફલાફલનો વિચાર કરીને પછી મનુષ્ય વિશે વિચાર કર્યાથી, આ વિષય સહેલાઇથી સમઝી સકાશે.

મનુષ્યની પેઠે ઇતર જંતુ પણ ભૌતિક અને શારીરિક નિયમને આધીન છે. મનુષ્યની પેઠે ઇતર જંતુઓને કેટલીક નિકૃષ્ટ પ્રવૃત્તિ છે, અને હેવીજ રીતે થોડીક બુદ્ધિ પણ છે ત્હેને યોગે તેઓ પોતપોતાના કાર્યનું ફલાફલ જાણી સકેછે. તેઓ પણ પ્રબલ પ્રવૃત્તિયોને વશીભૂત થઇને એકમેકના ઉપર અન્યાયા-

ચરણ કરેછે અને ત્હેને રોકવાને માટે એકમેકને સજા પણ આપેછે. પરંતુ મનુષ્ય જેમ અન્યાયાચરણને પાપ જાણેછે તેમ જંતુઓ જાણતાં નથી. કુતરાંને "મ્હારૂં પોતાનું" હેવું જ્ઞાનછે, તે ઘણુંક પ્રમાણ ઉપરથી સિદ્ધ થયુંછે. જો કોઇ કુતરો એક ચામડું લઇને કોઈ જગ્યાપર રાખે અને જો બીજો એક કુતરો તે ચોરી લેવાનો યત્ન કરે તો તે જોઇને, પેલા ચામડાના અધિકારી કુતરાની પ્રતિવિધિત્સા અને જિઘાંસા વૃત્તિ ઉત્તેજિત થાયછે, અને તે બંને વૃત્તિને વશીભૂત થઈને ખુની કુતરાને કરડવા તથા મારવાને તે પ્રવૃત્ત થાય છે. પરંતુ હાતું પ્રતિફલ આપવું એ કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિનું કામછે. તેઓની હેવી કોઇ ધર્મપ્રવૃત્તિ હોતી નથી કે ત્હેનાથી તે ખરાબ કર્મને અધર્મ જાણી સકે. તેઓ નિકૃષ્ટ પ્રવૃત્તિને વશીભૂત થઇને હેને ચરિતાર્થ કરવાને દોડેછે. પરંતુ એથી સારૂં ફલ ઉત્પન્ન થાયછે. ખુની જંતુના આક્રમણથી જે આક્રાંત જંતુની જિઘાંસાદિ વૃત્તિ ઉત્તેજિત થઈને ખુની જંતુને રોકવામાં પ્રવૃત્ત થાયછે, એ વૃત્તિ પરમેશ્વરે ઈતર પ્રાણિયોને એકમેકના જુલમ રોકવાને માટે ઉત્પન્ન કરીછે. વાસ્તવિક, એથી જંતુઓને એકમેકથી શાસન મળેછે તે એક રીતનું ન્યાયાનુગત કામ સંપૂર્ણ થાયછે.

હેવા શાંતિ પ્રદાનને કલ્યાણદાયક સમઝીને વિશેષ કહેતા પ્હેલાં આ નિયમ ખુની જંતુઓને હિતકારીછે કે નહિં, ત્હેનો વિચાર કરવો જોઈયે ખરેખર, એ નિયમ તેઓને પરમ મંગળદાયક છે. જો સઘળાં કુતરાં પોતપોતાના ખોરાકની શોધ નહિં કરે અને કેવળ ચોરી કરવામાં પ્રવૃત્ત થાય, તો કુતરાંનું કુળ થોડી મુદતમાં નાશ પામે. એટલા માટે ખુનીનો હાવો બદલો મળેછે તેથી તે જાત્યના સઘળા જંતુનું કલ્યાણ થાયછે; તેઓને સજા મળવી એ ન્યાયને અનુસરતું અને શુભ અભિપ્રાયથી કલ્પેલું છે, હેમાં કંઇ સંદેહ જણાતો નથી.

જગદીશ્વરે બીજાં જંતુની પેઠે નિકૃષ્ટ પ્રજાનાં અન્યાયાચરણના નિવારણને માટે જૂદી જૂદી જાત્યનું કોશળ કર્યુંછે, તે પણ જાણવું જોઇયે. પ્હેલું, ખરેખર ખુન કરનારા શિવાય કોઇને પણ ત્હેને સજા આપવાની ઈચ્છા થતી નથી, કારણ ચોરી વગેરે કરતાં દેખાયા વિના કોઈને તેઓના ઉપર ક્રોધ થતો નથી. બીજું, જુલમી ખુની જંતુ જો ઘણું અનિષ્ટકારક કામ નહિં કરે તો અન્યાચરિત જંતુ ત્હેને કુક્રિયાની રોકતે નહિં અને ત્હેને કાંઈ પણ કહેત નહિં. પોતાના ખોરાકની રક્ષા કરી સક્યાથી તે તૃપ્ત થાય

છે, ત્હેને છોડીને શત્રુની પાછળ દોડવા ઈચ્છતો નથી.

ઇતર જંતુ ખુનીને સજા આપવાની વખતે ત્હેના કુવ્યવહારનું કારણ સોધતો નથી. ખુની જંતુ ઘણી દુરવસ્થામાં પડયો હોય, અને ઘણી ભૂખની જ્વાળાથી બળતો હોય તે વખતે કંઈપણ લાભ નુકશાની વિશે વિચાર કરતો નથી, હેવી પીડામાં આવી પડ્યાથી ચોરી કરનારને પણ જંતુઓ દંડ ઓછો કરતા નથી. અને દંડ આપ્યા પછી ત્હેની કહેવી દુર્દશા થશે ત્હેનો પણ વિચાર કરતાં નથી. તે જો તેઓની સામે ભૂખથી કે બીજી કાંઈ અંગપીડાથી પીડિત થઇ પ્રાણ છોડે તોપણ તેઓ કંઇપણ દુઃખિત થતા નથી. જે વૃત્તિયો પારકાનું મંગલ કરેછે અને જેનાથી કાર્યકારણ અને ફલાફલનો વિચાર કરાય છે, તે નહિં હોવાથી, તેઓ હાંવી રીત્યનો વ્યવહાર કરેછે. તેઓની પ્રવૃત્તિયો સ્વાર્થ તરફ જાયછે તેથી કરીને તેઓ બીજાને મારીને પણ પોતાનો સ્વાર્થ સાધતાં અચકાતા નથી.

પરંતુ ઇતર જંતુઓ પરસ્પર હાવી સજા આપેછે એ ન્યાયને અનુસરીને છે અને તેથી ઉપકાર થાયછે તે આગળ સપ્રમાણ કરવામાં આવ્યું છે. હવે મનુષ્યોને દંડ આપવા વિશે વિચાર કરવો જોઇયે.

ઇતર જંતુની પેઠે મનુષ્યમાં પણ ઘણીક નિકૃષ્ટ

પ્રવૃત્તિ છે, અને તેઓની પેઠે તે પણ દુર્દાન્ત પ્રવૃત્તિ-યોને વશ થઇને ત્હેને અનુસરીને સજા આપેછે. સુધરેલી જાતિમાં રાજા અને રાજપુરુષો પણ હમેશાં નિકૃષ્ટ પ્રવૃત્તિયોના આદેશાનુયાયી દંડ આપતા આવેછે, હાલ કેટલીક જગ્યાપર ત્હેની વિરુદ્ધ થોડોક વ્યવહાર નજરે પડેછે. જો કોઇ ચોર કોઇના પણ ઘરમાં પેશીને પૈસો ચોરે તો રાજકર્મચારિયો ત્હેને પકડવાને માટે યત્નવાન્ થાયછે, તેઓ ત્હેને માટે સાક્ષી બોલાવીને જુબાની લેછે, અને ત્હેનાથી જે જે માણુસ ચોર ઠરે ત્હેને કેદખાનામાં મોકલે અથવા દેશનીકાલ કરેછે. વિવેચના કરીને જોયાથી જણાશે કે મનુષ્યે કરેલા હાવા દંડમાં અને ઇતર-જંતુના કરેલા ઉપર લખેલા દંડમાં કંઈપણ તફાવત નથી. ન્યાય કરનારાના આ સર્વ ન્યાયને હાલ કેટલાક ધર્મપ્રવૃત્તિનું કામ સમઝેછે પરંતુ ખરેખર તેમ હોતું નથી. "ફરિયાદીના ઘરમાં ચોરી થઇછે કે નહિં, અને તોહમતદારજ ખરેખરો ચોરછે કે નહિં." આ બે વિષયની સોધ કરવી એજ માત્ર ઉપલ્યા ન્યાયાધીશની સર્વ ન્યાયક્રિયાનો ઉદ્દેશ છે. પરંતુ ઉપર લખેલી સોધ કરવી એ કંઇ ધર્મપ્રવૃત્તિનું કામ નથી, ફક્ત તે બુદ્ધિનું કામછે. આ બન્ને વિષયમાં કુતરા વગેરેથી ભૂલ થવાનો સંભવ નથી.

કારણ તેઓ પોતાની આંખે કોઇને અહિતાચાર કરતા ન જુવે તો સજા આપતા નથી. જો ખુની જંતુ સ્થિર-પ્રતિજ્ઞ અને વગર ભયનો થઇને ઘણા જુલમ કરવામાં પ્રવૃત્ત થાય તો કુતરા વગેરે કોઈ દિવસ પણ ત્હેનો નાશ કરેછે. મનુષ્ય પણ તેવે પ્રસંગે ખુનીને ફાંસી દેછે. ખુનીને હાવી રીતનાં કુકર્મ કરવાનું કારણ શું, અને ત્હેને સજા આપવાથી શું લાભ જણાયછે, એ ઇતર જંતુ સોધ કરતા નથી. મનુષ્ય પણ તે દૃષ્ટાંતને અનુસરીને ચાલેછે. તે પણ કુકર્મ કરનારની કુપ્રવૃત્તિનું કારણ શોધતા નથી, અને તેઓને સજા થયાપછી કેહેવી ગતિ તથા પ્રવૃત્તિ થશે, ત્હેનો પણ વિચાર કરતા નથી. કુતરા વગેરે જંતુની પ્રવૃત્તિયો નિકૃષ્ટ પ્રવૃત્તિછે, ત્હેમાં એક પણ ધર્મ પ્રવૃત્તિ નથી, આ કારણથી તેઓ ઉપર કહેલી રીતે કામમાં લાગે છે. મનુષ્યમાં પણ તે સર્વ નિકૃષ્ટ પ્રવૃત્તિછે, જેથી કરીને તે પણ તેઓને વશ થઇને કુતરાના જેવો વ્યવહાર કરેછે. ત્હેને બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિછે ખરી, પરંતુ હજીસુધી દંડ આપવાના વિષયમાં તેમને સારી પેઠે વાપરવાનો આરંભ કર્યો નથી.

જનમંડળમાં માર્જિત બુદ્ધિ અને ધર્મપ્રવૃત્તિના ઉપદેશાનુગત દંડ આપવાની રીતિ ચાલ્યાથી સંસારમાં

જેટલું હિત થવાનો સંભવ છે તેટલું હિત નિકૃષ્ટ પ્રવૃત્તિના આદેશાનુગત દંડથી નહિં થાય; કંઈક લાભ તેથી જણાય છે ત્હેમાં સંદેહ નથી. જ્યહાં સુધી લોકો નિકૃષ્ટ પ્રવૃત્તિને વશ રહે છે, ત્યહાં સુધી તેઓની દુર્જ્જેય પ્રવૃતિયોના આતિશયનું નિવારણુ કરવાને માટે કોઇ રીત્યની સજા આપવી જોઇયે. નિકૃષ્ટ પ્રવૃત્તિના આતિશય્યનું નિવારણુ નહિં કર્યાથી જનમંડળ ઉચ્છિન્ન થઈ જાય અને દોષ કરનાર માણુસોને શિક્ષાથી થતા દુઃખના કરતાં પણુ વધારે દુઃખ થાય છે. એટલા માટે, હાલ દંડ આપવાની જેવી રીતિ ચાલેછે, તે દંડિત મનુષ્યને કંઈક ઉપકારજનક છે. પરંતુ પ્રાણુ દંડ આપવાથી તો ત્હેને કાંઈજ લાભ થતો નથી.

પરમેશ્વરે ઇતર જંતુઓને કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિ આપીને તેઓની પ્રકૃતિ અને બ્હાહ્યની વસ્તુનો સ્વભાવ એકમેકના ઉપયોગી કરી મૂક્યો છે. નિકૃષ્ટ પ્રવૃત્તિના વિધાનાનુયાયી દંડ તેઓને પક્ષે ઉપકારી છે. તેજસ્વિની બુદ્ધિવૃત્તિ નહિં હોવાથી, તેઓ મનુષ્યની પેઠે મસલત કરીને ટોળું બાંધીને કોઇને નુકશાન કરવામાં યત્નવાન થતાં નથી અને પોતાના દોષ છૂપાવવાને સારૂ કાંઈ યુક્તિ કરી સકતાં નથી. વધ કરવાને તૈયાર થયેલી જુલમી નિકૃષ્ટ પ્રવૃત્તિનો ક્ષણિક

ઉદ્રેક જેટલી અનિષ્ઠોત્પત્તિ કરી સકે તેટલી તેઓ કરે છે, અને અત્યાચરિત જંતુઓને ક્ષણિક ક્રોધથી તે ક્રમે યોગ્ય સજા આપે છે.

પરંતુ મનુષ્યને સંબંધે તેમ નથી. જગદીશ્વરે સર્વે બ્હાસ્યના વિષયને ત્હેની બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિના ઉપયોગાર્થે કર્યા છે. નિકૃષ્ટ પ્રવૃત્તિના આદેશાનુયાયી દંડ આપવો એ મનુષ્ય જાતિને ઘણું ફ્લદાયક નથી. મનુષ્ય પોતાનો દોષ છૂપાવવાને અને તેના સાબીત કરવાને માટે બુદ્ધિવૃત્તિ લગાડે છે, અને તેમ કરીને હેવી આશા રાખે છે કે, સજા વખતે નહિં પણ થાય કે ત્હેની નિકૃષ્ટ પ્રવૃત્તિની સ્વાભાવિક તેજસ્વિતાજ જો ત્હેની કુપ્રવૃત્તિનું કારણ હોય તો કેવળ સજા આપ્યાથી કોઈ રીતે તેઓનું દમન થઈ સકતું નથી. જે કારણથી કુપ્રવૃત્તિ ઉત્પન્ન થઈ હોય તે કારણ દૂર ના કર્યાથી સજા મળતા પ્હેલાં તે જેવી હોય તેવીને તેવીજ ત્યહાર પછી પણ રહે છે. કારણ રહ્યાથી કાર્યની ઉત્પત્તિ થાય છે. એ વાસ્તે મનુષ્યો વારંવાર દંડ મલ્યા છતાં, ફ્રીથી કુકર્મ કરવા લાગે છે. સઘળા દેશના ઇતિહાસ પાપ-કલંકથી કલંકિત થઈ રહેલા છે, અને ભૂમંડળમાં કુકર્મનો પ્રવાહ હમેશાં એક સરખો વહે છે, ત્હેનું કારણ ઉપ-

ર્યું છે. ત્રણ હજાર વર્ષની પ્હેલા મનુષ્યો જેવા પાપમાં આસક્ત હતા ત્હેમ હમણા પણ છે. એટલા માટે હમેશાં જેવી રીતિથી કુકર્મ કરનારને દંડ અપાય છે, તે જ્યહારે ઘણો નિષ્ફળ થાય છે, ત્યહારે બીજો ઉપાય સોધવાનો યત્ન કરવો ઘણો જરુરનો છે.

પરમેશ્વરે આપણી બુદ્ધિ અને ધર્મપ્રવૃત્તિયોને સર્વ કરતા શ્રેષ્ઠ કરી છે અને સર્વ બ્હાસ્યની વસ્તુને ત્હેને યોગ્ય ઉત્પન્ન કરી છે. એટલા માટે ઉપલી શુભકારી વૃત્તિના ઉપદેશાનુગત દંડ આપવો એ મનુષ્યનું કર્ત્તવ્ય છે, અને કેવળ ત્હેનાથીજ મનુષ્ય વર્ગનું પાપ વિમોચન અને પુણ્ય સંસાધન થવું સંભવછે.

કુતરો, વધ કરવાને તૈયાર થયેલાને મારવાને માટે જાય છે, ત્હેનું મૂળ કારણ ક્રોધ છે. વધ કરવાને તૈયાર થયેલાનો જુલમ જોઈને ત્હેની અર્જ્જનસ્પૃહા વગેરે કોઇ કોઇ નિકૃષ્ટ પ્રવૃત્તિ ક્ષુભિત થાય છે, અને જિઘાંસા તથા પ્રતિવિધિત્સા પ્રવૃત્તિ તરત ઉત્તેજિત થઈને અત્યાચાર કરનારને દંડ આપવાને પ્રવૃત્તિ થાય છે. મનુષ્યના ક્રોધનું તેવુંજ હોય છે. કોઇનું ધન ચોરી લીધાથી ત્હેની અર્જ્જન સ્પૃહા-વૃત્તિ ક્ષુબ્ધ થાય છે, અને કોઇને પણ નર હત્યા કરતા જોયાની, આપણી ઉપચિકીર્ષા વૃત્તિ ક્લિષ્ટ થાય છે. ત્યહાર પછી જિ-

ધાંસા અને પ્રતિવિધિત્સા વૃત્તિ ઉત્તેજિત થઇને ચોર અને હત્યાકારીને પ્રતિફલ આપવાને તૈયાર થાય છે. વિવેચના કરીને જોયાથી જણાય છે કે મનુષ્યની હાવી રીતે દંડ આપવાની રીતિ કુતરાની વૈર લેવાની રીતિથી કાંઇ પણ વિભિન્ન નથી. વસ્તુતઃ જ્યહારે બન્ને નિકૃષ્ટ પ્રવૃત્તિને વશીભૂત થઇને કામ કરેછે, ત્યહારે વિભિન્નતા રહેવાનો સંભવ હોયજ નહિં. પરંતુ હાવો દંડ આપવો એ આપણી બુદ્ધિ અને ધર્મપ્રવૃત્તિયોને સંમત નથી, તેઓના આદેશાનુસારે દોષીઓના પ્રતિ કહેવો વ્યવહાર રાખવો જોઈયે ત્હેનું હવે પછી વર્ણન કરવામાં આવશે.

ચોરી અને નર હત્યા ઉપચિકીર્ષાથી અનુમાદિત નથી, કારણ આ બન્ને કાર્ય ઉપચિકીર્ષા વૃત્તિના વિરુદ્ધ છે. ન્યાયવૃત્તિ પણ એથી ક્ષુબ્ધ અને ક્લિષ્ટ થાય છે, કારણ કે કોઇને પણ અન્યાય કરવો એ સુપ્રવૃત્તિનું ઘણું અનભિમત છે અને જેથી પરમેશ્વરના પ્રીતિભાજન જીવોથી દુઃખ થાય અને ત્હેના શુભાભિપ્રાય અન્યથા થાય, તે કોઈ રીતે ભક્તિથી અભિમત થઇ સકે નહિં. ફલતઃ, સર્વ જાતના કુકર્મ ધર્મપ્રવૃતિના વિરુદ્ધ છે, અને પાપની વૃદ્ધિ કરવી એજ તેમનું અભીષ્ટ છે. કુકર્મકારીને પોતાની દુષ્પ્રવૃત્તિનું

દમન કરવાની ક્ષમતા હોય કે નહિં હોય તો પણ આ યથાર્થ તત્વમાં કંઇ પણ ફરક પડતો નથી. ઉન્મત્ત માણસને નર હત્યા કરતાં જોયાથી, દયાવાન્‌ને દુઃખ થાય છે, અને તે રોકવાને માટે અભિલાષ અને ઉત્સાહ ઉત્પન્ન થાય છે. ચોરીની ક્રિયા મૂર્ખ માણસથી થાય તો પણ તે ન્યાય અનુમત નથી. અતિ સામાન્ય માણસની પણ અશ્રદ્ધા અને અવજ્ઞા કરવી એ ભક્તિ-વૃત્તિના સંમત નથી. અજ્ઞાનથી કે જ્ઞાનથી કરેલું પાપ બંને ધર્મપ્રવૃત્તિના અસંમત અને જનમંડળને અહિતકારક છે, બુદ્ધિમાન અને ઉન્મત્ત બંને હથિયારના ઘાથી એક સરખા ક્લેશ પામે છે, અને ધુતારો ચોર અને મૂર્ખ ચોર બન્ને ચોરીથી ધનવાન્ માણસને એક સરખું નુકશાન કરે છે.

જો કુકર્મ માત્રને દોષવાળાં ગણાય તો જે દંડ આપ્યાથી તે સમૂળે નાશ પામે તે દંડ આપવો જોઈએ. પરંતુ જેવી રીતિ ધર્મપ્રવૃત્તિને અનુમોદિત દંડ આપવાની રીતિ જે નિકૃષ્ટ પ્રવૃત્તિથી સંમત થયેલી શિક્ષાની રીતિ વચ્ચે ઘણો ફરક છે. લોકો, કુકર્મ કરનારને નિકૃષ્ટ પ્રવૃત્તિને વશીભૂત થઈને દંડ આપેછે; કુપ્રવૃત્તિના કારણનો અને દંડ આપવાના ફલાફલનો કંઇ પણ વિચાર કરતા નથી. તેઓ ખૂન કરનારને

પકડે છે, બંદીવાન કરે છે અને ફાંસીએ ચડાવે છે; એ નિકૃષ્ટ પ્રવૃત્તિની પરિસીમા.

પરંતુ બુદ્ધિવૃત્તિ અને ધર્મ પ્રવૃત્તિનું કાર્ય તેવું હોતું નથી. તે દોષી માણસનું પણ કલ્યાણ કરવાની ઇચ્છા રાખેછે. ઉપચિકીર્ષા-વૃત્તિ હ્હેને પાપના કીચડમાંથી બ્હાસ્ય કાઢીને ધર્મ માર્ગમાં લગાડવાને અને હ્હેનાથી ધર્મોત્પાદ્ય વિશુદ્ધ સુખમાં લાવી સુખી કરવાને ઉત્સુક થાયછે. ભક્તિવૃત્તિ, હ્હેને અનાદર કે અપમાન ન આપતાં બીજા લોકોની પેઠે હ્હેને પણ આદર સહિત ઉપદેશ આપેછે કે સદાચરણ રાખવું એ કર્ત્તવ્ય છે. ન્યાયવૃત્તિ હેવું બતાવેછે કે જેવો દંડ આપ્યાથી પાપાસક્તિનો સમૂલો નાશ થઇને દુષ્પ્રવૃત્તિની નિવૃત્તિ થાય, તેવો દંડ આપવો જોઇયે. એટલા માટે પ્હેલાં કુપ્રવૃત્તિનું મૂળ સોધીને હ્હેને કાઢવાનો ઉપાય કરવો જોઇયે.

આપણી જે મનોવૃત્તિયો છે હ્હેનો અનુચિત ઉપયોગ કર્યાથી કોઇને કોઈ વૃત્તિને અધર્મની ઉત્પત્તિ થાયછે. આ પ્રસંગે હેવો પ્રશ્ન નીકળી સકે કે એવા અનુચિત ઉપયોગનું મૂળ શું? હ્હેનાં ત્રણ મૂલ કારણછે. પ્હેલું, કોઇ કોઈ પ્રવૃત્તિ સ્વભાવતઃ ઘણી બલવતી હોવાથી પોતાની મેળે પાપ કર્મમાં પ્રવૃત્ત થાય છે. બીજું, બ્હાસ્યના વિષયની કોઇ પ્રવૃત્તિ ઘણી ઉ-

ત્તેજિત થયાથી. પણ અસત્સકર્મ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરેછે. ત્રીજું કિયું કર્મ કર્ત્તવ્ય અને કિયું કર્મ અકર્ત્તવ્ય છે તે નહિં જાણ્યાથી પણ કેટલાક અનેક જાતના પાપમાં પ્રવૃત્ત થાયછે. આ ત્રણ પ્રકારનાં કારણનું વિવેચન નીચે લખવામાં આવેછે.

પ્હેલું,—મનુષ્ય વિશેષની પ્રવૃત્તિ-વિશેષ સ્વભાવતઃ પ્રબલ થાયછે, માબાપના પ્રકૃતિ-સિદ્ધ ગુણ દોષ હેતું મુખ્ય કારણછે. જેઓની મનોવૃત્તિયો તેજસ્વિની રહેછે, ત્હેના છોકરાંની પણ તે સર્વ વૃત્તિ અતિશય બળ પ્રકાશ કરેછે. એટલા માટે આ માનવું જોઇયે કે, કોઇ કોઇ માણસ હેવો વિરુદ્ધ સ્વભાવને લઇને જન્મ લેછે કે પોતાની મેળે પોતાની બળવતી નિકૃષ્ટ પ્રવૃત્તિયોને રોકવી ત્હેને મુસ્કેલ પડેછે. તેઓ અધર્માચરણ કર્યા વિના રહી સક્તાજ નથી. તેઓના સ્વભાવ-વૃક્ષમાં પાપરૂપ ફ્લ જરૂર ફ્લેછે, ત્હેમાં સંદેહ નથી.

બીજુ,—અન્નાભાવ, સુરાપાન, ખરાબ દૃષ્ટાંતનું અનુકરણ, પ્રવૃત્તિ-વિશેષનું વિષય સંઘટ્ટ વગેરે ઘણાંક કારણોથી કોઈ કાંઈ પ્રવૃત્તિ ઘણી ઉત્તેજિત થઇને દુષ્કર્મ કરાવેછે.

ત્રીજું,—આપણી માનસિક પ્રવૃત્તિ અને બ્હાસ્યની વસ્તુની સાથે ત્હેનો સંબંધ નહિં જાણ્યાથી પણ ઘ-

ણાક અધર્મની ઉત્પત્તિ થાયછે; સતી થવું, છોકરીને મારી નાખવી, પ્રતિમાની સામે નરબલિ આપવી વગેરે ઘણીક જાતનાં પ્રસિદ્ધ કુકર્મ એ વિષયનાં ઉદાહરણછે. હિંદુસ્થાનનાં અને બીજા દેશનાં ધર્મશાસ્ત્રમાં હાવા વ્યાપારોની વ્યવસ્થાછે, અને લોકો પણ બહુ કાલથી ત્હેને સ્વર્ગ મેળવવાનું સાધન સમઝીને ત્હેનું અનુષ્ઠાન કરતા આવેલાછે.

આ ત્રણ કારણ દૂર કરવાં અને છોડવાં એ પાપી મનુષ્યની સ્વેચ્છાને આધીન નથી. તે પોતાની સ્વભાવ-સિદ્ધ નિકૃષ્ટ પ્રવૃત્તિની પ્રબળતાને પણ ઉખેડી સકતો નથી, પોતાના અજ્ઞાનરૂપ ઉત્કટ રોગનો પણ ઉત્પાદક નથી અને જે બ્હાસ્યના વ્યાપારથી કોઈ કોઇ નિકૃષ્ટ પ્રવૃત્તિ ઘણી ઉત્તેજિત થઈને પાપકર્મમાં ત્હેને પ્રવૃત્તિ કરેછે, ત્હેનું પણ કારણ તે મનુષ્ય નથી. પરંતુ તે પોતાની કુપ્રવૃત્તિનું કારણ નહિં હોય, તોપણ ત્હેના અને સંસારના ભલાને માટે ત્હેને કુમાર્ગની નિવૃત્ત કરવો એ સર્વેનું કર્ત્તવ્યછે. આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિયોર કુપ્રવૃત્તિ રોકવાનો આદેશ કરેછે. એટલા માટે કહેવી રીતે આ પરમ પ્રાર્થનીય મનોરથ પૂર્ણ થઇ સકે, ત્હેનો વિચાર કરવો ઉચિતછે. બુદ્ધિ અનુમતિ આપેછે કે દુષ્ક્રિયાનાં કારણને દૂર ક-

ગોથી દુષ્ક્રિયા નિરસ્ત થશે. એટલા માટે, કહેવી રીતે ક્રિયા કારણનું કહેવું નિરાકરણ થઇ સકે, ત્હેનો વિચાર કરવો જોઈયે.

પ્હેલું,—કોઈ કોઈ પ્રવૃત્તિની સમધિક પ્રબલતા દુષ્પ્રવૃત્તિનું મ્હોટું કારણ થાયછે. આજસુધી જેટલા શારીરિક અને માનસિક નિયમ નિરુપિત થયાછે, ત્હેમાંથી આ સ્વભાવ સિદ્ધ દોષ એકદમ દૂર કરવાનો કોઈ ઉપાય જડતો નથી. આ જગ્યાપર બુદ્ધિવૃત્તિનો ઉપદેશ આ છે કે, જે જગ્યાપર જેવા નિયમમાં રાખ્યાથી, દોષી મનુષ્યની પ્રબલ નિકૃષ્ટ પ્રવૃતિયો ઉત્તેજિત અને ચરિતાર્થ થવાની ભીતિ ન હોય, તે જગાપર તેવા નિયમમાં તેને રાખવો જોઇયે. જે મનુષ્ય કોઈ નિકૃષ્ટ પ્રવૃત્તિને વશીભૂત થઈને એક વાર કોઇ કુકર્મમાં પ્રવૃત્ત થયાછે, તે પુનઃ પુનઃ ત્હેમાં રત થઇને જન-મંડળને નુકશાન કરેછે. એટલામાટે સંસારના કલ્યાણને માટે ત્હેને બદ્ધ કરી રાખવો સર્વ રીતે આવશ્યકછે. ત્યહારપછી, ત્હેની નિકૃષ્ટ પ્રવૃત્તિયો ધીરે ધીરે નિસ્તેજ થાય ત્હેવો ઉપાય કરવો જોઇયે. એ કરવો હોયતો જે જે વિષયની નિકૃષ્ટ પ્રવૃત્તિ ઉત્તેજિત થાય ત્હેની સાથે ત્હેને સંબંધ રાખવા દેવો નહિં જોઇયે. માદક પદાર્થનું સેવન, કુસંગાવલંબન અને પરિશ્ર-

મના ત્યાગથી, પાપકર્મમાં પ્રવૃત્તિ થાયછે. એટલા માટે કુકર્મશાળી મનુષ્યો આ સઘળા અશુભકર વિષયમાં લિપ્ત ન થાય ત્હેવો ઉપાય કરવો જોઇયે. હાલના કેદખાનાની જે વ્યવસ્થા છે, તેથી કેદીઓને રાત્રદિવસ કુસંસર્ગમાં રહેવું પડેછે. દુર્દાંત પાપસક્ત મનુષ્ય સર્વે એકઠા રહીને એક બીજાની નિકૃષ્ટ પ્રવૃત્તિયોને પ્રબલ કરેછે. હાલના કેદખાના જેવી, પાપીઓને પાપ શિખવાની પાઠશાળા બીજી કોઈ નથી. એટલા માટે બંદીવાનોને એકમેકથી જૂદાં રાખવા જોઇયે. અને જ્યહારે કોઇ કામને માટે તેઓને એકઠા રાખવાની જરુર પડે, ત્યહારે તેઓ પરસ્પર અસદાલાપ, અસદભિપ્રાય પ્રકાશ, અને કુપ્રવૃત્તિ તથા કુમંત્રણા કરી ન સકે, હેવી યોજના કરવી જોઇયે. વળી તેમને ગમે તે કોઇ કામમાં લગાડવા જોઇયે. પરિશ્રમ જેવું દુષ્પ્રવૃત્તિના દમનનું ઔષધ બીજું કંઇ નથી. પરંતુ જે કાર્યમાં નિયુક્ત થયાથી પ્રધાન વૃત્તિની ચાલના થાયછે, તેજ સર્વે કરતાં ઉત્તમ છે. ત્હેનાથી નિકૃષ્ટ પ્રવૃત્તિના તેજનો હ્રાસ થઇને ઉત્કૃષ્ટ પ્રવૃત્તિનું તેજ વધેછે.

બીજું,—આલસ્યના વિષયથી નિકૃષ્ટ પ્રવૃત્તિની ઉતેજના એ પાપકર્મથી પ્રવૃત્તિ થવાનું બીજું કારણછે. પ્હેલાં કહેલું કારણ દૂર કરવાને જે જે વ્યાપારનું સા-

ધન કરવું જોઇયે, ત્હેનાથી બીજું કારણ દૂર થાયછે. પ્હેલાં લખવામાં આવ્યુંછે કે જે સર્વ વિષયથી નિકૃષ્ટ પ્રવૃત્તિ ઉત્તેજિત થાયછે, ત્હેની સાથે પાપાસક્ત માણસનો સંબંધ રાખવો કોઈ રીતે દુરસ્ત નથી.

ત્રીજુ,—અજ્ઞાન અસત્ પ્રવૃત્તિનું ત્રીજું કારણછે. યથા નિયમની સુપ્રણાલીથી શિક્ષણ આપ્યાથીજ હેનો પ્રતીકાર થઈ સકેછે. ઉત્તમ અધ્યાપક રાખીને કેદખાનાના માણુસોની બુદ્ધિવૃત્તિ માર્જિત અને ધર્મ પ્રવૃત્તિ વર્દ્ધિત કરવી એ સર્વ પ્રકારે કર્ત્તવ્યછે. તેમજ જો સચ્ચરિત્ર સાધુ મનુષ્યો ત્ય્હાં આવ્ય જાવ કરીને વાતચીતના પ્રસંગમાં ઉપદેશ આપીને તેઓની ધર્મ પ્રવૃત્તિયોને ઉત્તેજિત કરે તો ઘણો લાભ થાય ત્હેમાં સંદેહ નથી.

ખરાબ મનુષ્યના પ્રતિ હેવો વ્યવહાર કરવો એ શ્રેયકર છે. હાવું આચરણ આપણી સર્વ પ્રધાન વૃત્તિને અભિમત તથા પરિતૃપ્તિ જનક છે. હાવાં આચરણથી દોષી મનુષ્યનું ચરિત્ર શોધન અને જનમંડળને ફાયદો થાયછે, અને ઉપચિકીર્ષા-વૃત્તિ ચરિતાર્થ થાયછે; દોષીના પ્રતિ જેવો વ્યવહાર કરવો આવશ્યકછે તે કર્યાથી ન્યાયવૃત્તિ પરિતૃપ્ત થાયછે; ત્હેના પ્રતિ અનાદર ન બતાવતાં યથાયોગ્ય આદર કર્યાથી

ભક્તિવૃત્તિનો વિકાસ થાયછે, અને કેદખાનાની હાવી સુશૃંખલા હોય તો સંસારનો પાપ-પ્રવાહ ધીરે ધીરે ઓછો થાય.

એટલા માટે, દોષીઓની દુષ્પ્રવૃત્તિનું દમન કરવાની ઉપલી રીતિ ધર્મ પ્રવૃત્તિને સંમતછે, અને હમણાં ઘણુંકરીને સર્વ દેશમાં જે દંડ આપવાની રીતિ ચાલેછે, તે કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિથી પ્રેરિત થયેલીછે. પ્હેલી રીતિને ધર્મપ્રવૃત્તિ-પ્રયોજિત અને છેલ્લી રીતિને નિકૃષ્ટ પ્રવૃત્તિ પ્રયોજિત કહેવામાં આવીછે. એ બંને રીત્યના લાભાલાભ વિશે વિચાર કરીને જોયાથી પ્હેલી કહેલી રીતિજ સર્વે કરતાં શુભદાયક જણાશે.

દોષ કરનાર માણસને ભય દેખાડી કુકર્મથી રોકવાનો યત્ન કરવો એ નિકૃષ્ટ પ્રવૃત્તિ- પ્રયોજિત રીતિનો ઉદ્દેશ છે. પરંતુ કર્તવ્યાકર્તવ્ય વિશે અજ્ઞાન અને સ્વાભાવિક પ્રવૃત્તિ-વિશેષની પ્રબલતાઓ આ બે કારણથી મનુષ્ય પાપ કર્મમાં પડેછે; એટલા માટે ઉપલ્યાં બંને કારણ દૂર ન કર્યાથી દુષ્પ્રવૃત્તિને દૂર કરવી એ અસંભવિતછે. જે કારણથી જે કાર્ય સંપન્ન થાય છે તે કારણનો વિનાશ ન થાય ત્યહાંસુધી કાર્ય નાશ પામે નહિં.

પાપ કર્મનાં કારણને રોકવાં એજ ધર્મપ્રવૃત્તિ-પ્રયોજિત રીતિનું તાત્પર્યછે. કોઈ મનુષ્યની કોઇ વિષયમાં

કુપ્રવૃત્તિ જોયાથી, તે કુપ્રવૃત્તિને સંપૂર્ણ નિરસ્ત કરવાનો યત્ન કરવો એ ધર્મ પ્રવૃત્તિયોનું કામછે; તેમ નહિં કર્યાથી ત્હેની તૃપ્તિ થઈ સક્તી નથી. આજકાલ નિકૃષ્ટ પ્રવૃત્તિ-પ્રયોજિત રીતિને અનુસારે રાજપુરુષો દોષ કરનારને દંડ આપીને દૂર કરેછે. ત્હેની કુપ્રવૃત્તિનાં કારણો સર્વ પ્હેલાંની પેઠે કાયમ રહેછે; તેથી ત્હેમાંથી છૂટીને ફરીથી લોકોના ઉપર ઉપદ્રવ કરવાનો આરંભ તેઓ કરેછે, પરંતુ કુકર્મ કરનારની કુપ્રવૃત્તિનાં કારણ દૂર કરવાં એ જે ધર્મપ્રવૃત્તિ-પ્રયોજિત રીતિનો ઉદ્દેશ સિદ્ધ થયાનીજ ત્હેની દુષ્પ્રવૃત્તિની નિવૃત્તિ થાયછે.

નિકૃષ્ટ-પ્રવૃત્તિ-પ્રયોજિત રીતિને અનુસારે સજા આપ્યાથી અપરાધી માણસની અને જનમંડળમાંના બીજા મનુષ્યની નિકૃષ્ટ પ્રવૃત્તિયોને તાબે રખાય છે; કારણ કે આ દંડ દંડદાતાની નિકૃષ્ટ પ્રવૃત્તિથી પ્રેરિત થાય છે. અને દંડિત માણસની નિકૃષ્ટ પ્રવૃત્તિયોને ઉત્તેજિત કરે છે. જુઓ પ્રહારાદિ દંડ આપનારની જિઘાંસાથી ઉત્પન્ન થયાથી દંડિત માણસને ભય અને ક્રોધાદિ ઉપજાવે છે. પ્રાણ દંડ પણ દંડ કરનારની ઉપલી જિઘાંસા-વૃત્તિથી ઉત્પન્ન થાય છે. ફલતઃ કેવળ દંડિત માણસનીજ નહિં પણ ઉપલ્યા સર્વ દંડ જોઇને જોનારાઓની પણ જિઘાંસાદિ વૃત્તિ ઉત્તેજિત

થાય છે. ઉપર લખેલી રીત્યની શિક્ષા પદ્ધતિ સાથે ધર્મપ્રવૃત્તિનો કાંઈ સંબંધ નથી. એ જોઈને દંડ આપનાર, દંડિત દોષી કે દંડ જોનારની કોઇની પણ ધર્મપ્રવૃત્તિની સ્ફૂર્તિ થતી નથી.

ધર્મપ્રવૃત્તિને અનુસારે અપરાધીની દુષ્પ્રવૃત્તિયોનું દમન કરવાનો યત્ન કરવો હોય તો કેવળ બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિયોને નિયોજિત કરવી જોઇયે. કોઈ કોઈ નિકૃષ્ટ પ્રવૃત્તિને પણ લગાડી સકાય છે ખરી, પરંતુ તેઓને ધર્મપ્રવૃત્તિયોની દાસી પ્રમાણે રાખી હોય તો પણ તેમનો શુભ સંકલ્પ સંપન્ન કરશે. જેઓ ઉપર કહેલી રીતે દંડ આપશે તેઓ ઉપચિકીર્ષા વૃત્તિથી, કુકર્મશાળી માણસના ઉપર તેમજ બીજા માણસોના ઉપકાર સાધનના ઉદ્દેશથી ઉત્તેજિત થઇને સર્વ પ્રકારે ચરિતાર્થ થશે. હેવા દંડથી જે સર્વ બનાવ બને છે તે જનમંડળને કલ્યાણ-દાયક અને શ્રીવૃદ્ધિ સંપાદક થાય છે.

નિકૃષ્ટ-પ્રવૃત્તિને અનુસારે આપેલા દંડના કર્મમાં રોકાયેલાં માણસોનાં અને તે જોનારા લોકોનાં તે કર્મ જોયાથી ન થયેલા વિચાર તાજા હોય તે ક્ષણમાં ઉત્પન્ન થયેલાં છોકરાં, શારીરિક નિયમાનુસારે પ્રબલ નિકૃષ્ટ પ્રવૃત્તિ પ્રાપ્ત કરે છે. એથી એક જણના પ્રાણ

દડથી ઘણા જણના પ્રાણ દંડનુ કારણ થઇ સકેછે,

ધર્મપ્રવૃત્તિ-નિયોજિત રીતિનું ફલ ત્હેનાથી સંપૂર્ણ વિપરીત થાય છે. જેઓ તે કરવામાં લાગેલા હોય છે તેઓનાં છોકરાં માબાપની પ્રબલ બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિનુ સંગ્રહણ કરીને જન્મ લેછે. અને જેઓ ઉપલ્યા સુંદર શુભકર નિયમાનુસારે દંડ પામે છેં, તેઓનાં પણ પછી થનારાં છોકરાં પોતપોતાના માબાપના કરતાં વધારે પુણ્યવાન્ થાય છે. તેઓને પાપના કીચડમાં પડવાનો તેટલો સંભવ રે'તો નથી.

હાલમાં અપરાધી મનુષ્યના અપરાધ સાબેત કરવાને માટે ખરેખરા સાક્ષી મળતા નથી. જો અપરાધી મનુષ્યનાં સગાંવ્હાલાં પોતાની આંખે તેઓને કુકર્મ કરતાં દેખે તોપણ ત્હેને ન્યાયધિશની પાસે લઈ જવાને અને ખરેખરી સાક્ષી આપવાને ખુશી હોતા નથી; કારણ કે કોઈને પણ દંડ આપનારના કોપાનલમાં નાંખવો એ ઉપચિકીર્ષાદિ શ્રેષ્ઠ પ્રવૃત્તિને અનુકૂલ નથી. પરંતુ ધર્મપ્રવૃત્તિ પ્રયોજિત રીતિ પ્રચલિત થયાથી; સગાંવ્હાલાં માણસો પણ ત્હેને ન્યાયાસન પાસે લઈ જતાં આશંકા કરશે નહિં: ત્હારે કેદખાનું વિદ્યાનું મંદિર જેવું થશે. વિદ્યામંદિરમાં પુત્ર બાલ વગેરેને મોકલવાને કોનુ મન નહિં થતું હોય ? જેને

યોગે સગાં વ્હાલાંની દુષ્પ્રવૃતિનું દમન, જ્ઞાનની વૃદ્ધિ અને ચરિત્રનું સંશોધન થાય તે કોને અસંમત હોય ?

હાલ ચાલતી ફાંસીની સજા ઘણી અપકારક છે. અને ઘણી ધિક્કારને પાત્ર છે. તે કોઈ રીતે પણ આપણી ઉપચિકીર્ષાદિ ધર્મપ્રવૃત્તિનો અભિપ્રેત થઈ સકતી નથી, ત્હેને પરમ-કારુણિક પરમેશ્વરની સંમતિ અને અનુમોદન નથી. આ ફાંસીની સજા આપવાને જે પ્રાણ-ઘાતક નિયુક્ત રહે છે ત્હેની અવસ્થા પણ ઘણી ધિક્કારને યોગ્ય છે. ધર્મપ્રવૃત્તિ-નિયોજિત રીતિને અનુસારે અપરાધી માણસને જેઓના હાથમાં આપવામાં આવે તે શિક્ષક, ચિકિત્સક અને ધર્માપદેશક છે. તેઓ ઉપર કહેલા પ્રાણ-ઘાતકની પેઠે અનાદરણીય તો નજ થાય પણ તેઓ પરમ પૂજનીય શ્રેષ્ઠ મનુષ્ય ગણાશે.

એટલા માટે, હાલ ભૂમંડળમાં દંડ આપવાની જેવી રીતિ ચાલે છે, તે ઘણી દોષકારક છે; અને ધર્મપ્રવૃત્તિ-પ્રયોજિત રીતિ અવિચ્છિન્ન કલ્યાણ કરે છે એ નિશ્ચિત થયું.

આજ કાલ રાજપુરુષો જેવી રીતે નિકૃષ્ટ પ્રવૃત્તિના અનુવર્તી થઇને અપરાધી માણસને દંડ આપે છે, તેવી રીતે જનમંડળમાંના બીજા સાધારણ માણસો

પણ એકમેકના ઉપર વ્યવહાર કરેછે.

ભૂમંડળમાં નિષ્પાપ મનુષ્ય મળતો નથી; જેઓ મ્હોટાં પાતકમાં આસક્ત નથી, તેઓ પણ ઘણું કરી ન્હાનાં ન્હાનાં અપરાધનાં કામો કરે છે. ત્હેનું કારણ સોધ્યાથી જણાશે કે આપણી નિકૃષ્ટ પ્રવૃત્તિયોની અધિક પ્રબલતાથી મ્હોટાં પાપની ઉત્પત્તિ થાય છે, અને થોડી ઉત્તેજનાથી ન્હાના પાપમાં પ્રવૃત્તિ થાય છે. આપણે આત્માદર અને જિઘાંસાદિને તાબે થઈને લોકોની નિન્દા કરિયે છિયે ત્હેનું વધારે પ્રાબલ્ય થવાથી પ્રાણ લઈયે છિયે. આપણે જુગોપિષા અને અર્જ્જન સ્પૃહાના અનુવર્ત્તી થઇને કોઇ વેચવા કાઢેલી વસ્તુના ગુણ વર્ણવીએ છિયે, અથવા ત્હેની કીંમત કરતાં વધારે કરિયે છિયે; એ વૃત્તિની વધારે ઉત્તેજનાથી ચોરી કરવામાં પ્રવૃત્ત થઇયે છિયે. માટે, આપણા ધર્મ વિષયક નિયમનું થોડું પણ અન્યથાચરણ તે કોઇ કોઈ કોઈ મનોવૃત્તિનો ખરાબ ઉપયોગ કરવાનું ફલ છે. આગળ કહી ગયા છિયે કે, મ્હોટા અથવા ન્હાના પાપ આપણી બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિના અભિપ્રાયથી વિરુદ્ધ છે. જેના અજ્ઞાનથી બનેલાં અને મોહથી ઉત્પન્ન થયેલાં દુષ્કર્મો નિર્મૂળ થાય, તેજ તેઓનો અભિપ્રેત છે.

હાલ ઘણું કરીને કેવળ નિકૃષ્ટ પ્રવૃત્તિને વશીભૂત થઈને અપરાધી માણસને સજા આપવાની પદ્ધતિ ચાલે છે. કોઈએ અપકાર કર્યો હોય તો ત્હેને પ્રત્યપકાર કરવો અને કોઈએ હિંસા કરી તો ત્હેની પ્રતિહિંસા કરવી એ આજ કાલની ન્યાય રીતિ છે. જો આબરૂદાર માણસને કોઈ અપમાન આપે તો અપમાનિત માણસ પ્રતિપક્ષીના મનની હાલત અને ત્હેનું કુપ્રવૃત્તિનું કારણ ન સોધતાં ક્રોધાયમાન થઈને ત્હેને કટુ વચનો કરીને મારવા લાગે છે. વિવેચના કરીને જોયાથી હાવા દંડમાં અને પશુઓ પરસ્પર દંડ આપે છે તેમાં કાંઈ ફરક જણાશે નહિં.

હાવો દંડ આપ્યાથી કાંઈજ લાભ થતો નથી હેવું હમારૂં કહેવું નથી. જે માણસો પોતાની ધર્મપ્રવૃત્તિની દુર્બલતાને લીધે પોતાની મેળે દુષ્પ્રવૃત્તિને છોડી સકતા નથી. તેઓ લોક ભયથી અને સજા થવાના ડરથી થોડાક રોકાય છે ખરા. પરંતુ હાવી શિક્ષાપદ્ધતિનું ફલાફલ માત્ર આટલુંજછે. એથી જુલમ કરનાર માણસની કુપ્રવૃત્તિની નિવૃત્તિ ન થતાં ભય વગેરે વધેછે. અને અત્યાચરિત મનુષ્યની જિઘાંસાદિ નિકૃષ્ટ પ્રવૃત્તિ ચરિતાર્થ થઈને ધીરે ધીરે વધેછે તેથી જનમંડળમાં નિકૃષ્ટ પ્રવૃત્તિની પ્રબલતાની રક્ષા થાયછે ધર્મ પ્રવૃત્તિની

ઉન્નતિ અને વધારે ચાલના શિવાય સદ્ વિષયનું અનુષ્ઠાન અને અસદ્ વિષયના પરિત્યાગનો અભ્યાસ થતો નથી.

ધર્મ પ્રવૃત્તિથી પ્રેરિત થયેલા નિયમને અનુસારે સજા આપવાનું ફળ બીજી જાતનું થાયછે. આપણી બુદ્ધિવૃત્તિ અપરાધીના અપરાધનાં કારણો સોધે છે, અને ધર્મ પ્રવૃત્તિયો અપરાધીના પ્રતિ અનાદર અને અશ્રદ્ધા પ્રકટ ન કરતા હેના દોષાંકુર સમૂલે ઉખેડવા ઇચ્છે છે. કોઇ કોઇને અપમાન આપે તો તે બુદ્ધિ વૃત્તિથી જણાયછે કે જિઘાંસા અને આત્માદર એ બંને વૃત્તિની ઘણી પ્રબલતા, અથવા અપમાનિત માણસના કોઇ જાતના અન્યાયાચરણથી અપમાનકારીની ક્રોધોત્પત્તિ અથવા હેની ભૂલથી અપમાનિત માણસને પોતાનો અનિષ્ટકારક સમજવો.—આ ત્રણ કારણમાંથી કોઇપણ કારણથી હેની આ ન્યાય વિરૂદ્ધ કામમાં પ્રવૃત્તિ થઈ એમ કહેવાય. જો કોઇ કોઈની પણ પ્રવંચના કરે તો બુદ્ધિથી નિશ્ચય થાયછે કે પ્રવંચકની ન્યાયપરતાના કરતાં જુગુપ્સા અને કમાવવાની વૃત્તિ પ્રબલછે, અથવા સામે આવેલો લોભ રોકવાને અસમર્થ છે, અથવા પ્રવંચકનું પોતાનું પણ નુકશાન થાયછે એ વિશે અજ્ઞાનછે, આ ત્રણ કારણમાંથી કોઇપણ કારણથી હેને

પ્રવંચના કરવાની પ્રવૃત્તિ થઈ એમ કહેવાય. સઘળા અવિધ કર્મમાં હાવાજ કારણ દેખાડી સકાય એમછે.

આ સઘળા કારણને દૂર કરવાં એ બુદ્ધિવૃતિ અને ધર્મ પ્રવૃતિનો ઉદ્દેશ છે, કેમકે કારણનો ધ્વંસ થયાથીજ ત્હેના અધર્મરૂપ કાર્યનો નાશ થાયછે. આ શુભ સંકલ્પ પૂર્ણ થાય તેવો ઉપદેશ આપવો એ પણ પ્રધાન વૃતિયોનું કામછે. જો કોઈ માણસની હેવી ઉગ્ર પ્રકૃતિ હોય કે તે સર્વ માણસોની સાથે લઢે અને સર્વનું અનિષ્ટ કરવામાં પ્રવૃત થાય, તો જે વિષયોથી ત્હેની નિકૃષ્ટ પ્રવૃત્તિ ઉત્તેજિત થતી હોય, તે વિષયોની સાથે ત્હેનો કંઈ સબંધ નહિં રાખતાં કેવળ બુદ્ધિમાન્ શાંત સ્વભાવનાં માણસોથી ત્હેને ઘેરી રાખવો જોઇયે. જો તે લોભી હોય તો ત્હેની સામે લોભવાળી વસ્તુ આણવી નહિં; જો તે અજ્ઞાનમાં ઢંકાયલો અથવા ભ્રમમાં પડેલો હોય તો ઉપદેશથી ત્હેનું અજ્ઞાન તિમિર દૂર કરવું જોઈયે. પરંતુ કોઈ કોઈ મનુષ્યમાં નિકૃષ્ટ પ્રવૃત્તિનું એટલું જોર હોયછે અને ધર્મ પ્રવૃત્તિ એટલી દુર્બળ હોય છે કે, તેઓ લોકાલયમાં રહીને ખરાબ કામ કર્યા વિના રહેતા નથી, અને હજારો રીતે ઉપદેશ આપવા છતાં અધર્મનો માર્ગ છોડી સકતા નથી. હેવાં માણસો કેવળ લોકોના ઉપર જુલમ કરીને ઉ-

વતર ગાળેછે. એટલા માટે તેઓને આખી ઉમ્મર સુધી એક જગ્યાએ રોકી રાખીને અમુક કામમાં લગાડવા અને અન્ન વસ્ત્રાદિ આપવાં જોઈયે. નિર્બોધ જડ અને ગાંડા માણસોનું પ્રતિપાલન કરવું એ જો ઉચિત છે તો જેઓ ધર્મજ્ઞાનમાં જડ છે તેઓનું પ્રતિપાલન કરવું એ શા માટે કર્તવ્ય નહિં કહેવાય? આંધળા અને પાંગળાને ખાવાપીવા પ્હેરવા હોડવા આપવાં જો પરોપકાર કહેવાય તો જેઓ ધર્મજ્ઞાનમાં અંધ છે તેઓનું પોષણ કરવું એ શું જરુરની ફરજ ન કહેવાય? હેવો કોઈ પાપાસક્ત હોય તો ત્હેને કોઈપણ પોતાની ચાકરીમાં રાખે નહિં. જે માણસનો વિશ્વાસ ન થાય, ત્હેને એક જગ્યા ઉપર બાંધી ન રાખતાં જનમંડળમાં યથેચ્છાચાર ફરવા હરવા દેવો એ કહેવી રીતે ઉચિત કહેવાય? એટલા માટે જે અપરાધી માણસોની દુષ્પ્રવૃતિ દૂર થઈને ચરિત્ર સુધારવાનો સંભવ હોય, તેઓને ઉપર કહેલી રીતે સત્પ્રવૃતિ આપવી જોઈયે, અને જેઓને સુધારવાનો સંભવ ન હોય, તેઓને એક જગ્યાપર રોકી રાખીને તેમનું ભરણ પોષણ કરવું એ સર્વ પ્રકારે અવશ્યનું છે; હેના શિવાય તેઓનાં કષ્ટ દૂર કરવાનો અને જનમંડલનું નુકશાન થતું રોકવાનો બીજો ઉપાય નથી.

આ ઉપરથી કોઈ પૂછી સકશે કે, જો નિકૃષ્ટ પ્રવૃત્તિની સ્વભાવિક પ્રબલતા, લોભવાળી વસ્તુનું સન્નિધાન અને કર્તવ્યાકર્તવ્યનું અજ્ઞાન આ ત્રણ કારણથી મનુષ્યની દુષ્કર્મમાં પ્રવૃતિ થાય છે, અને તે પોતે ઉપલ્યા ત્રણ પ્રકારના દોષનું કારણ નહિં હોય તો પાપ અને પુણ્યમાં શું અંતર હોઈ સકે?

આ પ્રશ્નનું સમાધાન કરવું ઘણુંજ સ્હેલુંછે આપણી મનોવૃત્તિયોના ગુણાગુણ વિશે વિચાર કર્યાથી, પાપ પુણ્યની પરસ્પર વિભિન્નતા સ્પષ્ટ દેખાશે. નરહત્યા કરવી એ પાપછે, કારણ કે તે ઉપકારની વૃત્તિથી વિરુદ્ધ છે. પરધન ચોરવું એ પાપ છે, કારણ કે ન્યાયની વૃત્તિથી વિરુદ્ધ છે. માબાપની અવજ્ઞા કરવી એ પાપ છે કારણ કે તે ભક્તિ વૃત્તિથી વિરુદ્ધ છે. આપણી ધર્મ પ્રવૃત્તિયો સર્વેથી શ્રેષ્ઠછે અને નિકૃષ્ટ પ્રવૃત્તિયોને યથા નિયમ લગાડવી અને શાસનમાં રાખવી એ શ્રેષ્ઠ વૃત્તિનું કર્ત્તવ્યછે. ઉપલ્યું જ્ઞાન આપણામાં સ્વભાવ સિદ્ધ છે. અને તે સર્વ શ્રેષ્ઠ વૃત્તિનું પ્રધાનપણું રહ્યાથી તેઓની અનુમતિ બળવતી થાયછે. જગદીશ્વરે સમસ્ત બ્રહ્માણ્ડની વસ્તુ તેના ઉપયોગાર્થે ઉત્પન્ન કરીછે. જો ઉપકાર કરવાની વૃત્તિ અને ન્યાયની વૃત્તિ નરહત્યા અને ચોરીના કામને અતિ દોષિત જાણીને છોડવાની આજ્ઞા

આપે અને બીજી સઘળી મનોવૃત્તિયો અને સમસ્ત બ્હાર્યની વસ્તુઓના નિયમની સાથે તે આજ્ઞાનું મળતાપણું હોય તો અવશ્ય માનવું પડશે કે ધર્મ વિષયના નિયમ આપણા સ્વભાવ સિદ્ધ અને ઘણા સપ્રમાણ છે.

કોઈ કોઇ હેવી તકરાર ઉઠાવે કે જો ધર્માધર્મ જ્ઞાન આપણને સ્વભાવ સિદ્ધ હોય તો ધર્મ વિષયમાં સઘળા દેશના માણસોનો એક પ્રકારનો અભિપ્રાય હોવો જોઈયે; પરંતુ વાસ્તવિક તો ત્હેનાથી વિપરીત સ્થિતિ જોવામાં આવેછે. તાતાર દેશના લોકો વિદેશી માણસનું ધન ચોરી લેવું એ શ્લાઘ્ય સમઝેછે.

આ સંશયને દૂર કરવો કંઈ કઠણ નથી. આપણને જેમ ઉપકાર કરવાની વૃત્તિ, ભક્તિ, અને ન્યાયની વૃત્તિછે, તેમ બુદ્ધિવૃત્તિ વગેરે બીજી ઘણીક મનોવૃત્તિયો છે. બુદ્ધિવૃત્તિને જો યોગ્ય સંસ્કાર મળ્યો નહિં હોયતો ઉપર લખેલી શ્રેષ્ઠ વૃત્તિયો પણ અસત્ માર્ગે દોરાય. તાતાર દેશના રહેવાસિયો બીજી જાતિના અથવા બીજા દેશના માણસોને પોતાના દુશ્મન સમઝે છે, એ કારણથી તેઓ બીજા દેશના માણસોને મારી નાંખેછે અને પૈસા ચોરી લેવા તેમાં બહાદુરી સમઝેછે. તેઓ ભિન્ન દેશના માણસોને ચોર અને લૂંટારા જેવા જાણે

છે, અને હેને અનુસરીને તેઓ અપકાર કરવામાં પ્રવૃત્ત થાયછે. જો તેઓની બુદ્ધિવૃત્તિ સંસ્કાર પામીને ઉપલી ભૂલ જૂવે તો તેઓને ચોરી અને લૂંટ કરવી એ જે ફરજનું કામ સમજે નહિં. તેઓની જો ખાતરી કરી સકિયે કે કોઇ જાતિના માણસ હમારા દુશ્મન નથી, સર્વ માણસ હમને ચ્હાયછે અને મિત્ર જાણીને હમારૂં હિત ઇચ્છે છે, અને પછી જો તેમને પૂછવામાં આવે કે હમારાથી ભિન્ન જાતિઓનું ધન કે પ્રાણ હરી લેવા એ શું કર્ત્તવ્ય છે, તો તેઓ હાવા અવિહિત કામને વિહિત કદી કહેશે નહિં. આપણા દેશના લોકો પણ સ્ત્રીએ પતિ પાછળ ચિતામાં બળી મરવું, ગંગામાં છોકરાં નાંખી દેવાં, દેવને સામે નરબળિ આપવો, ઇત્યાદિ મ્હોટાં દુષ્કર્મો ફરજ જાણીને કરતાં આવ્યાછે, હેનું કારણ તેમની અસંસ્કૃત બુદ્ધિછે. તેઓ ઉપલી સર્વ ક્રિયાને સ્વર્ગ સાધન સમજે છે તેથી શિક્ષકોના દોષથી શિખનારા પણ દૂષિત થતા આવેલા છે. નરહત્યા અને આત્મહત્યા એ મહા પાપછે એ તેઓ સારી પેઠે જાણેછે, હમણાં જો તેઓ જ્ઞાન-જ્યોતિ મેળવે તો, તેઓ નિશ્ચય સમજે કે એ સર્વ કાર્ય કોઈ રીતે સ્વર્ગ મેળવવાના સાધન નથી, મારકાને પીડા આપવી વગેરે એ હેનાં પ્રત્યક્ષ ફલછે, જે શાસ્ત્રમાં

હાત્રી દુષ્ક્રિયાની વિધિછે તે શાસ્ત્ર યુક્તિ સિદ્ધ નથી; અને પછી તેઓ કદી પણ આ સર્વ નિષ્ઠુર કર્મને ફ્રરજ સમઝશે નહિં. કેવળ અનુમાનના ઉપર આધાર રાખીને હાલો અભિપ્રાય આપવામાં આવતો નથી. આ વાત ખરી છે કે નહિં તે નજરે જોવામાં આવેછે. હિંદુઓમાં જેઓએ વિદ્યાનુશીલ કર્યું છે, પોતાની બુદ્ધિને સંસ્કાર આપ્યો છે, તેઓ ઉપલ્યા ધિક્કારવા યોગ્ય કર્મને સ્વર્ગ મેળવાનું સાધાન સમઝતા નથી, ઉલટી ઉપલી સર્વ કુરીતિને ઘણી જંગલી અવસ્થાના લક્ષણ જાણે છે. એટલા માટે આપણી ધર્મ પ્રવૃત્તિનો સ્વભાવ અને ધર્મ વિષયના નિયમ સર્વત્ર એક સરખાછે. એટલું તો ખરૂં છે કે મનુષ્યો ભ્રમણશીલ બુદ્ધિથી એ નિયમનો ઉપયોગ કરે તો અશુભ ફ્લ ઉત્પન્ન થાય. સ્વભાવના દોષથી અથવા તો અજ્ઞાનને લીધે ગમે તે હો પણ ધર્મ પ્રવૃત્તિના સુધામય ઉપદેશને નહિં ગણકાર્યાથીજ દુઃખ રૂપ ફ્લ ભોગવવું પડેછે. પ્રાકૃતિક નિયમાનુયામી દંડ મળવાનું જે વિવરણ કરવામાં આવ્યું છે, તે મન લગાડીને વાંચ્યાથી સર્વને જણાશે કે નિયમનું ઉલ્લંઘન કર્યાથી જે દુઃખ થાય છે, તે આપણા હિતને માટે છે. એ ઉપરથી પરમેશ્વરની અપાર કરુણા અને અવિચ્છિન્ન ન્યાયનાં સ્પષ્ટ પ્રમાણ મ-

ળે છે, એકવાર કોઇ નિયમનું ઉલ્લંઘન કર્યાથી દુઃખ થાય તેથી ફરીને તે કુકર્મમાં ન લાગિયે, અને એકને સજા થતા જોઇને બીજા શિક્ષાના ભયથી સાવચેત રહે, આ બે પરિણામ પ્રાકૃતિક નિયમાનુયાયી દંડ આપ્યાથી, સિદ્ધ થાયછે. એટલા માટે દુષ્પ્રવૃત્તિનું નિવારણ કરવું અને બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિની ઉન્નત્તિ કરવી એ ઉપર કરેલી સ્વભાવ સિદ્ધ સજાનો ઉદ્દેશ છે. અસત્ પ્રવૃત્તિ દૂર થયાથી દુઃખનો નાશ થાય છે; અને જ્ઞાનની વૃદ્ધિ અને ધર્મોન્નતિ થયાથી આનંદ મળેછે. એટલા માટે, મનુષ્યની આનંદ-વૃદ્ધિજ ઉપરની સજાનું પ્રયોજન છે એવું માનવું જોઈયે. પુષ્પની સાથે જેમ સુગંધનો સંબંધ હોય છે, તેમ ધર્મની સાથે સુખનો સંબંધ છે. જેઓ કહેછે કે અપવાસ, શીતોષ્ણ સહન, અંગ વિશેષની અવશતા, કાંટાના અથવા ખીલાની પથારી ઉપર ઉંઘવું વગેરે નિરર્થક દેહ કષ્ટ કર્યાથી પુણ્યનો સંચય થાય છે, તેઓ ઘણા અંધારામાં ડૂબેલા છે. આપણેને શારીરિક કે માનસિક કોઈ જાત્યના ક્લેશ ભોગવવા એ પરમેશ્વરની ઈચ્છા નથી. કષ્ટ સહન કર્યાથી કોઈ રીત્યનો ધર્મ સંચય થતો નથી. સર્વ જાત્યના જે ક્લેશ જોવામાં આવેછે તે બધા નિયમનું ઉલ્લંઘન કરવાનાં ફલ છે.

ભૌતિક અને શારીરિક નિયમના ઉલ્લંઘનનો દુ:ખ રૂપ બદલો માણસના હિતને માટે છે. તે પ્હેલા પ્રકરણોમાં સ્પષ્ટ રીતે દેખાડવામાં આવ્યું છે. ધર્મ વિષયના નિયમનું ઉલ્લંઘન કર્યાથી જે અનિષ્ટ બનાવ બને છે ત્હેનું પણ એજ તાત્પર્ય છે. આપણે પાપાચરણનું દુ:ખમય ફલ ભોગવીને ત્હેનાથી નિવૃત્ત થઈયે, અને બીજાનાં દૃષ્ટાંતથી સાવચેત થઇને કુકર્મ કરવાથી દૂર રહિયે, એ ઉદ્દેશથી જગદીશ્વરે દુ:ખ પેદા કર્યું છે. ધર્મ વિષયના નિયમનું ઉલ્લંઘન કર્યાથી ઘણા પ્રકારના અપકાર થાય છે. બળવતી ધર્મ પ્રવૃત્તિયોને સતેજ ચલાવ્યાથી જે નિર્મળ સુખ સંભોગનો અનુભવ કરી શકાય છે ત્હેવા સુખથી વંચિત થવાય છે; લોકોની નિંદા અને ધિક્કારને પાત્ર થઈને મહા દુ:ખમાં કાળ ગાળવો પડે છે; ધર્મ વિષયના નિયમથી વિરુદ્ધ આચરણ કરીને જે વિષયમાં પ્રવૃત્ત થવામાં આવે ત્હેમાં સંપૂર્ણ રૂપે કૃતકાર્ય ન થતા નૈરાશ્ય અને વિરક્તિ રૂપ ફલ ભોગવવાં પડે છે, અને બુદ્ધિવૃત્તિ તથા ધર્મ પ્રવૃત્તિ નિયમનું ઉલ્લંઘન કર્યાથી ભૌતિક અને શારીરિક નિયમનું પ્રતિ પાલન ન થયાથી ક્લેશ ભોગવવો પડે છે. અધર્માચરણનાં આ સર્વ ફલ જોઇને આપણે ત્હેનાથી નિવૃત્ત થઇને ધર્માનુષ્ઠાનમાં પ્રવૃત્ત થઇયે ત્હેવા અભિ-

પ્રાયથી પરમ કારુણિક પરમેશ્વરે ત્હેની અંદર દુઃખ મૂક્યું છે. એટલા માટે સંસારમાં અધર્મ તથા દુઃખ નાશને માટે અને ધર્મ તથા સુખ વૃદ્ધિને માટે હાવી શિક્ષા મૂકીછે, અને આપણી મનોવૃત્તિયો અને બ્હાસ્યની વસ્તુઓની શૃંખલા ત્હેને અર્થે ઉત્પન્ન કરી છે.



# પ્રકરણ ૮ મું.

## જૂદા જૂદા પ્રાકૃતિક નિયમનું સમવેત કાર્ય.

પરમેશ્વરે જે નિયમ પાળવાથી જે જે ફલ થવાનું નિર્માણ કર્યું છે અને નિયમનું ઉલ્લંઘન કર્યાથી જે શિક્ષા નિશ્ચિત કરી છે, તે કોઇ રીતે અન્યથા થઇ સકે નહિં. પરંતુ જો બે, ત્રણ અથવા ત્હેનાંથી વધારે નિયમ પરસ્પર મદદગાર અથવા પરસ્પર વિરુદ્ધ થઈને એક એક કાર્ય સંપન્ન કરે તો ત્હેમાંથી કિયા નિયમનું શું ફલ અને કિયા કારણનું કાર્ય ત્હેનું નિરૂપણ કરવું કઠણ છે. ને નિરૂપણ નહિં કરી સકયાથી માણુસો નાના પ્રકારનાં પાયા વગરનાં કારણ કલ્પે છે.

નાના પ્રકારના પ્રાકૃતિક નિયમ પરસ્પર સમવેત થઇને જે કાર્ય કરે છે અને તેનાં જે ફલ થાય છે, ત્હેનાં કેટલાક ઉદાહરણ આપવામાં આવે છે.

કામાદિ રિપુને વશીભૂત થઈને ઘણીક રીતના અનાચાર કરવાથી રાત્રે જાગરણ થાય છે તેથી શરીર ખરાબ થાય છે. આ કારણને લીધે યદ્યાપિ શારીરિક નિયમનું ઉલ્લંઘન થવાથીજ રોગ ઉત્પન્ન થાય

છે એ ખરૂં છે, તોપણ પ્રથમ ધર્મ વિશેના નિયમનું ઉલ્લંઘન કરવામાં પ્રવૃત થવાથીજ શારીરિક નિયમનું ઉલ્લંઘન થાય છે.

જો કોઇ ખર્ચ કરવામાં કુંઠિત થઇને દુર્ગંધમય કીચડવાળી જગામાં રહે અને અહિતકારી વસ્તુનું ભક્ષણ કરે, તો હેનું શરીર નિસ્તેજ અને અંતઃકરણ અસ્વસ્થ થાય છે. શારીરિક નિયમનું ઉલ્લંઘનજ ઉપજ્યા મનુષ્યનો શારીરિક અને માનસિક દુઃખનું મુખ્ય કારણ છે ખરૂં, પરંતુ હેની અર્જન સ્પૃહા—વૃત્તિ અતિશય બલવતી હોવાને લીધે શારીરિક-નિયમ પાળવામાં હરકત પ્હોચે છે.

સુનિપુણ નાવિકના સુનિર્મિત મજબૂત વ્હાણમાં જતાં વધારે ભાડું લાગે છે હેવા ભયથી જે કૃપણ માણસ કોઈ અનિપુણ ખારવાની જૂના અને ભાગેલા વ્હાણમાં બેસે તો તે પાણીમાં ડૂબી જવાથી પ્રાણ વિયોગ થવાનો ડર રહે છે. ભૌતિક નિયમનું ઉલ્લંઘન કરવાથી હાવી દુર્ઘટના બનવાનું કારણ છે, પરંતુ અર્જન સ્પૃહા વૃત્તિની પ્રબલતા તે હેનું મૂળ કારણ માનવું પડશે.

પૂર્વે, સામાજિક નિયમ વિશે જે કંઇ લખ્યું છે. હેના ઉપર વિચાર કર્યાથી જણાય છે કે ઘણાકો એ-

કઠા મળીને કંઈ વિશેષ કાર્યમાં કોઈ મુખ્ય મનુષ્યોને તાબે થઈને ચાલે તો ઘણો લાભ થાય છે. પરંતુ જે માણસ તે કાર્ય સંબંધી પ્રાકૃતિક નિયમ સારી પેઠે જાણનો હોય અને તે નિયમ બરોબર પાળી સકે હેવો હોય ત્હેને પ્રધાનપદ આપવું જોઇયે, ઉપરના નિયમને તોડ્યાથી લાભ થવો તો એક બાજુએ રહ્યો, પણ ઉલટું નુકશાન થવાનો સંભવ છે. જ્યહારે ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે લઢાઈ ચાલતી હતી, ત્યહારે ઈંગ્લંડ દેશથી કેટલાંક વ્હાણ લઢાઇ સારૂ દ્રવ્યાદિ લઇને બાલ્ટીક સમુદ્રમાં આવ્યાં હતાં ત્યહાંથી પાછા ઈંગ્લંડ જવાની વખતે બે ત્રણ દિવસ સુધી ક્રમાગત ઘણું તોફાન થયું. ફી વેળાએ કિયું વ્હાણ ક્યાં જશે તે સમઝવું ઘણું મુશ્કેલ હતું. એથી અશક્ત થઇને કેટલાક કપતાનોએ કહ્યું કે રાતે વ્હાણ નહિં ચલાવતાં કેવળ દિવસે ચલાવવાં જોઇયે. પરંતુ વ્હાણના માલેકે પોતાને સ્ત્રીકુટુંબ ઉપર ઘણી આસક્ત હોવાને લીધે જલદી ઘેર જઇને તેઓની સાથે એકઠા ઈશુખ્રિસ્તના જન્મોત્સવમાં શામિલ થવાને માટે રાત્યદિવસ એક સરખાં વ્હાણ ચલાવવાને હુકમ આપ્યો. જે દિવસે હુકમ આપ્યો, તે દિવસ રાત્રે સઘળા વ્હાણો હોલેડના દેશની પાસેના એક ખરાબા ઉપર ગયાં

અને તરત બે વ્હાણુ ભાગીને ચરેચૂરા થઈ ગયા, અને ત્હેમાં જેટલાં માણસો બેઠાં હતા તેટલાં મરી ગયાં. અને એક વ્હાણુ ડૂબી ગયું. તે વ્હાણુના ખારવાઓ બચ્યા, પરંતુ શત્રુના હાથમાં પકડાઇને કેટલાંક વર્ષ સુધી કેદખાનામાં તેમને રાખ્યા. ભૌતિક નિયમનું ઉલ્લંઘન આ અનિષ્ટ બનાવનું મુખ્ય કારણ ખરૂં, પરંતુ વ્હાણુના માલેકની નિકૃષ્ટ પ્રવૃત્તિની પ્રબલતાજ તેનું મૂળ કારણ. જો ત્હેની આસંગલિપ્સાની પેઠે ઉપચિકીર્ષા, ન્યાયપરતા, અને બુદ્ધિવૃત્તિ બલવતી હોત અને આત્મપરિવારનું ઈષ્ટ કરવાને યત્ન કરવો જેમ આવશ્યકછે, તેમજ પોતાના વ્હાણુમાં બેઠેલાં માણસનું પણ હિત સાચવાની ફરજ છે એમ ત્હેના સમઝવામાં આવ્યું હોત, વિશેષતઃ જો ત્હેને, હાવું જ્ઞાન હોત, હાવું કુઃસાહસિક કામ કર્યાથી પોતાનો પ્રાણ જશે અને સ્ત્રી પરિવારને ઉલટી મહા વિપત્તિ થશે, તો તે હાવું મૂર્ખાઇનું કામ કરવામાં કદી પણ પ્રવૃત્ત થાત નહિં.

એક નાવિકે કુંબ સાહેબને કહ્યું હતું કે હું એક વખતે એક વ્હાણુ ઉપર નોકરીએ લાગ્યો અને અમેરિકામાં હતો, ત્હેનો કપતાન ઘણો સારો માણસ હતો. તે દેશદેશાંતરનાં પાણી અને હવાના ગુણુ જા-

ણતો હતો, અને તુફાન આવવાની આગમજ તે જાણી સકતો કે થોડીવારમાં તુફાન આવશે, એક દિવસે ત્હેણે બહુ જલદીથી શઢ ઉતારી નાંખ્યો, અને બધાં માણસોને સાવચેત થવાને કહ્યુ અને છ કલાકને માટે ખાવાનું જલદી કરવાને માટે હુકમ કર્યો તેટલામાં મ્હોટું તુફાન આવ્યું, વ્હાણનાં બધાં માણસો પ્હેલાંથીજ સાવચેત હતા, જે વેળાએ જે કામ કરવું જોઈયે તે વેળાએ તે કામ કરવામાં આવતું, એથી તે વ્હાણ વગર હરકતે ચાલવા માંડયું. બીજા આસપાસના વ્હાણોના ચુરેચુરા થઈ ગયા, અને ત્હેમાંથી કેટલાક વ્હાણ દરિયામાં ડૂબી ગયા. ધર્મ પ્રવૃત્તિનું અને બુદ્ધિવૃત્તિનું પ્રધાન્ય કહેવું હિતકારક છે, તે આ ઉદાહરણ જેયાથી સ્પષ્ટ સાબિત થાય છે. બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિના ઉપદેશાનુસારે વ્હાણ ચલાવવાના ભૌતિક નિયમનું પ્રતિપાલન કર્યાથી તેઓ પ્રબલ વાયુ–મુખમાં પડ્યા છતાં પણ બચી સક્યા અને જેઓએ એ વિષયમાં બેદરકાર રહ્યા તેઓ ઘણા દુઃખમાં પડીને મરી ગયા.

આપણી બુદ્ધિવૃત્તિ પરિમાર્જિત થઇને પદાર્થજ્ઞાન જેટલું વધશે તેટલું ભૌતિક અને શારીરિક નિયમનું પ્રતિપાલન કરવું સ્હેલું થશે. આજકાલ ઘણા પંડિ-

તો તુફાનના નિયમ સોધવામાં યત્નવાન્ થયલા જોવામાં આવે છે અને તેઓ ઘણીક રીતે પાર પણ પડેલા જણાય છે. સાંભળવામાં આવ્યું છે કે "ન્યૂઝીલેંડ"ના રહેવાસિયો તુફાન અને વરસાદનાં પૂર્વ લક્ષણ એટલી સારી રીતે સમઝી સકે છે કે તે સાંભળીને આશ્ચર્ય પમાય છે. કપતાન ક્રુજ પોતાના બરોબરીઆઓની સાથે વ્હાણમાં મુસાફરીએ ગયો હતો. તે વ્હાણમાં ન્યૂઝીલંડનો એક ખેડુત હતો. એક દિવસે સવારે તે માણસે, આકાશમંડળમાં જરા પણ મેઘ નહોતાં તોપણ કહ્યું કે કાલે ઘણો મ્હોટો વરસાદ થશે, ખરેખર બીજે દિવસે સવારે મ્હોટો વરસાદ વરસવા લાગ્યો, ત્હેની આગમજની અટકલ ખરી પડી, તે જોઇને કપતાન અને બીજા ત્હેના સાથીઓ આશ્ચર્ય પામ્યા.

તુફાનના નિયમ સારી રીતે જાણવામાં આવ્યા પછી કહેવી રીતે તુફાનની ઉત્પત્તિ થાય છે અને ત્હેના યોગે શો ઉપકાર થાય છે ત્હેનું જ્ઞાન મળશે. પરંતુ જે ભૌતિક નિયમો નિરૂપિત થયા છે, તે પાળીને ચાલી સક્યાથી હમણાં પણ તુફાનથી થતી ઘણીક નુકશાનથી બચી સકીશું. હજારો વ્હાણ અનભિજ્ઞ ખારવાને હાથે ચાલ્યાથી ભાગે છે અને પાણીમાં ડૂબી જા-

ય છે. અર્જુન સ્પૃહા-વૃત્તિની પ્રબલતા અને બુદ્ધિવૃત્તિની હીનતાજ આ સર્વ દુર્ઘટનાનાં મૂળ કારણ છે.

સંસારમાં એકીવારે સેંકડો કાર્ય-કારણ પ્રણાલી ચાલે છે, ત્હેની કોણ ગણતરી કરી સકે? જે કારણનું જે કાર્ય થનારૂં છે તે અવસ્ય બને છે, પરંતુ બીજું કારણ આવીને તે કાર્ય કરવામાં મદદ કરે છે અથવા હરકત નાંખે છે. માણસો સઘળા કાર્યનાં સઘળા કારણ નિશ્ચયાત્મ ન જાણી સકવાને લીધે સારૂં નસીબ, ખોટુ નસીબ, દેવાનુગ્રહ, દૈવ–વિડંબના વગેરે કેટલાક શબ્દોવડે મ્હોટી ગડબડ મચાવે છે. જો કોઈ વ્હાણ નિયમસર ચલાવવામાં ન આવે તો તે પાણીમાં ડૂબી જાય છે, અને વ્હાણમાં બેઠેલાં માણસોમાંથી કેટલા તરીને બચી સકે છે અને કેટલાંક તરતાં ન આવડ્યાને લીધે પાણીમાં ડુબીને મરી જાય છે. આ ઉપરથી લોકો ધારે છે કે, જેઓ તરીને કિનારે જઇ પ્હોચ્યા છે તેઓના ઉપર પરમેશ્વરે વિશિષ્ટરૂપે પ્રસન્નતા બતાવીને તેઓને બચાવ્યા, અને જેઓ પાણીમાં ડૂબીને મરણ પામ્યા તેઓના ઉપર પરમેશ્વરની અકૃપા હતી તેથી તેઓ મરણ પામ્યા. હાવો વિચાર કરવો એ ઘણોજ ભૂલવાળો છે. પરમેશ્વર પોતે સમય વિશેષથી કોઇના ઉપર પ્રસન્ન અને કોઇના ઉપર

અપ્રસન્ન થઇને કંઇ શુભાશુભ ફલ ઉત્પન્ન કરે છે એ યુક્તિ-સિદ્ધ નથી. સર્વ કાર્ય કારણથી ઉત્પન્ન થાય છે, અને પરમેશ્વરના પ્રતિષ્ઠિત સાધારણ નિયમાનુસારે બને છે જેમ વ્હાણ ચલાવવાના ભૌતિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી, વ્હાણ પાણીમાં ડૂબી જાય છે, તેમ સામાજિક નિયમનું ઉલ્લંઘન કરીને અનિપુણ ખલાસીના વ્હાણમાં બેઠાથી સંકટમાં પડાય છે. જગદીશ્વરે પાણીની સાથે મનુષ્ય દેહનો હેવો સંબંધ કર્યો છે કે નદી અથવા સમુદ્રના પાણીમાં પેઠા પછી, તેને અનુસારે ન તર્યાથી પ્રાણ ત્યાગ કરવો પડે છે, અને તરવાની કળા આવડતી હોય તો કિનારે ઉતરીએ. આ સમસ્ત વ્યાપાર પરમેશ્વરના કરેલા પ્રાકૃતિક નિયમાનુસારે થાય છે એ સર્વ બનાવના પ્હેલાં કોઇનું પણ શુભાદૃષ્ટ નિરૂપિત હોતું નથી, અને પરમેશ્વરનો અનુગ્રહ કે કોપ પણ આ સર્વે વિપત્તિનું કારણ હોતું નથી.

આપણે કાર્ય કારણનો વિચાર કરીને જે કામમાં પ્રવૃત્ત થઇએ છિયે, અને તેમાં પ્રાકૃતિક નિયમાનુસારે કોઈ બનાવ અકસ્માત્ આવી પડી તેમાં હરકત નાંખે તો તે બનાવને દુર્દૈવનું પરિણામ કહીએ છિયે. જો કોઈ વ્હેપારી વ્હાણમાં વ્હેપારની વસ્તુઓ દૂર દેશમાં મોકલે અને માર્ગમાં મ્હોટું તોફાન થાય અને તે વ્હા-

ણ પાણીમાં ડૂબી જાય તો લોકો હેને ખરાબ ચોઘ-
ડિયામાં મોકલેલું, અને પરમેશ્વરના પ્રકોપનું ફળ કહે
છે. પરંતુ વાસ્તવિક એ દુર્દૈવનું ફળ પણ નથી અને
પરમેશ્વરના કોપનો પણ પરિણામ નથી. સુગ્રહ, કુગ્ર-
હ એ બે શબ્દનો અર્થ ઘણોજ વગર પાયાનો છે.*
સમસ્ત વ્યાપાર જગદીશ્વરના સાધારણ નિયમાનુસારે
બનેછે. વ્હેપારી પોતાના માલની ખપત, નફો વગેરે કા-
ર્યકારણનો વિચાર કરીને પૈસા મેળવવાની આશા રાખે
છે, તેની આશા અલક્ષિત તોફાન વગેરે બીજા બનાવ
બન્યાથી વિફલ થઇ જાય છે. પરંતુ વ્હેપાર સંબંધી
નિયમ અને તોફાન સંબંધી નિયમ એ બન્ને જૂદા
જૂદા રહીને નિર્મિત પ્રણાલીથી કાર્ય કરે છે. આપણે

* મંગળ, બુદ્ધ, શુક્ર, શનિ વગેરે ગ્રહ પથ્થરના જેવા જડ પદાર્થવાળા છે. બુદ્ધિવાન્ મનુષ્યની પેઠે તેઓં સંકલ્પ વિકલ્પ, પ્રવૃત્તિ નિવૃત્તિ, અનુગ્રહ નિગ્રહ કરે એ કોઈ રીતે સંભવિત નથી. જો તેમાં ખરેખર એવા ગુણ હોત તો પણ મર્ત્યે લોકમાંના મનુષ્યો સાથે તેઓનો સંબંધ છે ? પરમેશ્વર જે પ્રાકૃતિક નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પાલન કરે છે, તેને અનુસારેજ સઘળાં કામ થાય છે, ગ્રહની તૃષ્ટિ અને રુષ્ટિમાં લોકોનું સુખ દુઃખ ઉત્પન્ન થાય છે, આ વાત સદ્વિદ્યાશાળી વિજ્ઞ મનુષ્યોને કહ્યાથી હાંસી થાય છે.

એ સર્વે નિયમાનુસારે કાર્ય કરતા નથી તેથી વિપત્તિમાં પડીએ છિયે.

જેમ અલક્ષિત કાર્યમાં હરકત પ્હોચે છે, તેમ કોઈ કોઇ વેળાએ સારૂં ફલ પણ ઉપજે છે. જો કોઇ વ્હેપારી દૂર દેશમાં પોતાનો માલ મોકલે અને તે સમયે તે દેશમાં ત્હેની કિંમત ચાર ગણી વધેલી હોય તો તે વ્હેપારીને જેટલું પોતે ધાર્યું હોય ત્હેના કરતાં વધારે ધન મળે. લોકો આવા બનાવને સુગ્રહ, શુભાદૃષ્ટ, દૈવાનુગ્રહ, ઈશ્વરાનુગ્રહ વગેરે ફલ કહે છે, પરંતુ બનાવની પ્હેલાં વ્હેપારીનું શુભાદૃષ્ટ નિરૂપિત હોતું નથી, અને ઈશ્વરના વિશેષ અનુગ્રહથી પણ એ થતું નથી. ઈશ્વર જે સાધારણ નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પાલન કરે છે, ત્હેને અનુસારે સર્વ પ્રકારનાં શુભાશુભ ફલ ઉત્પન્ન થાય છે.

જે કારણથી જે કાર્ય થનાર છે તે અવશ્ય બનેછે. તો પણ એટલું તો છે કે સંસારમાં નાના પ્રકારના કારણ મળીને એક એક કાર્ય ઉત્પન્ન થાય છે, હેમાં સર્વ સમયે સર્વ કારણનું એક સરખું કાર્ય થતું જોવામાં આવતું નથી. બે મનુષ્યો સરખી રીતે ભારે ખોરાક ખાય તો ત્હેમાંના એક માણસને અજીર્ણ થાય અને બીજા માણસની શારીરિક સુખાકારી અને પુષ્ટિની વૃ-

દ્ધિ થાય; હાવી રીતે બન્ને મનુષ્યનાં પેટમાં ભારે ખોરાક ગયાથી તે ખોરાક ભિન્નભિન્ન સ્વભાવ ધારણ કરે છે એમ નથી. માનવ-દેહની સાથે ત્હેનો જે સ્વાભાવિક સંબંધ નિરૂપિત છે તે તો કોઇ પણ પ્રકારે અન્યથા થતો નથી. દરેક માણસની હજમ કરવાની શક્તિના પ્રમાણ-માં ત્હેના કાર્યની ભિન્નતા થાય છે.

કોઇ કારણનો અતિક્રમ અથવા કોઈ નિયમનો અ-ટકાવ થઇ સકતો નથી માધ્યાકર્ષણદ્વારા પૃથ્વીમાંની તમામ વસ્તુ જમીન ઉપર સ્થિર રહેલી છે. એ સા-ધારણ નિયમના આધીન હોવાથી માનવ-દેહ પણ ઉ-ચ્ચે ઉડી સકતું નથી. પરંતુ મનુષ્ય વ્યોમયાનયન્ત્રથી (બલૂનથી) ઉંચ્ચે જાય છે તે ઉપરથી લોકો એમ સ-મઝે છે કે પૃથ્વીની આકર્ષણ શકિતનો અતિક્રમ કરેછે. ખરી રીતે જોતાં આકર્ષણ શક્તિનો અતિક્રમ તો થતોજ નથી, પરંતુ બલૂનનું ઉપર ચઢવું એ આકર્ષણ શક્તિનુંજ કામ છે, જેમ બૂચ અને તેલને પાણીમાં નાંખીએ તોપણ તે તરી ઉપર આવે છે, તેમ બલૂન હવામાંથી ઉપર જાય છે. જેમ પૃથ્વી વાયુને પણ આકર્ષણથી ખેંચે છે તેમ બલૂનને પણ ખેંચે છે પ-રંતુ બલૂનમાં જે ગ્યાસ (હવા) રહે છે તે એવી હલ-કી છે કે તે વડે બલૂન પોતાનો આકાર હવાથી ન્હા-

નો કરીને તે ઉપર ચઢે છે, એટલે એથી કરીને પૃથ્વીની આકર્ષણ ક્રિયાનો કંઇ પણ અટકાવ થતો નથી. સ્કૉટલંડના ગ્લાસગો નગરમાં એક વેળાએ તાવનો રોગ ઘણો જોરથી ફેલાવ્યો હતો તેથી ઘણાંજ મૃત્યુ થતાં હતાં. ત્યાંના ધનવાન, ગરીબ, લગભગ સઘળાં કુટુંબમાં તાવનો રોગ ફેલાયો હતો. પરંતુ આશ્ચર્ય એ હતું કે, ત્યહાંના કેદખાનામાંનો એક પણ કેદી તે રોગમાં સપડાયો નહોતો. આ ઉપરથી લોકો એમ ધારશે કે કેદખાનાના ઉપરીઓએ શારીરિક નિયમનો અતિક્રમ કરવાની કંઇ શોધ મેળવી હશે. પરંતુ પ્રાકૃતિક નિયમનું ઉલ્લંઘન કરવું એ કોઈ રીતે સંભવિત નથી. હવાની સાથે અહિતકારી ખરાબ હવા મળ્યાથી તાવની ઉત્પત્તિ થાય છે, અને જેઓનું શરીર દુર્બલ તથા નિસ્તેજ હોય છે તેઓ જલદીથી તાવના રોગમાં ફસી પડે છે. આ નિયમ જાણ્યાથી કેદખાનાનાં ઉપરીઓએ ત્યહાં ઉત્તમ હવા આવવા માટેના અને કેદખાનું સાફ રાખવાના ઉપાય કર્યા હતા, અને કેદીઓને યથાયોગ્ય હિતકારી ખોરાક આપવાની વ્યવસ્થા કરી હતી. તેથી ત્યહાં મરણ નિપજ્યાં નહોતાં. એટલે શારીરિક નિયમનું ઉલ્લંઘન નહોતુંજ કર્યું પણ તે નિયમ બરોબર પાળ્યા હતા તેથી કદીઓ

મરણના ભયથી બચ્યા હતા.

પરમેશ્વર જે સમસ્ત શુભકર નિયમ સ્થાપીને વિશ્વ સંસારનું પાલન કરે છે, ત્હેનો અતિક્રમ કરી સકાય છે. અને તેમ કર્યાથી સુખ મળે છે એવું સમઝવું એ ઘણી મૂર્ખતાનું કામ છે. ત્હેણે જે વિષયનો જે નિયમ નિશ્ચિંત કર્યો છે ત્હેનું ઉલ્લંઘન કરવાની કોઇની શક્તિ નથી, અને જે કાર્યનું જે ફલ નિર્મિત કર્યું છે ત્હેનું નિવારણ થવાનો પણ સંભવ નથી.



# પ્રકરણ ૯ મું.

## પ્રાકૃતિક નિયમ પ્રત્યેક મનુષ્યને સુખજનક છે કે નહિં ત્હેના વિશે વિચાર.

કોઇ કોઇ હેવી વાદ યુક્તિ કરે છે કે, જ્યહારે સર્વ મનુષ્યના મંગળામંગળનો સાધારણ રીતે વિચાર કરવામાં આવે છે, ત્યહારે સમસ્ત પ્રાકૃતિક નિયમ કલ્યાણદાયક જણાય છે ખરા, પરંતુ જ્યહારે મનુષ્ય વિશેષના સુખ દુઃખ ઉપર વિચાર કરીએ ક્રિયે ત્યહારે તે કેવળ ક્લેશદાયક જણાય છે. વિચાર કરતી વેળાએ જગતની નિયમ-શૃંખલા ઘણીજ ઉત્તમ જણાય છે ખરી, પરંતુ કાર્યકાલે તે ઘણીજ અશુભકર જણાય છે. વિવેચના કરીને જોયાથી આ પૂર્વ પક્ષનો સિદ્ધાન્ત કરવો એ ઘણોજ સ્હેલો છે. જે સર્વ સાધારણને શુભદાયક છે. તે અવશ્ય પ્રત્યેક માણસને પણ શુભદાયક થાય છે, તેમાં કંઇ સંદેહ નથી. જે નિયમ માનવજાતિને સુખદાયક કહેવાય છે, તે પ્રત્યેક મનુષ્યને પણ સુખદાયક હોવા જોઈએ, કારણ પ્રત્યેક મનુષ્ય કદી પણ મનુષ્યજાતિની બ્હારસ્થ નથી. જેમ એક એક જૂદા જૂદા ઝાડની સમષ્ટિને

વન તથા ઉપવન કહેવાય છે, તેમ સમસ્ત ભિન્ન ભિન્ન મનુષ્ય જાતિ કહે છે. જેમ વરસાદનું પાણી વન તથા ઉપવનને ઉપકાર-જનક હોવાથી ત્ય્હાંના પ્રત્યેક વૃક્ષને ઉપકાર-જનક થાય છે, તેમ જે નિયમ માનવ-જાતિને શુભદાયક છે, તે પ્રત્યેક માનવને પણ શુભદાયક છે વિશ્વવ્યાપારની હાલી રીતિમાં નૈસર્ગિક વસ્તુના પ્રભાવ તથા પ્રાકૃતિક નિયમના આચરણ એકાએક ફેરફારથી થાય છે. તે કહેવી રીતે અને કિયા કારણથી થયું તે આપણે જાણી સકતા નથી. વિશ્વયંત્રની સાધારણ ક્રિયા હમેશાં એક સરખી ચાલે છે. સઘળા પ્રાકૃતિક નિયમનો આ એક મ્હોટો ઉદ્દેશ છે ત્હેમાં કંઇ સંદેહ નથી. તે બધા નિયમ મનુષ્ય માત્રનેજ હિતકારી છે. ત્હેમાંથી એકને પણ દૂર કર્યાથી સર્વનું અશુભ કાર્ય થાય છે. કાહાણીના આકારમાં આ વિષયનું પ્રતિપાદન કર્યાથી સરળ થશે.

એક કડિયો એક ગૃહસ્થનું ઘર દુરસ્ત કરતો હતો, એકાએક તેનો પગ લપસ્યાથી અગાશી ઉપરથી તે નીચે પડ્યો અને આખું શરીર જખમી થઇને પગ ભાગ્યો. તેથી ત્હેને ઘણી વેદના થઇ એટલે વિધાતાનો દોષ દઇને કહેવા લાગ્યો કે, "હે વિધાતા! કોણ ત્હમારી સૃષ્ટિની પ્રશંસા કરે છે? ત્હમે ઘણાજ નિ-

દય છો. ત્હમે મ્હને હેવો મૂર્ખ અને અશક્ત કર્યો છે કે હું આ ભારે વિપદ્‌માં પડવાની પ્હેલાં કંઈ પણ જાણવા પામ્યો નહિં અને આ દુર્ઘટના બનવાની વેળાએ ત્હેને દૂર કરવાનું પણ સામર્થ્ય આપ્યું નહિં"

વિધાતા ત્હેના કહેવાપર કાન લગાડીને બોલ્યા, "વત્સ! તું મ્હારા ક્રિયા નિયમના ઉપર દોષ લગાડે છે તે કહે એટલે હું ત્હેનો ઉપાય કરીશ." કડિયાએ જવાબ આપ્યો, "હે બ્રહ્મન્! જે નિયમથી પૃથ્વીની પાસેની સઘળી વસ્તુ પૃથ્વીમાં પડે છે અને લોકો જેને માધ્યાકર્ષણ કહે છે તે નિયમને લીધે મ્હને આ ભયાનક વિપત્તિ પડી છે. હું અગાશીમાં ઉભો રહીને કાર્ય કરતો હતો, એકાએક ત્હેની એક ખશેલી ઈંટ ઉપર પગ મૂકતાંજ એકદમ નીચે પડીને મૃતપ્રાય થયોછું." આવી વાત સાંભળીને વિધાતાએ કહ્યું, "મ્હેં ત્હારૂં હિત ઇચ્છીએ આ નિયમ કર્યો છે, એથી તું જો અસંતુષ્ટ થયો હોય તો જે વરદાન આપ્યાથી ત્હારૂં ભલુ થાય તે માગ્ય, હું તેજ આપીશ." આથી કડિયો ઘણોજ આનંદિત થઇને વિનંતિ કરવા લાગ્યો, "હે કરૂણામય લોકનાથ! મ્હારા આખા શરીરમાં જે વેદના થાય છે ત્હેની શાંતિ કરો, અને મ્હારે તમારા માધ્યાકર્ષણના નિયમને આધીન રહેવું ન

પડે ત્હેનો ઉપાય કરી આપો." એનાપર ભગવાન્ "તથાસ્તુ" કહીને અન્તર્હિત થયા.

એથી કડિયો ઘણોજ ખુશ થઇને વિધાતા પુરુષ-ને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યો, અને ત્હેની પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવાને તેના ઉપર ધ્યાન લગાડી ત્હેની અર્ચના કરવામાં પ્રવૃત્ત થયો. ત્હેની શરીરની વેદના જતી રહી, અને આખુ શરીર પ્હેલાની પેઠે સારૂં થયું. તેથી તે ફરી અગાશીપર ચઢીને અજયબથી ચારે બાજુએ જોવા લાગ્યો, અને પોતને કૃતકાર્ય મા-નીને ઘણોજ હર્ષિત થયો, પછી છાપરાપર પગ મૂ-કવાની કોશીશ કરવા લાગ્યો પણ પ્હેલાની પેઠે તે ચાલી સક્યો નહિં. તે હવે માધ્યાકર્ષણના નિયમને આધીન નહોતો, એટલે ત્હેને માધ્યાકર્ષણ હો કે ન હો બન્ને સરખું હતું. શરીરના ભારથી પૃથ્વી ઉ-પર સ્હેલાઇથી પગ મૂકાય છે. માધ્યાકર્ષણજ ભારનું કારણ છે, એટલે માધ્યાકર્ષણ ન હોય તો સ્હેલાઈથી પગ મૂકી સકાય નહિં. કડિયાએ લેલા વડે અગા-શી ઉપર ચૂનો દેવાની કોશિસ કરી, પરંતુ કહેવું આ-શ્ચર્ય ! તે અગાશીની દિવાલ ઉપર નહિં લાગતાં શૂ-ન્યમાં તે લેલો રહેવા લાગ્યો, કારણ પૃથ્વીથી આકૃષ્ટ તથાપિ તેથી કોઈ વસ્તુ પડતી નથી. કડિયો આ અ-

સંભવિત બનાવ જોઈને ઘણોજ ભયાતુર થયો અને અગાશી ઉપરથી નીચે ઉતરવાનો યત્ન કરવા લાગ્યો, પરંતુ તેનું શરીર માધ્યાકર્ષણના નિયમને આધીન નહોતું, એટલે ત્હેના પગ જમીનપર નહિં ખેંચાતા જેમ બલૂન આકાશમાં સ્થિર રહે છે તેમ તે શૂન્યમાં લટકવા લાગ્યો. આથી ત્હેને ફિકર થવા લાગી તેથી તે નીચે પડવાનો યત્ન કરવા લાગ્યો તો પણ ત્હેનાથી નીચે પડાયું નહિં.

આથી કડિયો ઘણોજ ભયભીત અને ચિંતાગ્રસ્ત થઇને "હા વિધાતા! હા વિધાતા!" કહીને બુમો પાડવા લાગ્યો. પરમ કૃપાળુ પ્રજાપતિએ ત્હેની બુમો સાંભળીને કહ્યું, "બેટા! વળી ત્હેને શી વિપત્તિ પડી છે કે, તું ફરી રૂવે છે? ત્હને અસંતોષ થવાનું બીજું શું કારણ થયું? તું ભૌતિક નિયમને આધીન રહેવાથી અગાશીપરથી પડ્યો હતો તે નિયમ ત્હને હવે લાગુ પડતા નથી, ત્હારી શરીરની વેદના જતી રહી છે, અને ભાગવાની ભીતિ નથી, તો તું શા માટે ફરી વિલાપ કરે છે?"

એ સાંભળીને કડિયાએ કહ્યું, "હે બ્રહ્મન્! અપરાધની ક્ષમા કરો, કેવળ અજ્ઞાનાચ્છન્ન અને સ્પર્દ્ધાયુક્ત થઇને આવું વિરુદ્ધ વરદાન માગ્યું હતું મને પૂર્વવત્ વેદનાગ્રસ્ત કરીને રાખશો તો હરકત નથી

પણ ફરી માધ્યાકર્ષણના નિયમને આધીન કરી દ્યો."

વિધાતાએ "તથાસ્તુ" કહીને ત્હેની મનોવાચ્છના સિદ્ધ કરી. તેથી કડિયાને તરત પૂર્વવત્ વેદના થયાથી તે બિછાનાપર પડ્યો, પ્રાકૃતિક નિયમના ઉલ્લંઘનના પ્રતિફલ સ્વરૂપ રોગ ભોગવીને ફરી સાજો થયો અને પ્હેલાંની પેઠે તે અગાશી ઉપર ચડીને ઘર સમુ કરવા લાગ્યો. માધ્યાકર્ષના નિયમ મહોપકાર જનક છે તે જાણીને સકૃતજ્ઞ ચિત્તથી વિધાતાને ઘણા ધન્યવાદ આપ્યા; અને એ વિષયમાં બુદ્ધિવૃત્તિ નિયોજિત કરીને એ નિયમનું ખરેખરૂં તત્વ શિખીને અને તેના પ્રતિપાલનમાં યત્નવાન્ થઈને નિર્વિઘ્ન કાળ ગાળવા લાગ્યો. આ વિષયપર જેમ જેમ વધારે વિચાર કરતો તેમ તેમ પરમ વિધાતા પરમેશ્વરના ચિંત્યજ્ઞાન, અને અપાર કરુણાના ઘણા પ્રમાણ મેળવ્યાથી બહુ આનંદ પામતો ત્હેનાથી ત્હેની બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિ સર્વ પરિચાલિત અને વર્દ્ધિત થયાથી, ત્હેને જણાયું કે હું એક ઉત્તમ સુખ રાજ્યમાં આવ્યો છું.

વિધાતા કડિયાની મનોવાચ્છા પૂર્ણ કરીને જેવો અન્તર્હિત થાય છે તેટલામાં તેણે એક ખેડુતનો આર્ત્તનાદ સાંભળ્યો, ખેડુત ઉંચે અવાજે કહે છે કે, હે વિધાતા ! તમે મને શા અપરાધથી હાવો દુર્ભાગ્ય ક-

યોં છે ? હું ચિંતાથી અસ્થિર થઇને ઘણા ક્લેશથી કાળ ગાળુ છું. મને એક એક દહાડો એક એક વર્ષના જેવો લાગે છે. વિધાતાએ ત્હેનો આર્ત્તનાદ સાંભળીને કહ્યું, " બેટા ! તું શા દુઃખમાં પડયો છે ? શા વાસ્તે આટલો ખેદ કરે છે ? મ્હારો કિયો નિયમ ત્હને ક્લેશકારક થયો છે ? " ખેડુતે જવાબ આપ્યો, "હે વિધાતા ! તમારા નિયમાનુવર્ત્તી થઈને હું જમીન ખેડી, બીજ વાવીને પાણી સિંચન કરી વગેરે કષ્ટસાધ્ય કામ નહિં કરૂં તો અનાજ મળે નહિં. હું ત્હમારા નિયમાનુસારે ખેતરમાં કામ કરૂં હેવી વેળાએ વરસાદ વરસવવા લાગે અને વરસાદ કેવળ જમીનમાં પડે તો તેથી કંઈ હાનિ થાય નહિં, પણ તે મ્હારા શરીર ઉપર પડ્યો તેથી મ્હારા કપડાં ભીનાં થયાં, આખું શરીર શીતલ થયું, છેલ્લે મને તાવ આવ્યો તેથી હું ભારે વિપત્તિમાં આવી પડયો. હમણાં શરીરની ગરમીથી તરસ લાગે છે અને તરફડિયા મારૂંછું. હે વિધાતા! તમે સંતાનના ઉપર ઘણાજ નિર્દય છો."

પ્રજાપતિએ ત્હેની ખેદોક્તિ સાંભળીને કહ્યું, " બેટા ! મ્હેં ત્હારા કલ્યાણને માટે ભૌતિક અને શારીરિક નિયમ સ્થાપ્યા છે; તું ત્હેનાથી ઘણાંજ વિરુદ્ધાચરણ કરીને હાવું દુઃખ ભોગવે છે. મ્હારા નિયમ-

ના વિરુદ્ધ ચાલ્યા છતાં પણ ત્હેને ક્લેશ આપવાની આવશ્યકતા નહોતી. તું નિયમનું ઉલ્લંઘનનું દુઃખમય ફળ સમજે અને પોતાના કર્ત્તવ્ય સાધનમાં યત્નવાન્ થઈ સુખી થાય એટલા માટે ત્હારા અત્યાચારના પ્રતિકૂલ સ્વરૂપ દુઃખ આપ્યું છે. હવે ત્હારી શી પ્રાર્થના છે તે કહે, તે હું પૂર્ણ કરીશ."

ખેડુતે કહ્યું, "હે બ્રહ્મન્! ત્હમારા નિયમથી કહેવી રીતે મ્હારુ ભલુ થઇ સકે? જ્ય્હારે હું ત્હમારા સઘળા નિયમ જાણી સકતો નથી તથા તે ઉત્તમ રીતે પાળી સકતો નથી, ત્ય્હારે કેવળ ક્લેશ થવાનો સંભવ છે. હવે આટલીજ ભિક્ષા માગુંછું કે ત્હમારા નિયમરૂપ પાશમાંથી મ્હને છોડાવો, બીજું વરદાન માગવાની અરજ કરતો નથી."

વિધાતાએ કહ્યું, "મ્હેં ત્હારો રોગ દૂર કર્યો, અને જે નિયમ ત્હને એક પ્રકારે ક્લેશકર થયા છે, તેથી ત્હને દૂર રાખ્યો. આજથી ત્હારૂં શરીર અને કપડાં ભીંજાશે નહિં, ત્હારા શરીરને શીતલતા તથા ગરમી જણાશે નહિં, અને ત્હારૂં શરીર હવે વેદના ગ્રસ્ત થશે નહિં. હવે તું સંતુષ્ટ થયો?"

આથી ખેડુત ઘણો ખુશ થઇને બોલ્યો, "હે કરુણામય વિધાતા! હું ત્હમારી કૃપાથી ચરિતાર્થ થયો,

મ્હારૂં અંતઃકરણ કૃતજ્ઞતા-રસથી આર્દ્ર થયું, હું ત્હમને પરમ મંગળાકર જાણીને ત્હમારી આરાધના કરવામાં પ્રવૃત્ત થાઉંછું. ”

ખેડુત આ બોલે છે તેટલામાં નીરોગ, બલિષ્ઠ અને પ્રફુલ્લ ચિત્તવાળો થયો, અને ત્હેને માટે વિધાતા પુરુષને વારંવાર ધન્યવાદ આપીને ખેતરમાં જઇને કામ કરવાનો આરંભ કર્યો. તે વેળાએ શિયાળો હતો, વારંવાર ઘણા કરા પડતા હતા અને તડકો પણ હતો પરંતુ પાણીથી ત્હેનું શરીર તથા વસ્ત્ર ભીજાતાં નહોતાં ત્હેને કેટલાક ભૌતિક તથા શારીરિક નિયમ અસર કરતા નહોતા.

ખેડુતે ખુશીથી ખેતરનું કામ પૂરૂં કરીને ઘરમાં આવીને પાણીથી હાથ પગ ધોવા શરૂ કર્યા પરંતુ ત્હેનું શરીર ત્હેનાથી ભીજાયું નહિં; કારણ વિધાતાના વરદાનથી ત્હેની શીતોષ્ણાદિ અનુભવ કરવાની શક્તિ એકદમ ગઇ હતી. ત્ય્હાર પછી પાસેની નદીમાં ઉતરીને નાહાવા લાગ્યો, પરંતુ ત્હેમાં પણ શરીર ભીજાયું નહિં, અને પ્હેરેલાં કપડાં પાણીમાં નહિં ભીજાયાથી ત્હેનો મેલ દૂર થયો નહિં. આ સઘળા વ્યાપાર જોઇને ખેડુત ઘણોજ ઉત્કંઠિત થયો, અને મનમાં વિચાર કરવા લાગ્યો કે મ્હેં મનઃકલ્પિત વરદાનની પ્રા-

થૈના કરીને ચિરકાલને માટે સુખ ઉપર પાણી ફેરવ્યું. નાહીને ઘેર આવ્યા પછી પોતાના એક બાળકને ખોળામાં લઇને ત્હેનું મુખ ચુંબન કર્યું, પરંતુ કહેવો આશ્ચર્ય ! પૂર્વે જેમ ત્હેને ખોળામાં લીધાથી સ્પર્શ-જનિત સુખ મળતું હતું, તેવું સુખ તેને મળી સકયું નહિં. તે બાળકપર સતૃષ્ણ નયનથી જોવા લાગ્યો, અને ઉત્સુક મનથી ત્હેનાં અસ્પષ્ટ મધુર વાકય સાંભળ્યા, પરંતુ ત્હેને સ્પર્શ કરૂંછું હેતું જણાયું નહિં. તે ખેડુતને સ્પર્શાનુભવ વિશેના શારીરિક નિયગ તેના શરીરને લાગુ પડતા નહોતા. આખું શરીર સ્પર્શ-શક્તિ વિનાનું થયું હતું. સ્નેહાભિષિક્ત નેત્રથી પેલા બાળકને જોઇને ઘણીજ ઉત્સુકતાની સાથે ત્હેને ગાઢ આલિંગન કર્યું, પરંતુ કંઈ પણ આગળના જેવો સ્પર્શ તથા સુખાનુભવ કરી સકયો નહિ. આખરે ત્હેની સખ્ત છાતી સરસો દબાયાથી બાળક મ્હોટે અવાજે રોવા લાગ્યો. ત્ય્હારે ખેડુત મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો "મ્હેં કહેવું અવિચારી અને અન્યાયનું કામ કર્યું છે ? મ્હારા કેટલાક શારીરિક નિયમ એકીવારે જતા રહ્યા છે." ત્ય્હાર પછી તે ખેડુત અતિશય તડકો વેઠયાથી અને બીજા ઘણા અહિતાચાર કર્યાથી માંદો અને દુર્બલ શરીરનો થવા લાગ્યો,

પરંતુ તે દુઃખની અસર નહિં થવાથી, ઔષધ કરાવવામાં પ્રવૃત્ત થયો નહિં. એથી ખેડુત અકસ્માત્ પોતાની આખરની અવસ્થા આવેલી જોઇને વિચાર કરવા લાગ્યો કે, પૂર્વાવધિ મ્હારૂં દેહ-યંત્ર ઉચ્છંખલ થવાનો આરંભ થયો છે ત્હેમાં સંદેહ નથી, પરંતુ મ્હારામાં ક્લેશાનુભવ શક્તિ નહિં હોવાથી પીડા અનુભવ કરી સકતો નથી, તેથી રોગ દૂર કરવાનો યત્ન પણ કરતો નથી એથી તે દુઃખથી ગભરાઈને અને ભયભીત થઈને વ્યાકુલ ચિત્તે કહેવા લાગ્યો, "હે વિધાતા ! ભૂમંડળમાં મ્હારા જેવો અભાગીઓ મનુષ્ય બીજો કોઇ નથી. હું સઘળા સુખથી વંચિત થયો છું. મ્હારૂં શરીર દુર્બલ થઈ ગયું છે, પરંતુ રોગાનુભવ કરી સકતો નથી તેથી ત્હેને દૂર કરવાની કોશિસ કરી શકતો નથી. હે પ્રજાપાલક : મ્હને હાવો દુર્ભાગ્ય કેમ કર્યો ? "

વિધાતા ત્હેનું રૂદન સાંભળીને કહ્યું, "બેટા ! ભાૈતિક અને શારીરિક નિયમથી ત્હને તાવ તથા ક્લેશની ઉત્પત્તિ થઇ હતી તે વખતે તે કહ્યું હતું, તેથી મ્હેં તને ત્હેની અસર ન થાય એવો ઉપાય કર્યો હતો. ત્હારા શરીરમાં વેદનાની કે ટાઢ તડકાની અસર થાય નહિં હેવું મ્હેં કર્યું છે. હવે તું શા માટે ખેદ

કરે છે, અને શા માટે તું આટલો અસંતુષ્ટ થયો છે?"

ખેડુતે કહ્યું "હે બ્રહ્મન્! ત્હમે જે કહ્યું તે ખરૂં છે પરંતુ ત્હમે વિકલેન્દ્રિયવાળો કરીને અતિશય દુર્ભાગી કર્યો છે. જેમ આગળ ખેતરમાં જતો ત્યહારે જે સુ-શીતલ નિર્મલ હવાની લહેરો શરીર ઉપર લાગ્યાથી શરીર સ્નિગ્ધ થતું તેમ હમણાં તેવું સુખ મળતું નથી. મ્હારા છોકરાને હું મ્હારા ખોળામાં લઉંછું તો પ્હેલાંના જેવો સુખનો અનુભવ થતો નથી. હું માંદો થઈને મૃતના જેવો થયોછું, તથાપિ રોગથી થતું દુઃખ જણાયાને લીધે ત્હેનો ઉપાય કરવાની વૃત્તિ થતી નથી. હે વિધાતા! હુ ઘણોજ દુર્ભાગી થયોછું. હું શોકસાગરમાં નિમગ્ન થાઉંછું."

વિધાતાએ કહ્યું, "હું ત્હને કહેવી રીતે સંતુષ્ટ કરૂં? જ્યહારે મ્હેં ત્હને સ્પર્શનું સુખ જણાય એ માટે ચામડીમાં સ્પર્શ-શક્તિ મૂકી હતી, અને શારીરિક નિયમનું ઉલ્લંઘન કર્યાથી તેનું જ્ઞાન થાય, અને તે જાણીને ત્હેનો ઉપાય કરવાની તજવીજ કરાય હેવી ઈચ્છાથી શારીરિક ક્લેશ આપ્યો હતો, તે વેળાએ તું તો સંતુષ્ટ થયો નહિં. પૃથ્વીને ફલવતી થવા માટે વરસાદ વરસે છે; તે કંઈ મનુષ્યના રોગની ઉત્પત્તિનું કારણ નથી. પરંતુ તું વરસાદની સાથે શરીરનો

સબંધ નહિ સમઝતાં ઘણાજ વરસાદના પાણીમાં ભીજાયો હતો તેથી ત્હને તાવ આવ્યો. વરસાદના પાણીમાં ભીજાયાથી ત્હારા શારીરિક નિયમનું ઉલ્લંઘન થયું, તે વધારે ન થાય માટે ત્હને સાવચેત રાખવાને ક્લેશ આપ્યો હતો; કારણ કે સર્વદા હાવી રીત્યનો અત્યાચાર કર્યાથી ત્હારો પ્રાણ જાત. જો હવે ત્હને મ્હારા શુભકર નિયમને તાબે રાખું તો તું ફરી મ્હારા પ્રદર્શિત માર્ગનો ત્યાગ કરીને મ્હને અન્યાયકારી કહીને મ્હારી નિંદા કરે.” હાવી વાત સાંભળીને ખેડુત ઘણીજ વ્યગ્રતા દેખાડીને બોલ્યો, “ હે કરુણામય વિધાતા ! હમણાં ત્હમારૂં અચિંત્યજ્ઞાન અને અપાર કરુણા સ્પષ્ટ રૂપથી જોઉછું અને હું મૂર્ખ હોવા છતાં પણ અકપટ હૃદયથી સ્વીકારૂં છું. મ્હને ફરી ત્હમારા પરમ મંગળકારી નિયમને આધીન કરો. હું કૃતજ્ઞ ચિત્તથી સ્વીકાર કરૂં છું કે હેના વિરુદ્ધ ચાલ્યાથી ત્હેનું ફળ પ્રાપ્ત થાય છે, તે પણ હિતને માટે છે. મ્હારી ચામડીને પ્હેલાંના જેવી કરીને મ્હને આગળની પેઠે સ્પર્શાદિથી મળતા સુખનો અધિકારી કરો. ત્હમારા નિયમને યથાયોગ્ય નહિં પાળવાથી જે દુઃખ ઉત્પન્ન થાય છે, તે હું અમ્લાન વદનથી માનું છું.”

વિધાતાએ ખેડુતની પ્રાર્થના પૂર્ણ કરી એટલે ત્હેને ફરી તાવ અને વેદના શરૂ થઇ, પરંતુ ઔષધ પીધાથી ટૂંક મુદતમાં તેની શાંતિ થઇ. પછી ધીરે ધીરે ત્હેને બળ આવવા લાગ્યું, અને ઇન્દ્રિયો પ્હેલાંની પેઠે સતેજ અને સબળ થઇ ખેડુત આવી રીતે ચરિતાર્થ થયાથી કોઈ દિવસે પણ વિધાતાને અગણ્ય ધન્યવાદ આપ્યા વિના અને કૃતજ્ઞતા બતાવ્યા બગર પાણી પીતો કે ખાતો પણ નહિં. અને છોકરાંને ખોળે લીધાથી તે પ્રગાઢ પ્રીતિ રસમાં આર્દ્ર થતો. ત્હાર પછી તે જ્યહારે કોઈ નિયમ પાળીને ત્હેનાથી નિપજતા નિર્મળ સુખનો અનુભવ કરતો, ત્યહારે ઉત્સાહથી અને સાનન્દચિત્તથી વિધાતા પુરુષનું સ્મરણ કરીને ત્હેની આગળ કૃતજ્ઞતા બતાવતો હતો, અને જ્યહારે તે કોઈ નિયમનું ઉલ્લંઘન કર્યાથી દુઃખ પામતો ત્યહારે તરત વિધાતાએ બતાવેલો માર્ગ પકડી સાવચેત થઈને મ્હોટા દુઃખકારક બનાવથી બચતો,

વિધાતા પુરુષે ખેડુતની પાસેથી અન્તર્હિત થતાં જ, બીજા એક માણસનો આર્ત્તનાદ સાંભળ્યો. તે માણસ "હા વિધાતા હા વિધાતા" કહીને બૂમો પાડતો હતો, તે સાંભળીને ત્હેણે તરત ત્હેની પાસે જઈને પૂછ્યું, "બેટા ! તું વળી શા કારણથી ખેદ કરે

છે ? " તે બોલ્યો " બ્રહ્મન્ ! મ્હારા પિતાએ, ઈન્દ્રિયને વશીભૂત થઈને નાના પ્રકારના અહિતાચરણ કરીને, પોતાનું શરીર ખરાબ કરી નાખ્યું છે, તેથી કરી ત્હેના દુષ્કર્મના ફલથી હું પીડિત થઈને ઘણું દુઃખ ભોગવું છું. હું સંધીવાથી ઘણો ક્લેશ પામું છું. મ્હારા સઘળા સાંધા દુઃખે છે. ત્હમે મ્હારા પિતાના પાપને લીધે મ્હને રોગી કરીને ન્યાય વિરુદ્ધ કાર્ય કર્યું છે. હે વિધાતા ! જો કૃપાળુ અને ન્યાયવાન્ હો તો મ્હને આ દુઃખકારક સ્થિતિમાંથી છોડવો"

વિધાતાએ ત્હેનાં વાક્ય સાંભળીને કહ્યું, " પિતા માતાના પ્રકૃતિ-સિદ્ધ ગુણ દોષથી છોકરાં ચાલે છે. જ્હેવો શારીરિક નિયમ સ્થાપેલો છે, તું જ્હેમાં દોષ કહે છે. ઠીક છે, ત્હને પૂછું છું કે ત્હારા પિતાથી ત્હને સંધીવા વિના બીજી કોઈ સ્વાભાવિક શક્તિ પ્રાપ્ત થઈ છે કે નહિં ? " રોગીએ જવાબ આપ્યો, "હા મ્હને બીજા ઘણાક સુખદાયક વિષય મળ્યા છે. મ્હેં ઘણાજ સુખદાયક માંસના લોચા, જ્ઞાનેન્દ્રિય અને બુદ્ધિ તથા બીજી મનોવૃત્તિ મેળવીને જન્મ લીધો છે. જ્ય્હારે મ્હારા સાંધા દુઃખતા નથી ત્ય્હારે સઘળું શરીર સ્ફૂર્ત્તિવાળું જણાય છે. મ્હારી ઈચ્છા પ્રમાણે માંસના લોચાઓ ત્હેને અનુસરીને કાર્ય કરવામાં ત-

ત્પર થાય છે. ઈન્દ્રિયોને સુખ-રત્નની ખાણુ કહી સ-
કાય એમ જણાય છે. મનોવૃત્તિઓ જ્ઞાનોનુશીલન અ-
ને ધર્માલોચના કરીને ચરિતાર્થ થાય છે. પરંતુ હે
બ્રહ્મન્! ત્હમે શા માટે મ્હને પિતાના પાપાચરણના
પ્રતિકૂલ સ્વરૂપ સંધીવા આપ્યો ?"

વિધાતાએ કહ્યું, "તું ઘણોજ ટૂંકા વિચારનો છે, તેથી તું હાવો અસંતોષ બતાવે છે. ત્હારો પિતા મ્હારા નિયમનું ઉલ્લંઘન કર્યાથી રોગી થયો હતો, ત્હારા જન્મની વેળાએ ત્હેનું શરીર રોગી હતું માટે તું પણ રોગી દેહ પામ્યો છે. જે નિયમાનુસારે તેં ત્હેનું બળ, બુદ્ધિ, ઈન્દ્રિયની સુંદરતા ઇત્યાદિ મેળવ્યાં છે, તેજ નિયમાનુસારે ત્હેના જેવું રોગી શરીર તું પામ્યો છે. જો આ નિયમ ત્હને અનિષ્ટકારક જણાય તો તે નિયમની અસર થતી રોકું."

હાવું સાંભળીને રોગીએ કહ્યું, "કરુણામય વિધાતા પુરુષ! પ્હેલાં મને એટલું કહો કે, જો ત્હમે ઉપલ્યા નિયમને કામ કરતા રોકો તો મ્હેં બળ, વીર્ય, ઇન્દ્રિયની સુંદરતા વગેરે સદ્‌ગુણ મેળવીને જન્મ લીધો છે તે પણ શું નાશ પામશે?" વિધાતાએ કહ્યું, "ત્હેમાં વળી સંદેહ શું? તે સર્વ નાશ પામશે. જે નિયમાનુસારે તે સવ મેળવવા પામ્યો છે, તે નિ-

યમાનુસારેજ પૈતૃક રોગ પણ મેળવ્યો છે. એટલા માટે, તે નિયમ રહિત થયાથી, તેના શુભાશુભ કાર્યો પણ નાશ પામશે."

વિધાતાનું આ વાક્ય પૂરૂં ન થયું એટલામાં રોગી બોલી ઉઠયો, "હે બ્રહ્મન્! ક્ષમા કરો, હું કૃતજ્ઞ ચિત્તથી ત્હમારા આ શારીરિક નિયમને તાબે થવાનું કબૂલ કરૂં છું, અને ત્હેનું ઉલ્લંઘન કર્યાથી જે ફલ મળશે તે પણ સહન કરવાને તૈયાર છું. પરંતુ હે બ્રહ્મન્! પિતાએ ત્હમારા નિયમનું ઉલ્લંધન કરીને સજા મેળવી છે, તે ન્યાયને અનુસરતું છે. હવે તે નિયમનું પ્રતિપાલન કર્યાથી મ્હારો રોગ શાંત પામે અને ક્લેશ ઓછો થાય કે નહિં તે કહો?"

વિધાતાએ ત્હેના જવાબમાં કહ્યું, ક્લેશ દૂર કરવો એજ મ્હારા સઘળા નિયમનો ઉદ્દેશ છે, તું જો ત્હારા પિતાની પેઠે સર્વદા અહિતાચાર કરત, તો આટલા દિવસમાં ત્હારૂં શરીર કેવળ વ્યાધિનું મંદિર થાત. ખરેખર ત્હને પિતાના પાપમય માર્ગમાંથી છોડાવવા માટે આ પિતૃગત પીડા આપી છે. આ ક્લેશ ત્હારો રક્ષક સ્વરૂપ થઈને ત્હને સાવચેત ન કરત તો, તું પાપાચરણમાં પ્રવૃત્ત થઈને વધારે દુઃખમાં પડયો હોત હમણાં મ્હારા નિયમાનુગત વ્યવહારમાં સર્વદા

નિયુક્ત રહીશ તો ત્હારૂં દુઃખ ઓછું થશે અને ત્હારા પુત્રો પણ વિશુદ્ધ પ્રકૃતિ પ્રાપ્ત કરી તનદુરસ્ત થઇને કાળ ગાળશે."

રોગી, પ્રજાપતિનાં હાવાં હિતકર વચન સાંભળીને ઘણોજ આનંદિત થયો, અને અતિ ભક્તિભાવથી વિધાતા પુરુષને વારંવાર સ્તુતિ અને પ્રણામ કરીને ત્હેનો આજ્ઞા પાલનારો થયો. એથી ત્હેના શારીરિક ક્લેશ ધીરે ધીરે ઓછા થઇને તનદુરસ્તીની વૃદ્ધિ થઇ અને ત્હેને લીધે તે માણસ વિધાતાની પાસે કૃતજ્ઞતા રૂપ પુણ્યપાશમાં જીવનપર્યન્ત બદ્ધ થયો.

વિધાતા પુરુષ ઉપર લખેલા પીડિત માણસને ઉપદેશ આપીને સ્વર્ગારોહણ કરતો હતો એટલામાં એક બાળક રોગની યાતનાથી અસ્થિર થઈને ઘડિયે ઘડિયે પડખું ફેરવીને રોતો સંભળાયો. વિધાતાએ તે બાળકની પાસે જઇને પૂછ્યું, "બેટા! શા કારણથી રૂવેછે? ત્હને શું દુઃખ થયું છે?" બાળકે લાંબો શ્વાસ નાખીને આર્ત્તસ્વરથી ક્હ્યું, "મ્હેં પિતાની ભારે પીડા અને માતાની દુર્બલ પ્રકૃતિનો અંશ લઇને જન્મ લીધો છે. રોગમાં આચ્છન્ન અને અભિભૂત થઇને દિવસો ગાળુંછું, મ્હારા મ્હોંમાંથી ઉચ્ચાર નિકળતા નથી. વાત કહેતાં પણ દુઃખ ઉપજે છે." વિધાતાએ પૂછ્યું,

" તે શું પિતા માતાથી રોગ અને યાતના વિના બીજું કંઈ મેળવ્યું નથી ? શરીર અને મનની હેવી કોઇ શક્તિ મેળવી નથી કે તે સંચાલન કર્યાથી સુખ ભોગવે ? " બાળકે કહ્યું, "મ્હારૂં શરીર હેવું તો દુર્બલ છે અને અન્તઃકરણ હેવું નિસ્તેજ છે કે ત્હેના ઉપરથી જણાય છે કે હું કેવળ ક્લેશ ભોગવવા માટેજ જીવતો રહેલો છું. " વિધાતા બોલ્યો "ત્હારે ચિંતા શા માટે કરવી જોઈએ ? મ્હારા શારીરિક નિયમથી હમણાં ત્હારી યાતનાની શાંતિ થશે, અને હું ત્હને મ્હારાજ ખોળામાં આશ્રય આપીશ. " આટલી વાત કહેતાજ શારીરિક નિયમનું ફલ પ્રત્યક્ષ જણાયું. બાળકનું શરીર મૃતપિંડવત્ નિર્જીવ થઇને યાતના શૂન્ય થયું, અને ત્હેનો આત્મા તરત વિધાતા પુરુષની પાસે પ્હોચ્યો.

ત્યાર પછી એક વ્હેપારી સમુદ્ર તરંગમાં પડીને ઊંચા સ્વરથી વિધાતા પુરુષને ઘણોજ અપવાદ આપતો સંભળાયો, તેથી ત્હેની પાસે જઇને વિધાતાએ પૂછયું, " મ્હેં ત્હારૂં શું અનિષ્ટ કર્યું છે કે મ્હારી આટલી નિંદા કરે છે ? મ્હને જે કરવા કહીશ તે હું કરીશ "

વ્હેપારીએ કહ્યું, "હે બ્રહ્મન્ ! હું કલકત્તેથી કેટલીક વસ્તુઓ લઈને ચીન તરફ જતો હતો આજે સિં-

ગાપુરમાં આવી પ્હોચ્યો. મ્હારા વ્હાણમાંના એક ખલાસીએ દારૂ પીને આગ લગાડી તેથી વ્હાણ બળે છે, હું તેથી ભયભીત થઇને સમુદ્રમાં કુદી પડ્યો, મ્હને હવે જીવવાની આશા નથી એટલા માટે હું કહું છું કે ત્હમે જો ન્યાયવાન્ હોત તો દોષીના દોષથી નિર્દોષનું નુકશાન કેમ કરત. ”

વિધાતાએ કહ્યું, “તું મ્હારા સામાજિક નિયમપર દોષ લગાડે છે. ઠીક છે, જો ત્હેમાં તું અસંતુષ્ટ થતો હોય, તો તે દૂર કરીને ત્હને પૂર્વવત્ વ્હાણપર ચઢાવું છું. ”

વ્હેપારીએ જોયું તો વ્હાણમાંની આગ હોલવાઈ ગઇ છે, અંગારા લાકડા જેવા જણાતા હતા, પોતાનું અને પોતાના ખલાસીઓનું શરીર સારૂં થયું અને સર્વ હૃષ્ટ ચિત્તથી વ્હાણમાં બેઠા હતા. વ્હેપારી ઘણો કૃતજ્ઞ હૃદયથી પ્રજાપતિનું સ્તવન કરવા લાગ્યો, અને ખલાશીઓને કહ્યું, “આપણે વિધાતા પુરુષની કૃપાથી વિપદ્માંથી પાર પડ્યા છિયે. ” પરંતુ ક્હેવું આશ્ચર્ય કે કોઈએ ત્હેનું બોલવું સાંભળ્યું નહિં, અને ત્હેની આજ્ઞાનુસારે કામ કરવામાં પણ કોઈ પણ પ્રવૃત્ત થયા નહિં. એથી તે આશ્ચર્ય પામી બૂમો પાડીને બોલ્યો, “ત્હમે શા કારણથી મ્હારા બોલવા ઉપર ધ્યા-

ન આપતા નથી ? " તેનો પણ કોઇએ જવાબ. આપ્યો નહિં. તેણે જોયું તો, સર્વે પરસ્પર વાતચીત કરતા હતા અને અહિંથી તહિં ફરતા હતા, પરંતુ કોઈ ત્હેની વાતપર ધ્યાન આપતા નહોતા. વ્હેપારીએ તેઓને ધમકાવ્યા, વળી નાના પ્રકારનાં વિનય-વાક્ય પણ કહ્યા, તોપણ કોઈ રીતે તેમના તરફથી જવાબ મળ્યો નહિં.

તે વેળાએ તે સભય ચિત્તથી વિચાર કરવા લાગ્યો તો જણાયું કે, વિધાતાએ મ્હને સામાજિક-નિયમ-જનિત સમસ્ત સુખથી વંચિત કર્યો છે. હાવી રીત્યનો વિચાર કરતો કરતો ઘણોજ ભયભીત અને ઉત્કંઠિત થઈને પોતે દોરડાં પકડીને એક સઠ ખેંચ્યો, અને પોતે સુકાની થઇને પોતાની મરજી પ્રમાણે વ્હાણ ચલાવવા ગોઠવણ કરવા લાગ્યો. પરંતુ લંગર કાઢ્યું નહોતું તેથી જરાક હાલીને વ્હાણ અટક્યું. વ્હેપારીએ લંગર કાઢવાનો યત્ન કર્યો, પરંતુ તે ઘણુંજ ભારે હોવાથી ઉપાડી સકાયું નહિં, તેથી ખલાશીઓને ઉપાડવા બોલાવવા લાગ્યો, પરંતુ તેઓએ કંઈ પણ જવાબ આપ્યો નહિં. ત્હેને સામાજિક નિયમ લાગુ પડતા નહોતા તેથી કરીને જેમ તે બીજાના કુવ્યવહારથી થતાં દુ:ખ ભોગવતો નહોતો તેમજ બીજાની સહાયતાથી પ-

ણુ એકીવારે વંચિત થયો હતો.

તે વેળાએ તે નિરાશ ન થતાં એક ન્હાની હોડીમાં બેશીને કિનારા ઉપર ઉતર્યો. સિંગાપુરમાં ત્હેનો એક મિત્ર હતો, ત્હેની પાસે જઈને સર્વ હકીકત કહી, અને વિપત્તિમાંથી મુક્ત કરવાની મદદ માગી. પરંતુ કહેવો ખેદનો વિષય ! વ્હેપારીના મિત્રે વ્હેપારીને માન આપ્યું નહિં અને ત્હેના બોલવાપર પણ ધ્યાન આપ્યું નહિં; એટલુંજ નહિં પણ ત્હેની તરફ જોયું પણ નહિં; તે પોતાના કામમાં મશગુલ હતો; વ્હેપારી નિરાશા ચિંતાતુર થઈને પાસે એક વીશી હતી ત્યહાં ખાવા ગયો, પરંતુ ત્યહાંના નોકર ચાકરોએ ત્હેના બોલવા પર ધ્યાન આપ્યું નહિં. પ્હેલાં જ્યહારે તે સિંગાપુરમાં જતો, ત્યહારે એ વીશીમાં ખાતો અને ત્યહાંના નોકરો ત્હેની સેવા ચાકરી કરતા; પરંતુ આ વેળાએ કોઈએ પણ ત્હેને ઓળખ્યો નહિં. તે ત્યહાંના કેટલાક વ્હેપારી કામદાર અને નોકરચાકરથી વિંટલાયા છતાં જાણે તે જન શૂન્ય અરણ્યમાં રહેતો હોય એમ ભાસવા લાગ્યું. ત્યહારે વ્હેપારી ગાંડા જેવો થઈને વ્યાકુલ ચિત્તથી વિધાતાને સંબોધીને ઊંચા અવાજથી કહેવા લાગ્યો, "હે વિધાતા ! હું હમણાં જેવા સંકટમાં પડયો છું ત્હેના કરતાં સમુદ્રમાં ડુબ્યો હોત અને

અગ્નિમાં બળી ગયો હોત તો ઠીક થાત. મ્હારા દુઃખની પરિસીમા થઇ છે. હવે મ્હને મૃત્યુગ્રાસમાં નાખો અથવા તો ફરીથી સામાજિક નિયમને આધીન કરો. હું હવે કદી પણ ત્હમારા નિયમની નિંદા કરીશ નહિં." હાવી વાત સાંભળીને વિધાતાએ કહ્યું, "હમણાં તું કાયર થઇને આ વાત કહે છે, પરંતુ ફરીથી સામાજિક નિયમને આધીન થયાથી, ત્હારૂં વ્હાણુ બળશે તેથી તું અને ત્હારા ખલાશીઓ એક મછવાથી જમીન ઉપર જઈને પ્રાણુ બચાવશો, તેથી તુ નિર્ધન થઈશ એમાં કંઈ પણ સંદેહ નથી નિર્ધન થયાથી તું ફરી મ્હને દોષ દઇશ"

વ્હેપારીએ જવાબ આપ્યો, "હે બ્રહ્મન્! ત્હમારા સામાજિક નિયમ કહેવા હિતકર અને સુખદાયક છે તે પ્હેલાં હું કંઈ જાણુતો નહોતો જે માણુસ સામાજિક નિયમને તાબે છે તેઓની પાસે કંઈ પણુ નહિં હોય તોપણુ તેઓ એકદમ નિરાશ થતા નથી. પરંતુ જો કોઈ સસાગરા પૃથ્વીનો અધિપતિ હોવા છતાં સામાજિક નિયમને આધીન નથી, તેના જેવો દુર્ભાગ્ય આખી પૃથ્વીમાં બીજો કોઈ નથી. મ્હારૂં વ્હાણુ અને માલ બળ્યાથી હું નિર્ધન થઇશ એમાં સંદેહ નથી, પરંતુ હું શરીર, ઇન્દ્રિય, બુદ્ધિવૃત્તિ, અને

નિકૃષ્ટ પ્રવૃત્તિનો ઉપયોગ કરીને ફરીથી મ્હારો નિર્વાહ ચલાવીશ અને સુખ મેળવીશ. આ સર્વનું સંચાલન એજ સુખનું કારણ છે. દરિદ્રાવસ્થા આવ્યાથી આ સર્વનો નાશ થતો નથી, પણ ઉલટી તેઓને ચલાવાની આવશ્યકતા વધે છે. વિશેષતઃ સામાજિક નિયમને આધીન રહ્યાથી, મિત્રોના મધુર વાક્ય સાંભળીને આનંદિત થવાય છે અને સહયોગીઓની મદદથી થોડી વારમાં સર્વ કામ કરી સુખી થવાય છે. અને આજથી જે માણસ જે કામને યોગ્ય છે ત્હેને તે કામમાં નિયુક્ત કરીને સામાજિક નિયમ પાળીશ એજ ત્હમારી ઈચ્છા છે તે હું સમઝયો, અને માટે એ ઇચ્છા પરિપૂર્ણ થયાથી ઉપર લખેલા નિયમનું ઉલંઘનના પ્રતિફલરૂપ દુઃખ અવશ્ય નિવારિત થશે. હે કરુણાકર ! ત્હમે મ્હને ફરીથી સામાજિક નિયમને આધીન કરો; ત્હેના વિરુદ્ધ આચરણ કર્યાથી જે સજા ભોગવવી પડે છે તે હું ખુશીથી સ્વીકારીશ.”

વિધાતા પુરુષે વ્હેપારીની પ્રાર્થના પૂર્ણ કરી, તેથી ત્હેનું વ્હાણ બળી ગયું અને તે એક મછવાની મદદ વડે કિનારે ઉતર્યો. પછી વિધાતાનું વિધાન અને મનુષ્યનો સ્વભાવ શિખ્યો, થોડું થોડું ધન પણ એકઠું કરવા લાગ્યો, અને પોતાને આગળના કરતાં સુખી

થયેલો જોઈને ઘણોજ આનંદિત થયો.

ત્યહાર પછી હેવા બીજા ઘણા અત્યાચારી માણસો વિધાતા પુરુષને પોતપોતાનું દુઃખ જણાવીને ત્હેના સ્થાપેલા પ્રાકૃતિક નિયમનો દોષ બતાવવા લાગ્યો. વિધાતાએ તેઓના આક્રોશ સાંભળીને તેઓને એક જગાએ એકડાં કર્યાં અને ઉપર કહેલા કડિયા, ખેડુત, રોગી અને વ્હેપારીને બોલાવીને કહ્યું, ત્હમે એઓને ત્હમારૂં પોતાનું વૃત્તાન્ત અને પ્રાકૃતિક નિયમનું તત્વ જણાવો. તે સાંભળ્યાથી જો કોઇ માણસ અસંતોષ દેખાડે તો જે નિયમાનુસારે ત્હેને ક્લેશ ઉપજ્યો હોય તે નિયમ ત્હેને લાગું નહિં પડે તેમ કરીશ. પરંતુ કડિયા વગેરેનો ઉપદેશ સાંભળીને કોઈએ પણ અસંતોષ બતાવ્યો નહિં ત્યહારથી પ્રજાપતિની પ્રજા ઉત્સાહ અને યત્ન પૂર્વક ત્હેના નિયમ શિખીને તે પાળવામાં પ્રવૃત્ત થઈ, અને ત્હેનું અચિંત્ય જ્ઞાન અને અપાર કરુણા માનીને કૃતજ્ઞચિત્ત ભક્તિભાવથી ત્હેની પૂજાકરવા લાગી.



## પ્રકરણ ૧૦ મું

---

### વિદ્યા અને ધર્મના પરસ્પર સંબન્ધ વિશે વિચાર.

ભક્તિ વગેરે જે પ્રવૃત્તિયોથી પરમાર્થ કરવામાં આસ્થા અને પરમેશ્વર ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તેજ અતિ પ્રધાન વૃત્તિઓ છે. તેઓના યોગે ઘણાં મહત્વનાં કામ પાય છે. તેઓને સારે માર્ગે ચલાવ્યાથી ઘણોજ લાભ થાય છે. પરંતુ અસન્માર્ગે લગાડ્યાથી ભારે અનિષ્ટનું કારણ થઇ પડે છે. કેટલાક માણસો પરમેશ્વરનો યથાર્થ અભિપ્રાય જાણીને ત્હેની કૃપા મેળવવા માટે પરમશુભદાયક સારાં કામ કરવામાં યત્નવાન્ થાયછે વળી કેટલાક માણસો નરબલિથી ઈશ્વર સંતુષ્ટ થાય છે. એવુ મૂર્ખતાથી સમઝીને વારંવાર ત્હેનું અનુષ્ટાન કરવામાં પ્રવૃત્ત થાય છે.

ભક્તિ વગેરે પ્રવૃત્તિ પ્રબલ થયાથી, પરમેશ્વરમાં ભક્તિ અને પ્રીતિ ઉત્પન્ન થાય છે, અને તેવી આજ્ઞા પાળવાને યત્નવાન્ થાય છે. તેટલા માટે, જેમ પ્રાકૃતિક નિયમાનુસારે વૈષયિક, શારીરિક, અને બીજા કર્તવ્યકર્મ કરીને વિશ્વનિયંતાના વિશ્વકાર્ય સંબન્ધી

વિવિધ વિદ્યાનું અધ્યયન કરવું જોઇએ, તેમ પરમેશ્વરની સાક્ષાત્ આજ્ઞા સ્વરૂપ ભક્તિ વગેરે ધર્મપ્રવૃત્તિના વિષયનો પણ શ્રદ્ધા પૂર્વક અભ્યાસ કરવો જોઈએ. વિદ્યાની સાથે ધર્મનો હાવો સંયોગ થયાથી સંસારમાં ઘણોજ લાભ થવાની આશા અને સંભવ છે.

ધર્મ અને ધંધો રોજગાર વગેરેને પરસ્પરથી જાદા અને વિપરીત ભાવના જાણવા નહિં. સર્વ સાંસારિક કોઈ પરમેશ્વરના નિયમાધીન છે. તેના નિયમને આધીનછે તેથી તે સર્વે આપણાં કર્ત્તવ્ય થયાં છે. ત્હેના નિયમ એજ ધર્મ નિયમ છે, અને ત્હેના નિયમથી વિરુધ વ્યવહાર એ અધર્મ છે. એટલા માટે ત્હેના નિયમાનુયાયી વૈષયિક વ્યાપારાદિને ધર્મથી બ્હાસ્ય જાણવા જોઇએ.

જો બાળકો આવો ઉપદેશ પામે કે, આ વિશ્વ, વિશ્વ નિયંતાનાં નિયમનાં પુસ્તક સ્વરૂપ છે, તે સર્વે વિદ્યાનથી આપણે શારીરિક અને વૈષયિક કાર્યાદિ કરવા પડશે, ભક્તિ અને ન્યાયપરતા વગેરે ધર્મપ્રવૃત્તિના પરિચાલન પૂર્વક પ્રગાઢ શ્રદ્ધાની સાથે તે સર્વ નિયમ પાલવા એ કર્ત્તવ્ય છે, તો તેઓ એ સર્વે કર્મને કેવળ સ્વાર્થ સાધક સમઝીને મુગા બેશી રહેશે નહિં, પણ અવશ્ય કર્ત્તવ્ય ધર્મક્રિયા જાણીને કાર્ય કરશે. તેમ થયાથી બુદ્ધિ-

વૃત્તિ, ધર્મપ્રવૃત્તિ, અને નિકૃષ્ટપ્રવૃત્તિ આ ત્રણ મનોવૃત્તિજ આ સર્વ કાર્ય સાધનમાં પ્રવૃત્ત થશે; કારણ કે જે નિયમ બુદ્ધિવૃત્તિ દ્વારા નિરૂપિત થશે, તેને પરમેશ્વરની આજ્ઞા સ્વરૂપ જાણીને તે પાળવાને ધર્મપ્રવૃત્તિને ઉત્સાહ ઉત્પન્ન થશે, અને તેથી ઇષ્ટ લાભ થશે હેતું જાણીને કેટલીક નિકૃષ્ટપ્રવૃત્તિ પણ પૂર્ણ થશે. સર્વ પ્રકારની મનોવૃત્તિઓ જે કાર્યનો વિધિ બતાવે છે તે જે અવસ્ય પ્રમાણિક અને હિતજનક જાણવી જોઈએ, અને તે સાધન કરવાનું સામર્થ્યની પણ વૃદ્ધિ કરેછે.

જનમંડળમાં ધર્મપ્રવૃત્તિ સામાન્ય રીતે પ્રબલ જોવામાં આવતી નથી. તમામ જાતિ ભિન્નભિન્નક પ્રકારનો ધર્મ અવલંબીને ચાલે છે, જૂદી જૂદી પદ્ધતિ પ્રમાણે ઇશ્વરની અથવા મનઃકલ્પિત દેવતાની ઉપાસના કરે છે, અને ત્હેના માટે ઘણું ધન પણ ખરચેછે. જેઓ ધર્મયાજક છે તેઓની ક્ષમતા કેટલી બધી જોવામાં આવે છે ? બીજા સાધારણ લોકો ત્હેની આજ્ઞા પ્રમાણે ચાલેછે. માટે વિદ્યાની સાથે ધર્મનો યોગ થયાથી અર્થાત, વિદ્યાદ્વારા જે પ્રાકૃતિક નિયમ નિરૂપિત થાયછે, તે સર્વ પાળવામાં ધર્મવૃત્તિ દ્વારા અંતઃકરણ નિયુક્ત થયાથી, સંસારમાં ઘણોજ લાભ થાય. જ્યહાં સુધી દુઃખ દૂર કરનારી અને સુખ વધારનારી વિદ્યા

જનમંડળમાં યથાયોગ્ય પદ ધારણ કરશે નહિં અર્થાત જ્યહાં સુધી તે પરાત્પર પરમેશ્વરની આજ્ઞા માનીને ધર્મપ્રવૃત્તિયોને સર્વ રીતે ઉપદેશ નહિં આપે ત્યહાં સુધી, મનુષ્યની ભૌતિક, શારીરિક અને માનસિક કલ્યાણ કરવાની ત્હેની ઘણી શક્તિ ઉત્તમ રીતે જણાશે નહિં. જો સર્વ જાતિના ધર્મોપદેશકો લોકોની ધર્મપ્રવૃત્તિયોને પરમેશ્વરનાં પ્રાકૃતિક નિયમનો અભ્યાસ કરવામાં લગાડે તો ત્હેનાથી સંસારને કેટલો લાભ થાય તે કહેતા પાર આવે નહિં. તેઓ જો ઉપર કહેલા નિયમને પરમેશ્વરની સાક્ષાત આજ્ઞા સ્વરૂપ માનીને અને એનું પ્રતિપાલન કરવું એ ત્હેની સેવા છે એમ સમઝીને, તથા તે પ્રતિપાદક ગ્રંથોને યથાર્થ ધર્મશાસ્ત્ર સ્વરૂપ જાણીને ઉપદેશ આપે, અને જેનાથી લોકોમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇને એ સર્વે નિયમ યથાયોગ્ય શિખાય અને ત્હેના અનુસરતા વ્યવહાર થાય અને તેનાથી વિરુદ્ધ ચાલનારને શાસન મળે તો થોડી મુદતમાં લોકોનો ભ્રમ અને ક્લેશ જતો રહે અને સુખની વૃદ્ધિ થાય તેમાં સંદેહ નથી,

પરમેશ્વરના સ્થાપેલા નાના પ્રકારના નિયમનો ઉપદેશ આપવો હોય તો તે વિષયની નાના પ્રકારની વિદ્યાને ધર્મશાસ્ત્ર તરીકે શિખવવી જોઈએ. પરમેશ્વરના પ્ર-

તિષ્ઠિત નિયમનો ઉપદેશ આપવો એ સર્વ વિદ્યાનો ઉદ્દેશ છે. જગદીશ્વરે જે નિયમ સ્થાપીને શારીરિક સુખાકારી આપે છે ત્હેનું સઘળું વર્ણન કરવું એ શારીરસ્થાન તથા શારીર વિધાન વિદ્યાનું પ્રયોજન છે. ત્હેણે ભૂમિને જે ઉત્પાદિકા શક્તિ આપી છે, અને ઘણી રીત્યના ૬૪ પદાર્થના સંયોગ વિયોગ દ્વારા જે અનેક જાત્યના સાંસારિક ઉપકાર કરવા આપણા આધીનમાં રાખ્યા છે, તે સર્વનું શિક્ષણ આપવું એ રસાયન વિદ્યાનો ઉદ્દેશ છે. જે નિયમથી સૂર્ય, ચંદ્ર ગ્રહ, નક્ષત્રાદિ મ્હોટાં મ્હોટાં જ્યોતિ મંડળ પરસ્પર બંધાયલાં રહે છે; જેના યોગે પાણી, વાયુ, અને તેજની ગતિ વગેરે થાય છે, અને જે સર્વ ગતિ-વિધાયક નિયમથી યન્ત્ર કાર્ય થાય છે, ત્હેનું વર્ણન કરવું એ પદાર્થ વિદ્યાનું પ્રયોજન છે. ઉત્તમ પ્રકારે ધાતુ, જંતુ અને વનસ્પતિનું વર્ણન કરવું એ પ્રાકૃતિક ઇતિવૃત્તનો ઉદ્દેશ છે. મનોવૃત્તિઓનું નિરૂપણ કરવું તેઓના કાર્યાકાર્યનો વિચાર કરવો અને મનની સારી સ્થિતિ કરવી તથા તેની શક્તિ વધારવાના નિયમ જાણવા એ મનોવિજ્ઞાનનો ઉદ્દેશ છે. કર્ત્તવ્યાકર્ત્તવ્યનું નિરૂપણ કરવું અને ત્હેનાં નફા નુકસાન જાણવાં એ ધર્મનીતિનું પ્રયોજન છે. એ સઘળી વિદ્યાજ યથાર્થ

બ્રહ્મવિદ્યાનું મૂળ છે. પ્રત્યેક વિદ્યાનું અધ્યયન કર્યાથી જે નિયમ જાણવામાં આવે તે પરમેશ્વરની સાક્ષાત્ આજ્ઞા સ્વરૂપ જાણીને પાળવા; નિયમનો વિચાર કરીને નિયંતાનું અચિંત્ય, અનિર્વચભય જ્ઞાન, શકિત અને શુભાભિપ્રાયનું નિરૂપણ કરવું; અને એ સર્વ નિયમ પાળવાથી આપણું ચિત્ત શુદ્ધિ. જ્ઞાનોન્નાતિ અને ધર્મવૃદ્ધિ થાય છે તથા ત્હેનું અવશ્ય થનારૂં ફલ સ્વરૂપ સુખ, અને સૌભાગ્ય ઉત્પન્ન થાય છે એવો ઉપદેશ આપવો એ બ્રહ્મવિદ્યાનો ઉદ્દેશ છે. હાવી બ્રહ્મવિદ્યાજ ખરી બ્રહ્મ વિદ્યા છે હેનું તાત્પર્ય જાણ્યા પછી બીજી વિદ્યાથી એને જૂદી સમઝવી એ કોઇ રીતે સંગત જણાતું નથી. ભિન્ન ભિન્ન વિદ્યા ધર્મશાસ્ત્રના અધ્યાય સ્વરૂપ છે, બ્રહ્મવિદ્યા ત્હેનો છેલ્લો અધ્યાય છે. ઉપર લખેલી વિદ્યાજ પરમેશ્વરનું પ્રણીત ધર્મશાસ્ત્ર છે બુદ્ધિવૃત્તિ ચલાવીને તે શિખવી જોઇએ અને ધર્મપ્રવૃત્તિને નિયુકત કરીને ત્હેના ઉપર શ્રદ્ધા અને ભકિત બતાવી જોઇએ. એટલા માટે શિક્ષાગુરુ અને દીક્ષાગુરુએ ત્હેનું ઉત્તમ પ્રકારે શિક્ષણ આપવું એ તેમની ફરજ છે.

ઉપર લખેલી વિદ્યાઓ પરમેશ્વર-પ્રણીત શાસ્ત્ર તરીકે શિખવાય તો બાળપણથી લોકોને ત્હેના ઉપર શ્રદ્ધા

થાય અને ત્હેના પ્રતિપાદિત નિયમ પાળવામાં તેઓ યત્નવાન્ થઈ સ્રકે આજ કાલ વર્ણ-વિશેષ અને માણસ વિશેષ ધર્મોપદેશ અને ધર્મ સંબંધી વ્યવસ્થા આપવાના અધિકારી છે; પરંતુ ઉપર કહેલી શિખવવાની રીતિ ચાલ્યાથી આજકાલની રીતિ જતી રહેશે અને સર્વ વિદ્યાલયના પંડિતો દ્વારા ધર્મજ્ઞાનનો પ્રચાર થશે, અને આજકાલ ધર્મોપદેશ આપવામાં જે ભૂલ્યો જોવામાં આવે છે તે ધીરે ધીરે દૂર થશે. ધર્મોપદેશક પંડિતો પરમેશ્વરના ખરા નિયમો નથી જાણતા હોતા તો તેઓના ઉપદેશની સાથે લોકોના વ્યવહારનું ઐક્ય થતું નથી. આપણા દેશના ધર્મોપદેશકો હેવી રીત્યના ઉપદેશ આપે છે કે જપ, સ્તુતિ, અને ધ્યાનમાંજ આખુ આયુષ્ય ગાળ્યાથી કલ્યાણ થાય છે. તેઓ હેવું સમઝતા નથી કે પરમેશ્વરની જ્ઞાનાલોચના અને ત્હેના પ્રત્યે જેમ પ્રીતિ દેખાડવી જોઈએ તેમ ત્હેના નિયમ પાળવા પણ જોઈએ. લોકો તેઓનો હાવો ઉપદેશ સંસાર ચલાવવામાં અડચણ કરનાર છે એમ જાણીને ત્હેને અનુસરતા વ્યવહાર કરી સકતા નથી. તેઓ કુટુંબનું પ્રતિપાલન કરવામાં, વાંચવા લખવામાં, અને સામાજિક કાર્ય કરવામાં વધારે કાળ ગાળે છે. ખરૂં જોતાં, એવા ધ-

ર્મોપદેશ કરતાં આ લોકોના વ્યવહારને શુભદાયક કરવો જોઇએ, કારણ કે ઉપર લખેલી પ્રાકૃતિક નિયમ સંબંધી વિદ્યા ભણ્યાથી નિશ્ચય સાબેત થાય છે કે, પરમેશ્વરે પ્રજા પાલનને માટે જે વૈષયિક નિયમો રથાપ્યા છે, તે નહિં પાલ્યાથી ઘણાજ નુકસાન થાય છે. જગદીશ્વરે આપણા સુખને અને સૌભાગ્યને અર્થ જે ઉપાયો નિર્મિત કરી મૂક્યા છે તેનું અવલંબન નહિં. કર્યાથી ત્હેની કૃપા મેળવી સકાતી નથી અને દુઃખ સાગરમાં નિમગ્ન થવાય છે. ભારતવર્ષના ધર્મોપદેશકો સંસારમાં બંધાઈ રહેવું એ પાપનું કાર્ય કહે છે અને સંન્યાસાશ્રમનું અવલંબન કરવું એ પરમ-પુરુષાર્થ સાધનનો ઉપાય છે એવો ઉપદેશ આપે છે. પરંતુ એ ઉપદેશ આપણા સ્વભાવથી વિરુદ્ધ છે. આપણી સઘળી મનોવૃત્તિયો ગૃહસ્થાશ્રમને ઉપયોગી કરી છે, એટલા માટે લોકો ત્હેને છોડી સકતા નથી. આપણી મનોવૃત્તિઓનું સ્વરૂપ અને ત્હેનાં કાર્યાકાર્ય ઉપર વિચાર કરીને જોયાથી સ્પષ્ટ સિદ્ધ થશે કે આપણે જનમંડળની ઉન્નતિ કરવા માટે ઉત્પન્ન થયા છે; ત્હેનો ત્યાગ કરવો એ કોઈ રીતે કર્ત્તવ્ય નથી. આ ઠેકાણે ધર્મોપદેશકોના ઉપદેશ કરતાં લોકોના વ્યવહારને પ્રસંસનીય કહેવો જોઈએ. એટલા માટે આજકાલના

ધર્મોપદેશકોના ઉપદેશની સાથે લૌકિક વ્યવહારનો એ-
ક જાતનો જે વિરોધ જોવામાં આવે છે ત્હેને તોડવો
એ સર્વ પ્રકારે આવશ્યક જણાય છે. એ ભયાનક
વિરોધ લોકોની જ્ઞાનોન્નતિ અને શ્રીવૃદ્ધિમાં જેટલી
હરકત પ્હોચાડે છે તેટલી બીજું કાંઈ હરકત કરતું
નથી. ઉપર લખેલી વિદ્યાઓને પરમેશ્વર પ્રણીત ધ-
ર્મશાસ્ત્ર માનીને તેઓના ઉપર યથા યોગ્ય શ્રદ્ધા ક-
રવી અને લોકોને પણ તે ધર્મોપદેશ તરીકે શિખ-
વ્યાથી વિરોધ દૂર થશે. ઉપરલી વિદ્યાનું અધ્યયન
કર્યાથી જણાશે કે જે કાર્યો પરમેશ્વરની યથાર્થ ઇ-
ચ્છાનુસાર છે, ત્હેનું અનુષ્ઠાન કર્યાથી જ્ઞાન, ધર્મ, સુ-
ખ અને સૌભાગ્યની વૃદ્ધિ થાય છે. માટે લોકો જ્યહા-
રે નિશ્ચય જાણશે કે, યથાર્થ કર્મ સાધન સાંસારિક
સુખનું કારણ છે, અને તે કોઈ રીતે દુઃખનું કારણ ન-
થી, ત્યહારે પોતાની મેળે તેઓને કર્ત્તવ્યાનુષ્ઠાનમાં પ્રવૃ-
ત્તિ અને અનુરક્તિ ઉત્પન્ન થશે અને તેમ થયાથી
ધર્મની સાથે લૌકિક વ્યવહારની ભિન્નતા રહેશે નહિ.
હમણાં ઉપર લખેલી વિદ્યા આપણી બુદ્ધિવૃત્તિમાં ગ-
ણાયલી છે; પરંતુ તે ધર્મપ્રવૃત્તિમાં પણ કામમાં આ-
વવી જોઇએ. તે કેવળ શિખવવા લાયક છે તેમ નથી
શ્રદ્ધા કરવા લાયક છે.

માટે હાલમાં ચાલતા ધર્મની સાથે જગત્‌ની નિયમ-શૃંખલાનું ઐક્ય નથી તે થવું જોઈએ. જે પ્રાકૃતિક નિયમો નિસંદેહ નિરૂપિત થયા છે, ત્હેના વિરુદ્ધ મત કદી પણ ખરા મત નથી. નિરૂપિત ધર્મની સાથે જે ધર્મનો વિરોધ જોવામાં આવે ત્હેમાં અવશ્ય ભ્રમ હોવો જોઇએ. એ નિઃસંદેહ છે. પરમેશ્વરે મનુષ્યને સુખ આપવા માટે ત્હેની પ્રકૃતિ અને બ્હાસ્થની વસ્તુની શૃંખલાને પરસ્પર ઉપયોગી કરી છે. બાળકોને આ બન્ને વિષય ઉપર હેવું શિક્ષણ આપવું જોઈએ કે, તેઓ તે ઉપદેશને ધર્મોપદેશ જાણીને શ્રદ્ધા કરે અને ત્હેના અનુયાયી વ્યવહાર કરવામાં પ્રવૃત્ત રહે, અને પોતાના શરીરની, મનની અને જનમંડળની શ્રીવૃદ્ધિ કરીતે તેનાથી નિશ્ચય ઉત્પન્ન થતું સુખ, તનદુરસ્તી અને સૌભાગ્ય મેળવવાને સમર્થ થાય. હાલના ચાલતા ધર્મમાં હાવા ફેરફાર નહિ થાય તો ધર્મદ્વારા સંસારના જેટલા ઉપકાર થવા સંભવે છે તે કદી થનાર નથી.

પ્રત્યેક દેશના શાસ્ત્રકારો જે કામ કરવાનો વિધિ અને જે કામ કરવાનો નિષેધ બતાવી ગયા છે, તે ઘણાક મનઃકલ્પિત છે. પરંતુ જગદીશ્વર જે સઘળા ભૌતિક શારીરિક અને માનસિક નિયમ સ્થાપીને વિ-

શ્વરાજ્યનું પાલન કરે છે, તે ત્હેની સાક્ષાત્ આજ્ઞા સ્વરૂપ છે. ત્હેનું ઉલ્લંઘન કર્યાથી તરત દુઃખ ઉત્પન્ન થાય છે જો પરંપરાથી ચાલતા આવેલા વિધિનિષેધનો ઉપદેશ આપવો એ ધર્મોપદેશકોનું કામ હોય તો જે કાર્ય• પરમેશ્વરના યથાર્થ અભિપ્રેત અથવા અનભિપ્રેત તરીકે સિદ્ધ થાય છે, ત્હેનો ઉપદેશ આપવો એ ધર્મોપદેશનું એક અંગ છે એમ અવશ્ય માનવું પડશે. એક બે ઉદાહરણ આપીને આ વિષયનું પ્રતિપાદન કરીએ.

પરમેશ્વરે આપણને જે શારીરિક પ્રકૃતિ આપી છે, ત્હેનાથી આપણે દીર્ઘાયુ થઇને તનદુરસ્તનું સુખ ભોગવી સકીએ છિયે. પરંતુ તે વિષયમાં કેટલાક નિયમ નિરૂપિત થયા છે તેનું પ્રતિપાલન નહિં કર્યાથી તે સુખ મળી સકતું નથી. તનદુરસ્ત માબાપથી જન્મ લેવો, રહેવાનું ઘર ભેજ વગરનું, સ્વચ્છ અને દુર્ગન્ધ વિનાનું રાખવું અને ત્હેમાં સ્વચ્છ હવાને આવ જાવ રાખવી, દરરોજ પરિમિત હિતકારી ખોરાક આપો અને એક બે કલાક સ્વચ્છ હવામાં ફરવું, સાત આઠ કલાક કોઇ કામમાં નિયુક્ત રહીને શરીર અને મનનું સંચાલન કરવું; નિર્દોષ ખુશીમાં થોડો કાળ ગાળવો, અન્તઃકરણમાં ઘણી ઉત્કંઠા તથા દુ-

ભાવનાનો ઉદય થવા ન દેવો, ઇત્યાદિ શારીરિક નિયમ પાળવા એ સર્વેને પક્ષે આવશ્યક છે. આ સઘળા પરમ કલ્યાણકર નિયમ નહિં પાળ્યાથી મુંબાઇમાં અને બીજી જગાએ ઘણા લોકો ભારે રોગમાં પડે છે અને અકાલે મરણ પામે છે. શરીરના નિયમ નહિં સાચવ્યાથી જે રોગ ઉત્પન્ન થાય છે ત્હેનું કારણ જાણવું અને તે રોગ દૂર કરવો એ બુદ્ધિવૃત્તિનું કામ છે, તે કંઈ ધર્મપ્રવૃત્તિનું કામ નથી. કોઈ માણસ પીડિત થયાથી ત્હેની શાંતિ કરવા માટે ધર્મોપદેશકો સ્વસ્ત્યનાદિ કરવાની સલાહ આપે છે એ આપણામાં પ્રસિદ્ધ છે. ત્હેનાથી કહેવી રીતે ફલ ઉત્પન્ન થાય છે તે કાંઇ કહેતા નથી. પરંતુ જો રોગ શાંતિના ઉપાયનો ઉપદેશ આપવો એ ધર્મોપદેશકોનું કર્તવ્ય કર્મ હોય તો જેનાથી રોગની ઉત્પત્તિ ન થાય ત્હેનો માર્ગ દેખાડવો એ તેઓની વધારે ફરજ છે ત્હેમાં સંદેહ નથી. જો તેઓ પરમેશ્વર પ્રતિષ્ઠિત, પરમ શ્રદ્ધાના, તનદુરસ્તીવાળા નિયમ પોતે શિખીને શિષ્ય યજમાનોને ઉપદેશ આપે અને તે યત્ન અને શ્રદ્ધાપૂર્વક પાળવાની આજ્ઞા આપે, તો હમણાં જેટલો રોગનો પ્રાદુર્ભાવ છે ત્હેનાથી ઘણોક ઓછો થાય. લોકોને બીજે ઠેકાણેથી ઉપદેશ મેળે છે એ વાત

ખરી છે, પરતુ ધર્મોપદશકોની પાસેથી ધર્મોપદેશ તરીકે જે શિખે તે વ્યવહારમાં આણવાને લોકો શ્રદ્ધાપૂર્વક યત્નવાન્ થાય ત્હેમાં સદેહ નથી.

તેઓ જે શાસ્ત્રમાં લખેલી યથાર્થ નીતિનો ઉપદેશ આપે છે તે સાંભળીને પણ લોકો ત્હેને અનુસરીને આચરણ કરવાને યત્નવાન્ થતા નથી. પરંતુ જો તેઓ નિશ્ચય જાણવા પામે કે અમુક કર્મ જગતની નિયમ-શૃંખલાથી વિરુદ્ધ છે, બ્હાસ્યના વિષયની સાથે ત્હેનું ઐક્ય નથી, ત્હેનું અનુષ્ઠાન કર્યાથી તુરત યોગ્ય સજા મળશે તો તેઓ તે કામનો પરિત્યાગ કરવાને અવસ્ય વધારે યત્નવાન થાય. ઉપદેશકો ઈન્દ્રિય સંયમ અને રિપુ દમન કરવાનો ઉપદેશ આપે છે. લોકો સાંભળ્યા છતાં ત્હેને અનુસરતા વ્યવહાર કરવાનો યત્ન કરતા નથી. પરંતુ જો તેઓને પ્રત્યક્ષ દેખાડવામાં આવે કે, અતિ ભોજન કરવાથી રોગ ઉત્પન્ન થાય છે, અતિશય સ્ત્રી-સંયોગથી શરીર અને મન નિસ્તેજ તથા ખરાબ થાય છે; થોડી મ્હેનત કર્યાથી શરીર ખરાબ અને અંતઃકરણ વિકલ થાય છે. અતિશય ક્રોધ અને લોભથી હતબુદ્ધિ હતમાન અને કોઇ કોઈ વેળાએ બધુ નાશ પામે છે, તો તેઓ આ બધા પ્રત્યક્ષ લક્ષિત પ્રતિકૂલ મળવાના ભયથી સા-

વધાન થવાનો વધારે પ્રયત્ન કરશે ત્હેમાં સંદેહ નથી.

એટલા માટે, ધર્મોપદેશકોએ પ્રાકૃતિક નિયમ સંબંધી વિદ્યા શિખવી અને તે શિખીને પોતાના શિષ્ય તથા યજમાનને ઉપદેશ આપવો એ સર્વ પ્રકારે આવશ્યક છે. હાવી વિદ્યાની સાથે ધર્મનો સંયોગ થયાથી· ઘણો લાભ થવાનો સંભવ છે.

પરંતુ એ અવશ્ય માનવું પડશે કે હાલ આપણા દેશમાં આ સઘળા પરમ પ્રાર્થનીય વ્યાપાર થવા દુર્ઘટ છે. સંસ્કૃત ભાષામાં ઉપર લખેલી વિવિધ વિદ્યા સંબંધી ઉત્તમ રીતે રચાયલાં પુસ્તકો નહિં હોવાથી બ્રાહ્મણ પંડિતોને આ વિશેનું ઉત્તમ પ્રકારે શિક્ષણ આપવાનો માર્ગ નથી, અને બીજી ભાષામાં જે કાંઈ છે તેનું ગુજરાતીમાં ભાષાન્તર નહિં થયાથી આપણા દેશના સાધારણ માણસોને આ વિષયનું જ્ઞાન આપવાનો રસ્તો નથી. સંસ્કૃત વિના બીજી ભાષામાં જે કંઈ અભ્યાસ થાય છે તેને બ્રાહ્મણ પંડિતો અને તેઓના મતાનુગત માણસો કેવળ પૈસા કમાવવાની વિદ્યા અને વૈષયિક જ્ઞાન સમજીને તુચ્છકારે છે. આ તેઓનો વિચાર વિદ્યા પ્રચારનો એક સામાન્ય પ્રતિબંધક નથી. એ તેઓનો પ્રગાઢ કુસંસ્કાર અને ઘોરતર અજ્ઞાનતાનું ફળ છે, જે વિદ્યાનું અધ્યયન કર્યા-

થી પરાત્પર પરમેશ્વરનો અપાર મહિમા જણાય, ત્હે-
ના સાક્ષાત્ શાસન સ્વરૂપ નૈસર્ગિક નિયમનું શિક્ષ-
ણ મળે અને ત્હેને અનુસરતાં પોતાનાં કર્ત્તવ્યાકર્ત્તવ્ય
નિર્ધારિત થાય તે વિદ્યાને જો અશ્રદ્ધેય અને તુચ્છ
કારવા યોગ્ય કહેવાય તો બીજી કી વિદ્યાને જ્ઞાન ત-
થા ધર્મપ્રતિપાદક વિદ્યા કહી સકાય ? વિચાર કરીને
જોયાથી જણાશે કે તમામ વિદ્યા અને સઘળું જ્ઞાન-
જ પરમેશ્વરનાં કાર્ય પ્રતિપાદક છે. જે જ્ઞાન ઉપરનો
ઉદ્દેશ સિદ્ધ ન કરે તે યથાર્થ જ્ઞાન નથી, મનઃકલ્પિત
છે. ધર્મજ્ઞાન શિલ્પજ્ઞાન ખેતીનું જ્ઞાન ગૃહસ્થાશ્રમ
તથા રાજકાર્ય સબંધી જ્ઞાન, સમુદાય યથાર્થ જ્ઞાનને
કારણ કે ત્હેનાથી ત્હેનું સ્વરૂપ અને ત્હેનો અભિપ્રાય
જણાય છે, જે જ્ઞાનથી આ બે વિષય સમઝાય નહિ
તે ચાહે તો હિંદુ, મુસલમાન, બોદ્ધ ગમે તે ધર્મનો
માણસ માનતો હોય પણ તે અવશ્ય ભ્રાન્તિ મૂલક
છે ત્હેમાં સંદેહ નથી. અનાદિ પરંપરાક્રમથી અસ-
ત્યને સત્ય માન્યાથી તે કદાપિ સત્ય થઈ સકતું નથી.
અને ધર્મ અથવા વિષય સંબંધી કંઈ ખરેખરૂં તત્વ
ગમે તે સમયમાં નિરૂપિત થયું હોય તોપણ તે પરમે
શ્વર પ્રેરિત છે ત્હેમાં સંશય નથી. ત્હેને અનુસારે કાર્ય
કર્યાથી શુભજ થાય અને અશુભ બનાવ બનવાનો

સંભવજ નથી. માટે જગદીશ્વરે જે વિષયમાં જે માર્ગ દેખાડયો છે ત્હેની સોધ કરીને તે માર્ગનું અવલંબન કરવું એ આપણું કાર્ય છે. શારીરિક સુખાકારી મેળવવાની ઇચ્છા હોય તો પરમેશ્વરે જે શારીરિક નિયમ સ્થાપ્યા છે તે સારી રીતે પાળવા જોઇએ. પોતાના કુટુંબનાં અને બીજાં માણસોની જોડે કહેવો વ્યવહાર રાખવો જોઇએ, તે જાણવા સારૂ તે વિષયના નિયમ શિખવા જોઇએ. જલદીથી જવા આવવાના ઉપાય કરવા હોય તો, ગતિ-વિધાન, વરાળની ઉત્પત્તિ, એંજીન, ઈત્યાદિ વિવિધ વિષયમાં જે ભૌતિક નિયમ સ્થાપ્યા છે તે જાણવા જોઇએ. ખાવાને અનાજ ઉત્પન્ન કરવું હોય તો, જમીનમાં અનાજનાં, અને બીજમાં જે ગુણ છે તેનો પરસ્પર જે સંબંધ છે અને તે વિષયમાં ઋતુની જે પ્રકારની આવશ્યતા રાખી છે તે ઉત્તમ પ્રકારે જાણવું જોઇએ. પ્હેરવાનાં કપડાં ઉત્તમ પ્રકારે રંગવાં હોય તો, વિશ્વ-વિધાતાએ વર્ણોત્પાદક દ્રવ્યમાં જે ગુણ અર્પણ કર્યા છે, અને ત્હેની સાથે સુતર અને પશુના લોમનો જે સંબંધ નિરૂપિત કરી મૂકયો છે, ત્હેનું ઉત્તમ રીતે શિક્ષણ મેળવીને તદનુયાયી કાર્ય કરવું જોઇએ આ સમસ્ત નિયમનું પ્રતિપાલન ન થાય તો ઇચ્છિત કાર્ય થતું નથી

અને ઉલટી નિરાશા ઉપજે છે અને તે પાળ્યાથી અવશ્ય સફળતા મેળવી સકાય છે. કારણ કે એ સઘળા નિયમ સર્વ શક્તિમાન સર્વ નિયંતા પરમેશ્વરના સ્થાપેલા છે. એટલા માટે આ સંસારમાં આપણું જે કંઈ કાર્ય છે, તે સર્વ કરવા માટે ત્હેના અભિપ્રાયનું શિક્ષણ મેળવવું ઉચિત છે અને તે પાળવાને નીતિશાસ્ત્ર, પદાર્થ વિદ્યા, શારીર વિદ્યા વગેરે વિવિધ વિદ્યાને ત્હેનાં પ્રણીત ધર્મશાસ્ત્ર તરીકે સમઝીને યત્ન અને શ્રદ્ધાની સાથે તેનું અધ્યયન કરવું એ સર્વ પ્રકારે કર્ત્તવ્ય છે.

આ સર્વ ગુરૂતર વિદ્યાની સાથે તુલના કરીને જોયાથી આપણા દેશમાં સંસ્કૃતશાળાઓમાં જે શાસ્ત્રનો અભ્યાસ કરવામાં આવે છે તે અતિ સામાન્ય જણાય છે. આપણા દેશની અનેક સંસ્કૃત શાળામાં થોડુંક સાહિત્ય, ન્યાય અને સ્મૃતિશાસ્ત્ર માત્ર ભણાવવામાં આવે છે. સાહિત્ય-પાઠથી આનંદ થાય છે ત્હેમાં સંદેહ નથી. પરંતુ વિદ્યા શિખવવાનું પ્રયોજન જે જ્ઞાનાર્જન અને ધર્મોન્નતિ છે તે ત્હેનાથી કંઇ થતું નથી. સ્મૃતિશાસ્ત્રમાં ઠેક ઠેકાણે નીતિઓ મળે છે ખરી, પરંતુ ઘણો ખરો ભાગ જ્ઞાન માર્ગના કાંટા જેવા કેટલાક એવા કલ્પનિક નિયમથી પરિપૂર્ણ છે કે ત્હેનું અધ્યયન કર્યાથી કુસંસ્કાર દૂર ન થતાં નવા નવા

ભ્રમાંકુર ચિત્ત ક્ષેત્રમાં બદ્ધમૂળ થાય છે. ન્યાય શાસ્ત્ર ત્હેના કરતાં વધારે ઉપકારક છે ખરૂં, ત્હેનાથી બુદ્ધિની તેજસ્વિતા થાય છે, અને વિચાર શક્તિ વિકાસ પામે છે. પરંતુ પદાર્થ વિદ્યા, શારીર સ્થાન, શરીર વિધાન, ધર્મનીતિ વગેરે વિદ્યાનું અધ્યયન કર્યાથી, પરાત્પર પરમેશ્વરનું આશ્ચર્યકારક જ્ઞાન, અચિંત્ય શક્તિ અને અપાર મંગળાભિપ્રાય જાણવામાં આવે છે, અને તે જે શુભકર નિયમ સ્થાપીને વિશ્વરાજ્યનું પાળન કરે છે, તે જણાય છે, અને બુદ્ધિવૃત્તિ અને ધર્મપ્રવૃત્તિઓ સંમાર્જિત અને ઉન્નત થઈને અન્તઃકરણ જ્ઞાન જ્યોતિથી સુપ્રકાશિત અને ધર્મભૂષણથી અલંકૃત થાય છે, તે સર્વ વિદ્યા ઉત્કૃષ્ટ વિદ્યા છે. ત્હેની એક એક વિદ્યાને પરમાર્થ વિદ્યાના અધ્યાય સ્વરૂપ જાણવી અને જેથી કરીને ભૂમંડળમાં તે સર્વ પ્રચારિત થાય ત્હેના ઉપાય કરવા જોઇએ. હાલ આ દેશમાં તેનો પ્રચાર કરવો આવશ્યક છે; તેમ નહિં થાય તો આપણી સંપૂર્ણ શ્રીવૃદ્ધિ અને સુખોન્નતિ થવાનો કોઈ રીતે સંભવ નથી. જેઓ ગુજરાતી ભાષામાં ઉપર લખેલા વિષયના ઉત્તમ ગ્રંથો કરશે, તેઓ આપણા દેશના પરમ હિતૈષી તરીકે વખણાશે.



# પ્રકરણ ૧૧ મું.

---

## ઉપસંહાર.

પરમેશ્વરે મનુષ્યને સુખ ભોગવવાનો અધિકારી કરીને ત્હેના ઉપયોગી ઉત્કૃષ્ટ પ્રકૃતિ આપી છે, અને ત્હેને માટે ત્હેને નાના પ્રકારના પ્રાકૃતિક નિયમને આધીન કરીને તે સર્વ પાળી સકવાની શક્તિ તેને આપી છે તે ઉત્તમ પ્રકારે સિદ્ધ કરવામાં આવ્યું. ત્હેણે જે ભૌતિક, શારીરિક અને માનસિક નિયમ સ્થાપ્યા છે, તે સર્વ પાળ્યા વિના દુઃખ સાગરમાંથી પાર થઇને સુખ રૂપ સુરમ્ય દ્વીપમાં આવવાનો બીજો ઉપાય નથી. ત્હેના નિયમ પાળવા એ ધર્મ છે અને ત્હેનાં નિયમનું ઉલ્લંઘન કરવું એ અધર્મ છે; એટલા માટે, ત્હેના અભિપ્રાયાનુયાયી વ્યવહારજ ઐહિક અને પારત્રિક મંગળનું કારણ છે ત્હેના તમામ નિયમ એક સરખા પવિત્ર અને પાળી સકાય એવા છે, એટલા માટે કોઇ પણ રીતે નિયમ પાળવાને ઉત્સુક રહેવું ઉચિત છે. જેઓ પરમેશ્વરનું શ્રવણ, મનન, ધ્યાન ધારણાદિ સાધનમાં સઘળો કાળ ગાળવાની ઇચ્છાથી

સંસારાશ્રમનો ત્યાગ કરે છે, તેઓની મ્હોટી ભૂલ્ય સમઝવી જોઈએ. એક માત્ર અદ્વિતીય પરમેશ્વરજ આ સંસારનો કર્ત્તા છે, અને સંસારના પાલનને માટે જે સઘળા શુભદાયક નિયમ સ્થાપેલા છે, ત્હેનો સ્થાપનાર તેજ છે. ધીરે ધીરે સંસારની ઉન્નતિ થાય એ ત્હેની ઈચ્છા છે. એટલા માટે ત્હેના અભિપ્રાયાનુયાયી કાર્ય કરીને પૃથ્વીની શ્રી વૃદ્ધિ કરવી એ મનુષ્યનો ધર્મ છે.

યદ્યાપિ વિશ્વ-નિયંતાના તમામ નિયમ એક સરખા પવિત્ર છે, તથાપિ ત્હેણે મનુષ્યને વાસ્તે જ્ઞાન અને ધર્મ વિષયના નિયમોને સર્વ કરતાં શ્રેષ્ઠ કર્યા છે અને ત્હેના ઉપર આપણું સુખ વધારે આધાર રાખે છે. જેટલી આપણે આપણી બુદ્ધિ અને ધર્મ પ્રવૃત્તિ તેજસ્વિ કરી નિકૃષ્ટ પ્રવૃત્તિયોને વશીભૂત કરીશું તેટલો સંસારમાં દુઃખનો પ્રવાહ ઓછો થશે અને સુખનો પ્રવાહ વધશે.

બુદ્ધિવૃત્તિ, ધર્મપ્રવૃત્તિ અને નિકૃષ્ટ પ્રવૃત્તિનું વર્ણન પાછળ કરી ગયા છિયે. જેઓએ તે વાંચ્યું હશે તેઓએ હવે મનોવૃત્તિની આવશ્યકતા અને બુદ્ધિવૃતિ અને ધર્મપ્રવૃત્તિનું પ્રાધાન્ય માનીને કાર્ય કરવામાં પ્રવૃત્ત થવું જોઈએ. ખરૂં છે કે હાલ જનસમાજમાં વિ-

રૂઢ રીતિનીતિ ચાલે છે, તેથી આ ગ્રંથમાંના યથાર્થ તત્વાનુગત સઘળા વ્યવહાર કરવા મુશ્કિલ પડે પરંતુ એથી હેવું ધારવું નહિં કે કોઇ કાલે ભૂમંડળની કુરીતિ દૂર થઇને યુક્તિ સિદ્ધ વિશુદ્ધ આચાર વ્યવહાર પ્રચલિત થશે નહિં. જ્ઞાનનો પ્રચાર થયાથી લોકોના મન શુદ્ધ થશે ત્હારે વ્યવહાર પણ શુદ્ધ થશે તેમાં સંદેહ નથી.

જનમંડળના આગેવાન માણુસોનો જેવો સ્વભાવ હોય છે, તેવી રીતિ, નીતિ, ધર્મ વગેરે પ્રચલિત થાય છે જે વેળાએ નરમેધ, સતી થવું અને બલિદાન આપવું એ ધર્મ કાર્ય ગણાતું હતું. તે વેળાએ ઉપરની કુનીતિ સ્થાપનારાઓની જિઘાંસા-પ્રવૃત્તિ પ્રબળ અને ઉપચિકીર્ષા-પ્રવૃત્તિ દુર્બળ હતી એમ અનુમાન થઇ સકે છે. જે નીતિ યુદ્ધ કરવામાં ઘણું ધન ખરચે છે, તથા લોકોનું સુખ વધારવામાં ઘણોજ થોડો ખરચ કરતાં પણ અચકાય છે, અને પૈસા કમાવવામાં પ્રગાઢ પરિશ્રમ અને અત્યંત ઉત્સાહ દેખાડે છે, તથા જ્ઞાન વૃદ્ધિ અને ધર્મોન્નતિ કરવામાં ઘણાજ વિમુખ રહે છે; તેઓની જિઘાંસા, પ્રતિવિધિત્સા, આત્માદર અને અર્જનસ્પૃહાવૃત્તિ, ઉપચિકીર્ષા અને ન્યાયપરતાના કરતાં પ્રબલ હોય છે આજકાલની ઘણીક જાતિમાં આવો સ્વભાવ જોવામાં આવે છે; એટલા મા-

ટે તેઓના આચાર વ્યવહાર પરિવર્ત્તિત થવાની આ-
ગમજ મનનો ભાવ બદલાવો જોઈએ. પ્હેલાં કર્ત્તવ્ય
કર્મનો ઉપદેશ આપીને બુદ્ધિવૃત્તિયોને કેળવવી પછી
ધર્મપ્રવૃત્તિ નિયોજિત કરવી, છેલ્લી વારે ત્હેને અનુસ-
રાને રીતિ નીતિ સ્થાપવી એ આપણી ફરજ છે,
જગદીશ્વરે વિશ્વ પાલનને માટે જે સમસ્ત પ્રાકૃતિક
નિયમ સ્થાપ્યા છે, તે બાળકોને ઉત્તમ રીતે શિખ-
વવા જોઈએ. દોષકર દેશાચારને પરિવર્ત્તન કરીને યુ-
ક્તિ સિદ્ધ વિશુદ્ધ વ્યવહાર સ્થાપવાનો એ એક શ્રેષ્ઠ
ઉપાય છે. તેથી બાળકોનાં અન્તઃકરણમાં પ્હેલેથીજ
કુસંસ્કાર ઉત્પન્ન થશે નહિં અને જે કુસંસ્કાર કદાચ
થાય તો તે પણ એવા સજડ નહિં થાય કે તે દૂર
થવા અસાધ્ય થઈ પડે એટલા માટે તેઓ જો પ્હે-
લેથી યથાયોગ્ય કેળવણી પામે તો, પરમેશ્વરના પ્ર-
તિષ્ઠિત પ્રાકૃતિક નિયમો માણુસને ઘણા ઉપકારી છે,
અને તે સર્વ પાળવા એ ખરો ધર્મ છે અને ત્હેના
વિરુદ્ધ દેશાચાર તથા કુલાચાર એ મનુષ્યના મનઃક-
લ્પિત અને ઘણા અનિષ્ટકારક છે, એ તેઓ
સમજશે, એને તે સમજ્યાથી હમણાની કુરીતિનો
નાશ કરીને તેઓ યુક્તિ સિદ્ધ સુનીતિ પ્રચલિત કર-
વામાં યત્નવાન્ થશે. આમ થયાથી ધીરે ધીરે અ-

જ્ઞાન લોકોની સંખ્યા ઓછી થઈને સુશિક્ષિત માણસોની સંખ્યા વધશે અને તેની સાથે સત્ય સ્વરૂપની પ્રકાશને નડનારો અંતર્પટ ખશીને સદાચાર સ્થાપવાનો માર્ગ આવિર્ભૂત થશે. આ ગ્રંથમાં જે સર્વે તત્વ દર્શાવવામાં આવ્યાં છે તે અતિ શુભદાયક છે એમ તે વેળાએ સમઝાશે, અને ત્યારેજ ત્હેના અનુયાયી વ્યવહાર કરવામાં લોકો પ્રવૃત્ત થશે, તદનુયાયી વ્યવહાર દ્વારા વિદ્યા ધર્મ, અને સુખની વૃદ્ધિ થશે, અને પ્રધાન પ્રધાન મનોવૃત્તિઓ તેજસ્વી થઇને ઉત્તરોત્તર શ્રીવૃદ્ધિ કરવાની ઈચ્છા અને શક્તિ વધશે. એટલા માટે, જે નિયમ પરમેશ્વરે સ્થાપેલા છે અને યથાર્થ શુભદાયક છે, તે જરૂર પ્રચલિત થયાથી આખરે સત્યનો જય થશે. કોઇ ઉત્તમ તત્વ પ્રકાશિત થયાથી, અજ્ઞાન લોકો ત્હેને એકદમ કબુલ કરતા નથી; પરંતુ તે કાળે કરીને વિચક્ષણ માણસોને ગ્રાહ્ય તથા આદરણીય થયાથી તેનો સર્વત્ર પ્રચાર થાય છે એ નિઃસંદેહ છે.

બાળકોને કહેવી રીત્યની વિદ્યા શિખવવી જોઇએ. તે આ ગ્રંથ વાંચ્યાથી સહજ જણાશે. જ્યહારે જગદીશ્વરે આપણી શારીરિક અને માનસિક પ્રકૃતિ મુકરર કરી છે અને બ્હારની વસ્તુઓને પણ એવો અપરિવર્ત્તનીય સ્વભાવ આપ્યો છે કે, તે કોઇ રીતે વિરુદ્ધા-

ચરણ કરતો નથી, અને આ બન્નેનો પરસ્પર હેવો આશ્ચર્યકારક સંબંધ બાંધ્યો છે કે, તદનુયાયી વ્યવહાર કર્યાથી સુખોત્પત્તિ થાય છે, ત્હારે એ સઘળા વિષયનું શિક્ષણ મેળવવું એ પરમ હિતકારી, અતિશય આવશ્યક અને મોટામાં મોટું કર્તવ્ય માનવું જોઈએ. આ વિષયમાં જેટલું જ્ઞાન મળે, તેજ યથાર્થ જ્ઞાન છે, અને જેવા શિક્ષણથી આ સમસ્ત શિખાય, તેજ આપણું જ્ઞાન, ધર્મ અને સુખોન્નતિ વધારવાને યથાર્થ શક્તિમાન છે. આપણા દેશના માણસો જેઓએ વિદ્યાભ્યાસ ગામઠી નિશાળોના મ્હેતાજીની પાસેથી પૂર્ણ કર્યો છે તેઓ જે કંઇ શિખે છે તે વિદ્યા નકામી છે. જેઓ થોડું ઘણું લખતાં વાંચતાં અને સામાન્ય પ્રકારનું ગણિત શિખીને પોતાને વિદ્વાનમાં ખપાવે છે તેઓ ખરેખરા વિદ્વાન માણસોની આગળ હાસ્યસ્પદ થાય છે. સંસ્કૃત શાળામાં કેવું શિક્ષણ મળે છે તે પાછલ કરી ગયા છિયે. જેઓ મ્હોટાં મ્હોટાં અંગ્રેજી વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરે છે, તેઓમાંથી કેટલાકો અંગ્રેજી ભાષામાં સામાન્ય પ્રકારે લખી સકે તો પોતાતે વિદ્વાન સમઝે છે. યદ્યપિ ઉપદેશ આપવા અતે ભિન્ન ભિન્ન વિષય સંબંધી પોતાના અભિપ્રાય પ્રદર્શિત કરવા માટે લખતાં શિખનું

જોઇએ, તથાપિ આપણું જ્ઞાન, ધર્મ અને સુખ વધારવાને જે સર્વ વિષયનો અભ્યાસ કરવો જોઈએ તેમાં તે ગણાય નહિં. લખાણો લખવાં એ કંઇ જ્ઞાનનો પ્રચાર કરવાનેજ એ શિક્ષણની જરૂર છે ટૂંકામાં, ભૌતિક, શારીરિક, અને માનસિક નિયમ શિખવવાને માટે જે સર્વ વિદ્યાનો અભ્યાસ કરવો જોઇએ. તે આપણા દેશના મ્હોટાં મ્હોટાં વિદ્યાલયમાં થતો નથી. બીજા સાધારણ લોકોને જેવી કેળવણી આપવી જોઇએ તે આપણા દેશમાં કોઇ પણ જગાએ હજી સુધી આપવામાં આવતી નથી.

